## खास कर्तव्य

ગુરુપૂર્ણિમાનો મહાપૂજનમહોત્સવ એ આપણા પોતામાટેનોજ મહોત્સવ છે. આ મહોત્સવનો લાભ લેવા આવનારાં એવાં આપણ સૌની સગવડ યથોચિત સચવાય અને મહોત્સવના અંગની વ્યવસ્થા પણ યથોચિત જળવાય એ ખાસ જરૂરનું છે. એટલામાટે આ પ્રસંગે આપણે પ્રત્યેકે સ્વયંસેવક બનીને એકબીજાને સહકાર આપવાનો છે.

——[*]——

# અનુક્રમણિકા



**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક,** આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકાર–શ્રીઆનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા „

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઇ, ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૧૯૯૯—જ્યેષ્ઠ [ અંક ૧

## क्षमापनस्तोत्र

નાઽહં જાનામિ તે રૂપં કીદૃશોઽસિ મહેશ્વર।
યાદૃશોઽસિ મહાદેવ તાદૃશાય નમો નમઃ ॥૧॥

મન્ત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં સુરેશ્વર।
યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુ મે ॥૨॥

અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ।
તસ્માત્ કારુણ્યભાવેન રક્ષ ત્વં પરમેશ્વર ॥૩॥

ગતં પાપં ગતં દુઃખં ગતં દારિદ્ર્યમેવ ચ।
આગતા સુખસમ્પત્તિઃ પુણ્યોઽહં તવ દર્શનાત્॥૪॥

યદક્ષરપદભ્રષ્ટં માત્રાહીનં ચ યદ્ભવેત્।
તત્સર્વં ક્ષમ્યતાં દેવ પ્રસીદ પરમેશ્વર ॥૫॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥૬॥

કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા, બુદ્ધ્યાત્મના વા પ્રકૃતેઃ સ્વભાવાત્।
કરોમિ યદ્યત્સકલં પરસ્મૈ, નારાયણાયેતિ સમર્પયામિ ॥૭॥

કરચરણકૃતં વાક્કાયજં કર્મજં વા, શ્રવણનયનજં વા માનસં વાપરાધમ્ ।
વિહિતમવિહિતં વા સર્વમેતત્ક્ષમસ્વ,
જય જય કરુણાબ્ધે શ્રીમહાદેવ શંભો ॥ ૮ ॥

——[*]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

શક્તરૂપ ચેતનવિના તે વસ્તુ રહી શકે નહિ માટે તે શક્તિ કહેવાય છે.

તે તત્ત્વ જાણે ચેતનને ઢાંકતું હોય એમ અજ્ઞાનકાલે જણાય છે માટે તેને અજ્ઞાન કહેવામાં આવે છે.

જ્યાં સમષ્ટિ અજ્ઞાનને માયા કહીને વા માયા એવું નામ આપ્યા વિના ઈશ્વરના ઉપાધિરૂપે કહેલ હોય ત્યાં તે વસ્તુ શુદ્ધસત્ત્વગુણવાળી છે એમ સમજવું.

જ્યાં જીવના ઉપાધિરૂપે અજ્ઞાનનું કથન હોય ત્યાં તે મલિનસત્ત્વગુણવાળું છે એમ સમજવું.

જ્ઞાનીનાં સંચિતકર્મો દાહ પામી જાય છે, અને તેમના અંતઃકરણમાં ક્રિયમાણકર્મો પોતાના સંસ્કારો પાડવાને સમર્થ થતાં નથી.

તેમનાં સંચિતકર્મો બળી ગયેલાં હોવાથી તે પુણ્યપાપના સંસ્કારોનું ફલ તો તે જ્ઞાનીના ભક્તને કે નિંદકને ન મળે, પણ તે જ્ઞાની બ્રહ્મનો દૃઢ બોધ થયા પછી જે શુભાશુભકર્મ જીવનનિર્વાહાદિમાટે ફલેચ્છાના ને કર્મના કર્તાપણાના અભિમાનના પરિત્યાગપૂર્વક પ્રારબ્ધકર્મના ક્ષયપર્યંત કરતા રહે તેનું ફલ તેમને અજ્ઞાનની નિવૃત્તિ થયેલી હોવાથી નવું પ્રારબ્ધકર્મ બંધાવાને અભાવે મળી શકે નહિ ત્યારે તેમનાથી થયેલાં તે શુભાશુભકર્મોનું શુભાશુભ ફલ કોને પ્રાપ્ત થાય એવી શંકા કોઇ જિજ્ઞાસુના મનમાં થતાં શ્રુતિએ તેના ઉત્તરરૂપે કહ્યું છે કેઃ—તેમના પુત્ર વા શિષ્ય તેમની પાસેના સર્વ સ્થૂલદ્રવ્યનું સ્વામિત્વ પ્રાપ્ત કરે છે, તેમની પ્રેમપૂર્વક યથાયોગ્ય સેવા કરનાર ભક્ત તે જ્ઞાનીથી જ્ઞાન થયાપછી જે શુભકર્મો નિરભિમાનપણે થયાં હોય તેના ફલને ગ્રહણ કરે છે. અર્થાત્ જ્ઞાનીએ નિરભિમાનપણે કરેલાં તે શુભકર્મો તેમના ભક્તના અંતઃકરણમાં અભિરુચિ ઉપજાવી તેવાં શુભકર્મોમાં તેને જોડે છે, ને વિશ્વનિયંતાના કર્મના નિયમપ્રમાણે તેનું ફલ તે મેળવે છે. એવી રીતે જ્ઞાનીનું શુભકર્મ તેમના ભક્તના અંતઃકરણમાં સજાતીયવૃત્તિ ઉપજાવી તેની શુભકર્મમાં પ્રવૃત્તિ કરાવી તેને શુભફલ આપે છે તેથી જ્ઞાનીના પુણ્યને તેમના ભક્તો લઈ જાય છે એવો નિર્ણય થાય છે, અને જ્ઞાનીથી સ્વેચ્છાવડે, પરેચ્છાવડે કે અનિચ્છાવડે જે કાંઈ અશુભજેવાં જણાતાં કર્મો થઈ જાય તો તે અશુભ કર્મો તેમના નિંદકોના અંતઃકરણમાં સજાતીયવૃત્તિ (અશુભ કર્મ કરવાની વૃત્તિ) ઉપજાવી તેમને અશુભકર્મોમાં જોડે છે, ને તેનું ફલ તેને ભોગવવું પડે છે માટે જ્ઞાનીનાં પાપકર્મોને તેમના નિંદકો લઈ જાય છે એમ નક્કી થાય છે. (ચાલુ)

——[*]——

## श्रीआनन्दाश्रमपत्रना बारमा वर्षमां प्रवेशप्रसंगनी प्रार्थना

[ લેખકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

પરમાત્મન્ ! શ્રીઆનંદાશ્રમપત્ર આજ તેના બારમા વર્ષમાં સંક્રાન્તિ કરે છે. તે શુભ અવસરે, હે ઇષ્ટદેવ ! અમે આપભગવાનની શાસ્ત્રોક્તવિધિથી પૂજા કરીએ છીએ. તેનો, હે દીનવત્સલ ! આપભગવાન્ અદૃશ્ય રહ્યા રહ્યા પણ સ્વીકાર કરી અમને કૃતાર્થ કરવાની કૃપા કરજો.

અને, હે ભગવન્ ! આપભગવાનની પ્રાર્થના કરવાનો આ પ્રસંગ હોઇને અમે યથાશક્તિ આપભગવાનની પ્રાર્થના કરીએ છીએ. તે યદ્યપિ હૃદયગત ભાવનું યથાવત્ વહન કરવામાં યથાવત્ સમર્થ ન થાય તોપણ, હે હૃદયનાથ ! આપભગવાન્ અમારા હૃદયગત ભાવનુંજ દયામય ઉત્તર કરવાની કૃપા કરજો એમ અમે દીનભાવે વિનવીએ છીએ.

હે વેદસ્વરૂપ ! શ્રુતિ કહે છે કે આપભગવાન્ પ્રથમ એકલા હતા તે એકલું રહેવું આપભગવાનને ગમ્યું નહિ તેથી આપભગવાને અનેક થવાની કામના કરી અને આપભગવાન્ આપભગવાનની માયાના બળે જીવોરૂપે અનેક થયા છો.

હે શબ્દસ્વરૂપ ! ભગવતી શ્રુતિના આ કથનના અનુસંધાનમાં કદી અમે એમ પણ જાણીએ કે આપભગવાન્ પ્રથમ સુખઘન એવા સ્વરૂપનાજ સુખવડે સુખમય હતા, પણ સ્વરૂપના સુખમાં આપભગવાનને મજા ન રહી, તેથી કેવળ કાલ્પનિક છતાં જીવોને ખરૂં જણાય એવા દુઃખમાં દુખી રહેવાની આપભગવાને કામના કરી, અને આપભગવાન્ આપભગવાનની માયાના બળે જીવોરૂપે થઈ એવા દુઃખમાં દુખી રહેનારા થયેલા છો, તો તે સર્વાંશે ખોટું જાણેલું ગણાય એમ નથી.

તથા હે સ્વયં ઇશ્વર ! પ્રથમ આપભગવાન્ આપભગવાનના શાંતિઘન એવા સ્વરૂપનીજ શાંતિવડે શાંતિમય હતા, પણ આપભગવાનને સ્વરૂપની એ શાંતિમાં મજા રહી નહિ. તેથી કેવળ કાલ્પનિક છતાં જીવોને ખરા જણાતા એવા વિવિધ ક્લેશોના ફાંસલામાં ફસી રહેવાની આપભગવાને કામના કરી, અને આપભગવાન્ આપભગવાનની માયાના બળે જીવોરૂપે થઈને એવા વિવિધ ક્લેશોના ફાંસલામાં ફસી રહેનારા થયેલા છો, એમ પણ કદી અમે જાણીએ તો તે પણ સર્વાંશે ખોટું જાણેલું ગણાય એમ નથી.

પણ, હે મહામાયાપતિ ! આપભગવાન્ જીવોરૂપે જે થયેલા છો તે તો આપભગવાનની માયાના બળે થયેલા હોવાથી આપભગવાનનું જીવરૂપ પ્રત્યેક જીવને પોતાનું ખરૂં સ્વરૂપ જણાતું છતાં વસ્તુતાએ આપભગવાન્ જીવોરૂપે થયેલા નથીજ, ને તેથી વસ્તુતાએ આપભગવાન્ આપભગવાનના સુખઘન તથા શાંતિઘન એવા મૂળ સ્વરૂપમાંજ જેમના તેમ વિરાજમાન છો.

તેથી, હે નિરંજન ! આપભગવાનને તો વસ્તુતાએ કાંઇ કષ્ટ કે ક્લેશનો સ્પર્શ નથીજ.

પણ જીવને પ્રત્યેકને તો અપાર કષ્ટ અને ક્લેશ એથી ઊભો થવા પામેલો છે એ આપભગવાનની મહામાયાનો અદ્ભુત મહિમા છે.

હે અજ્ઞેય ! કોઈ પણ પંડિત કે કોઈપણ શરીર નર આપભગવાનની મહામાયાના એ મહિમાને ઝાંખો પાડવાના પ્રયત્નમાં આજસુધીમાં વિજય પામેલો જણાયો નથી.

પણ, હે કરુણાનિધાન ! જે અધિકારી જનને એ કષ્ટ અને ક્લેશમાંથી ઉગરવાની તથા આપભગવાનના સુખઘન અને શાંતિઘન એવા મૂળ સ્વરૂપમાં પાછું અવસ્થાન કરી રહેવાની કામના થાય તેને માટે આપભગવાનની મહામાયા જે જીવમાત્રની ખરી જનની છે તેમણે તેની પણ યોજના રાખેલીજ છે.

અને હે જીવમાત્રના સાચા ઉપદેશક ! આપભગવાનના શબ્દસ્વરૂપ શ્રુતિભગવતીદ્વારા આપભગવાને તેવા અધિકારી જનમાટે આના પણ પ્રવર્તાવેલી છે કે તેણે સમિત્પાણી થઈને શ્રીગુરુનું શરણ કરવું.

હે કૃપાસિંધો ! અધિકારી જીવોને તેમની કામનાની સાહજિક સિદ્ધિ કરવામાટે આપભગવાન્ પોતે પણ સમયે સમયે શ્રીસદ્ગુરુદેવના સ્વરૂપમાં જીવોના સમુદાયમધ્યે પ્રકટ થતા રહેવાની કૃપાને પણ વિસ્તારતા રહેલા છો.

હે ભક્તવત્સલ ! અમારી કોઈ જૂની પુરાણી પ્રીતને સંભારીને, તથા પ્રીતની રીતનું પણ રૂડે પ્રકારે પાલન કરી બતાવીને, સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનનું ( શ્રીમન્નૃસિંહાચાર્યજીનું ) અભિધાન ધારણ કરી, મહામંગલ સદ્ગુરુસ્વરૂપે અમો મધ્યે પ્રકટ થઈને, અમને પણ આપભગવાને આજના વિકટ સમયમાં પણ, આપભગવાનની એ અમોઘ કૃપાનો લાભ આપેલો છે.

એટલુંજ નહિ, પણ હે કરુણાકર ! અધિકારી જીવમાત્રને આપભગવાનના ઉપદેશનો સતત લાભ મળ્યા કરે એવા અત્યંત કારુણિક હેતુથી આ આનંદાશ્રમપત્રને જનતામાં પ્રવર્તિત કરવાનો પ્રબંધ કરીને આપભગવાને જનતાના સમગ્ર અધિકારી જીવોઉપર પણ મોટો અનુગ્રહ કરેલો છે.

હે કાળસ્વરૂપ ! આપભગવાનેજ પ્રવર્તાવેલા યુગના બળથી આજ જો કે આનંદાશ્રમપત્રનો પરિચય સાધનારાં અધિકારી જનોની સંખ્યા અલ્પ રહેતી જણાય છે, છતાં ફલ આપનારી જાતિનું વૃક્ષ ફળવાસમયે તેનો કોઈ ભોક્તા છે કે નથી તે સંબંધનો કાંઈ વિચાર કરવાની પરવા રાખ્યાવિના તેના નિયત સમયે ફળેજ રહે છે તેમ, હે નિયતિસ્વરૂપ ! આનંદાશ્રમપત્ર પણ તેનો લાભ લેનારા કોઈ છે કે નહિ તે સંબંધનો કાંઈ વિચાર કરવાની દરકાર રાખ્યા વિનાજ તેના નિયત સમયે, જનતાનું ખરું કલ્યાણ કરનારા આપભગવાનના શાંત અને સાત્ત્વિક ઉપદેશને, શાંત અને સાત્ત્વિક ઢબે જનતામાં વહેતો મૂકેજ રહે છે.

હે અમોઘ વર આપનારા ! જનતાના સમગ્ર અધિકારીજનોપર પ્રવર્તેલો આપભગવાનનો આ મોટો અનુગ્રહ જનતાના આયુષ્યજેટલા આયુષ્યવાળો થાઓ એવા વરવચનની પ્રાર્થના, હે જનતામાત્રના જનક ! આપભગવાનના સર્વસિદ્ધિપ્રદ ચરણકમલમાં સાષ્ટાંગ પ્રણિપાતપૂર્વક પ્રવર્તાવીને અમે આ પ્રસંગના અમારા મંગલાચરણની સિદ્ધિ સાધીએ છીએ. જય નાથ ભગવન્ !

———[*]———

आर्या

निजानन्दलतिकाया अखण्डनिर्वाणसुफलभरितायाः ।
पत्रमिवैतत्पत्रं द्वादशवर्षं समायाति ॥

અર્થાત્ શાન્તિ( મોક્ષ )રૂપ સુન્દર ફલવાળી આત્માનન્દરૂપી લતાનાં પત્રજેવું આ આનંદાશ્રમ સાસિકપત્ર બારમા વર્ષમાં આવ્યું છે.

आचार्यनिगमगीतं ब्रह्मत्वं यो व्यलोकयद्विश्वम् ।
नाथस्य तस्य परिचितपत्रमिदं सर्वदा जयतु ॥

જેણે વેદમાં ગાયેલ બ્રહ્મભૂતત્વ વા બ્રહ્માત્વને આચરણ કરીને જગતને બતાવ્યું છે, તે નાથના પરિચયના સાધનભૂત આ પત્ર સદા વિજય પામો.

[ પંડિત રઘુનંદન શ્રા. ] આનંદાશ્રમ-પોસ્ટ બીલખા

———•———

## શ્રીનાથસુબોધમાલા

[ શ્રીનાથભગવાનનો સદુપદેશ ]

( શ્રીઆષાઢીપૂર્ણિમાના મહોત્સવપ્રસંગે )

પરમપ્રેમથી નિરખવું, ચિદાકાશ સઘળેય;
મનનયનથી વિપલ પણ, કરવું દૂર ન તેય. ૫૪૧
ચિંતવ ચેતનને સદા, સ્મર ચેતન દિનરાત;
જો ચેતન પ્રીતે સદા, તેથી અતિ કુશલાત. ૫૪૨
મન પ્રાણ ને વીર્યને, સુસ્થિર કરો સદાય;
પરમાનંદસ્વરૂપથી, ચ્યુત ન થાઓ કદાય. ૫૪૩
સ્ત્રી દ્રવ્યમાં રાગ નહિ, માનવિષે નહિ રાગ;
બ્રહ્મરૂપે જે સ્થિર રહે, તે જ્ઞાની મહાભાગ. ૫૪૪
તેજોમય આકાશસમ, ચિદાકાશ ઉર ધાર;
ચિદાકાશથી ભિન્નને, સદૈવ જાણ અસાર. ૫૪૫
સ્વસ્વરૂપમાં સ્થિર રહી, રે'વું શાંત સદાય;
મન ઇંદ્રિય વશ રાખવાં, વ્યગ્ર ન થવું જરાય. ૫૪૬
ભૌતિક પરમાણુ અને, પ્રકૃતિ ચેતનરૂપ;
એમ દશ્યને દેખતાં, ડૂબાય નહિ ભવકૂપ. ૫૪૭
આઠ કોટ નવ ખાઇથી, બ્રહ્મચર્યપાલન;
કરી બ્રહ્મદર્શનવડે, થાઓ પરમપાવન. ૫૪૮
નિજમાં આ જગ દેખવું, આ જગમાં નિજરૂપ;
વ્યાપક નિજરૂપ જોઇને, થવું દશ્યનાં ભૂપ. ૫૪૯
શ્વ રાસભ ને પ્રેતવશ, તેના જે ઉચ્ચાર;
તત્સમ ગણી ઉવેખવાં, દુર્જન કર્મવિચાર. ૫૫૦
ચિજ્જડની ગ્રંથિતણો, કરવો પૂરો ભેદ;
ભેદદૃષ્ટિને દૂર કરી, કરવો સુદૃઢ અભેદ. ૫૫૧
પરમાનંદરૂપ બ્રહ્મને, જોવું અંતરબા'ર;
તે વિણ સત્ય ન અન્ય કંઇ, એ કરવો નિર્ધાર. ૫૫૨
સ્તુતિનિંદાને સમ ગણી, પરકાશે રવિ જેમ;
સ્તુતિનિંદાને સમ ગણી, વરતે જ્ઞાની તેમ. ૫૫૩
ત્રણ કાલ ને દશ દિશા, જાણો બ્રહ્મસ્વરૂપ;
તેમાં પ્રાણિપદાર્થ જે, તે પણ ચિદ્ઘનરૂપ. ૫૫૪
નિજાનંદના ધ્યાનમાં, રાખો પ્રેમ અપાર;
નિજાનંદમાં સ્થિર રહી, છાંડો સર્વ અસાર. ૫૫૫
દશ દિશામાં વ્યાપી રહ્યું, સુંદર ચેતનરૂપ;
એ ચેતનને નિરખતાં, ઉપજે સુખ અનુપ. ૫૫૬

———:*:———

## પ્રવાસમાંથી પ્રાપ્ત થયેલું

[લેખકઃ-શ્રી. દયાળસિંહ લાલસિંહ]

[ **નોંધઃ**—**કૃપાનાથ**ના સમાગમમાં આવેલાં મનુષ્યોની કૃપાનાથસંબંધીની **વાતોમાંથી** પણ કૃપાનાથસંબંધે ઘણું જાણવાનું મળી આવે છે. કૃપાનાથના પરોક્ષ વા પ્રત્યક્ષ **પરિચયથી** ને **પરિચર્યાથી** જુદાં જુદાં માણસોએ શું શું મેળવ્યું તેની **વ્યક્તિગત** વિગતોમાંથી કૃપાનાથના **મહાજીવન**નું જે દર્શન સાંપડે છે તે ખરેખર જીવનને સ્પર્શે એવું હોય છે. નજીવી લાગતી વાતોમાંથી પણ જીવનના **આદર્શ અંશો** મળી આવે છે. ... ... ... ... ... ... ... ]

૧. **ટંકારા**:-સં. ૧૯૯૯-ઉત્તરાયણ-શિશિરઋતુ. પૌષ વદિ ૨-૩-શનિ-રવિ.

**ટંકારા** ગામ મોરબી રાજ્યમાં આવેલું છે. **મોરબી** રાજ્યના ટંકારા મહાલનું એ મુખ્ય મથક છે.

મોરબી રાજ્ય કાઠિયાવાડમાં **પહેલા** નંબરનું રાજ્ય છે. તેના રાજા **હિંદુ** ( ક્ષત્રિય ) છે

મોરબીથી ટંકારા સાત ગાઉ થાય છે. મોરબીથી ટંકારા જવામાટે ' નેરો-ગેજ ' ( નાન માપના પાટાવાળી ) રેલવે ટ્રેન પણ છે.

**ટંકારા** એ આર્યસમાજના સ્થાપક સ્વામી શ્રીદયાનંદ સરસ્વતીના જન્મસ્થાન તરીકે પ્રસિદ્ધ થયેલું છે. સ્વામીજીના જન્મસ્થાન એવા **ટંકારા**માં પણ સ્મારકરૂપે આર્યસમાજ-સરસ્વતી-ભવન-પુત્રીપાઠશાલા છે. તેના અધ્યક્ષતરીકે હાલ શ્રી. ગિરધરલાલ ગોવિંદજી મહેતા સેવા કરી રહ્યા છે. તે **મસ્તિષ્કવિદ્યા**ના અભ્યાસી ને જ્ઞાતા છે.

**કૃપાનાથ**ના શ્રીમંત સેવક (મોઢ વણિક) સદ્‌ગત શેઠ કલ્યાણજી ચત્રભુજ ને તેમનાં ધર્મપત્ની ફૂલકુંવરબાઇના **સગા** આ ગિરધરલાલભાઇ થાય, એટલે જ્યારે કૃપાનાથ **મુંબઈ** પધારતા ત્યારે મુંબઇમાં કે કાંદીવલીમાં કે મલાડમાં જ્યાં સ્થિતિ હોય ત્યાં જઇને આ ગિરધરભાઇ કૃપાનાથના દર્શન-પ્રવચન-સત્સંગનો લાભ લેતા. શરૂશરૂમાં વિદ્યાર્થી હતા ત્યારથી આ ગિરધરભાઇને **યોગની** જિજ્ઞાસા જાગેલી એટલે કૃપાનાથપ્રણીત "**યોગકૌસ્તુભ**" આદિ પુસ્તકો વાંચીને **વૈરાગ્યતરફ** ઢળેલા.

આ ગિરધરભાઈએ કૃપાનાથનાં દર્શન કરેલાં છે....હવે કૃપાનાથના આનંદધામરૂપ **આનંદાશ્રમ**( બીલખા )નાં દર્શન કરવાની તેમની ઇચ્છા છે.

\+ × × ×

**ટંકારા**માં પોસ્ટમાસ્તર તરીકે હાલ આપણા ગુરુબંધુ શ્રી૦ હરગોવિંદ પીતાંબર ત્રિવેદી છે તે ઔદીચ્ય **બ્રાહ્મણ ને વડોદ**ના રહીશ છે. આ વડોદ ગામ કાઠિયાવાડના **ઝાલાવાડ** પ્રાંતમ આવેલું છે. આ વડોદ **ક્ષત્રિયો**નું છે, પરંતુ હકુમત **એજન્સી**ની એટલે અંગ્રેજ સરકારની છે. વડોદમાં બ્રાહ્મણોને **દાન**માં મળેલી જમીન-ખેતરો પણ છે.

આ હરગોવિંદભાઇના પિતાશ્રી **પીતાંબરભાઈ** અને મોટાબાપુ ( પિતાના મોટાભાઈ ) **વાલજીભાઇ** કૃપાનાથના જૂના ને શરૂઆતના શિષ્યો અને તેઓએ **કૃપાનાથની** ને કૃપાનાથના **આનંદાશ્રમો**ની ભાવપૂર્વક સેવા કરેલી.

**સેવાભાવી ને ભાવિક** પિતાના પુત્ર હરગોવિંદભાઈ પણ **ભાવિક** ને **સેવાપ્રિય** છે: કૃપાનાથપ્રતિ **ભક્તિભાવ**વાળા છે. સનાતનધર્મમાં **શ્રદ્ધા** ને સનાતનધર્મના પાલનમાં **ઉત્સાહ** પોતાનામાં પ્રકટ્યાં તે કૃપાનાથની **કૃપા**નું ફલ છે એમ તે ભારપૂર્વક કહે છે. પોતાના વ્યવહારમાં **ઉન્નતિ** ને પરમાર્થમાં પ્રેમ પણ કૃપાનાથની કૃપાથી સાંપડયાં છે એમ તે જણાવ

છે. કૃપાનાથના પોતાતરફના વાત્સલ્યની વાત કરે છે ત્યારે તે ગળગળા થઈ જાય છે. તેમનું હૃદય એટલું કોમળ ને ભાવભીનું છે કે પોતાની રચેલી કૃપાનાથની સ્તુતિ પૂરી ગાઈ શકતા નથી: ગાતાં ગાતાં તેમનું હૈયું ભરાઈ આવે છે ને આંખમાં જળ આવી જાય છે. કૃપાનાથે નિર્હેતુક કારુણ્ય દર્શાવીને પોતાશ્રીના શરણમાં તેમને રાખ્યા ને પોષ્યા ને હજી પોષી રહ્યા છે એની વિગતવાર વાત કરે છે ત્યારે તે આંસુભીના થઈ જાય છે.

કૃપાનાથની પારમેશ્વરી શક્તિ ને અદ્‌ભુત યોગશક્તિનો પણ તેમને પરિચય છે. ભક્તોના પુત્રપરિવારનાં ક્ષયજેવાં જીવલેણ દરદો ને દુઃખોનું નિવારણ અનેકવાર કૃપાનાથે કરેલું એ તે પૂરી રીતે જાણે છે.

કૃપાનાથનાં કૃપાપત્રોદ્વારા તેમની શંકાઓનાં સમાધાન મળેલાં, સાધનાભ્યાસમાં સુંદર માર્ગદર્શન મળેલું ને સંકેતવાળા રહસ્યમય આદેશ ને આજ્ઞાઓ પણ મળેલાં.

કૃપાનાથની કૃપાથી પોતાનું આખું જીવન પલટાઈ ગયું છે.

પોતે જિજ્ઞાસુ છે; ધ્યાનના અભ્યાસી છે: સ્વાધ્યાયમાં પ્રીતિવાળા છે: સત્સંગમાં રુચિ રાખનારા છે અને નિત્ય રાતે પોતાને ત્યાં કથા વાંચે છે ને ભજનધૂન કરે-કરાવે છે અને એ રીતે સાત્ત્વિક એવું બ્રાહ્મણજીવન જીવી રહ્યા છે. [ ચાલુ ]

× × × ×

——[*]——

## શ્રીઆનંદાશ્રમ--વીલખા

## સમાધિમંદિર

### અંદરનો આરસનો શિલાલેખ

॥ ૐ ॥

પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનના સમાધિમંદિરમાટે રકમ અર્પણ કરનાર જિજ્ઞાસુઓ:—

| | |
|---|---|
| ૧૦૧) | શ્રી મૂળશંકર કાનજી—બાલિખા |
| ૧૦૧) | શા. હરજીવન કેશવજી—નાગનેશ |
| ૧૦૧| | શેઠ રાજસી જીવરાજ—મુંબઈ |
| ૧૦૧) | પોતાના પૂજ્ય પિતાશ્રી વકીલ લાલસિંહભાઈ તથા માતુશ્રી ઝવેરબાઈની ગુરુભક્તિના સ્મરણાર્થે હ. તેમના પુત્રો—બાંટવા |
| ૧૦૧) | પટેલ ચતુરભાઈ આશાભાઈ—ભાદરણ |
| ૧૦૧) | શેઠ રવજી દેવજી ગાંધી—જામનગર |
| ૧૦૧) | શ્રીયુત ત્રિકમલાલ મયુરભાઈ—ભીમડી |
| ૧૦૧) | શ્રીયુત અજિતરાય હરિદાસ—મુંબઈ |
| ૩૦૭ા~ | ડર્બન—નાતાલવાસી સાધકોતરફથી હ. શ્રી. પુરુષોત્તમ વલ્લભ આદિ. |
| ૧૩૫) | પારસીમંડળ—મુંબઈ |
| ૨૪પાા | પરચુરણ—ભિન્નભિન્ન સાધકોતરફથી |

## સમાધિમંદિર

### બહારના આરસના શિલાલેખો

**પૂર્વાભિમુખ:—**

॥ ૐ ॥

॥ धर्मो रक्षति रक्षित: ॥

**પશ્ચિમાભિમુખ:—**

॥ ૐ ॥

સ્ફુરણ એજ સંસાર, નિ:સ્ફુરણ તે બ્રહ્મપદ;
ત્યજી દે સ્ફુરણ અસાર, નિ:સ્ફુરણ રે' સર્વદા.

**ઉત્તરાભિમુખ:—**

॥ ૐ ॥

સદોદિત પરમપ્રકાશને, નિરખો અંતરબા'ર;
એક ક્ષણે નવ વીસરો, જો ઇચ્છો દુ:ખપાર.

**દક્ષિણાભિમુખ:—**

॥ ૐ ॥

સર્વ દશ્યને ભૂલવું, જાણી અસત્ અસાર;
મન બ્રહ્મમાં ગાળવું, પ્રેમે વારંવાર.



## कृपानाथनी कृपानां संस्मरणो

[ લેખક:—ચતુર્ભુજ ભીમજી દવે-પોરબંદર ]

સંવત્ ૧૯૬૨-૬૩ની સાલની વાત છે. મારી બદલી ચણાકા ડિવિઝન વહિવટદાર તરીકે થયેલ તે પહેલાં સંવત્ ૧૯૬૦ના ભાદરવા સુદ ૨ ના રોજ કૃપાનાથનું વિધિવત્ શરણ-ગ્રહણ કરી મેં દીક્ષા લીધી હતી. બીલખાથી ચણાકા પાંચ ગાઉનો પગ રસ્તો છે. પાકી સડક નથી. રસ્તામાં બે ત્રણ વોકળા આવે છે. ચણાકે આવ્યા પછી કૃપાનાથના દર્શનનો લાભ અવારનવાર મળતો. વળી પૂર્ણિમાના પ્રસંગે સારું અને કીફાયત ભાવે ઘી મોકલવાનો તથા વિભૂતિમાટે જુદી જુદી જાતનાં કાષ્ઠો મોકલવાની આજ્ઞા થવાથી તેવી સેવાનો પણ લાભ મળતો. પરંતુ ચણાકાજેવા નાના ગામડામાં કૃપાનાથની પધરામણી થાય અને એકાદ રાત સ્થિતિ થાય તો ગામડાના લોકોને પણ દર્શનનો અને વચનામૃતનો લાભ મળે એવી ઇચ્છા થવાથી **કૃપાનાથને** વિનતિ કરવા હું બીલખે **આનંદાશ્રમમાં** ગયો, પરંતુ ત્યાં ખબર મળ્યા કે કૃપાનાથ **મેંદરડે** બિરાજે છે, તેથી હું મેંદરડે ગયો અને ચણાકે પધારવાની વિનતિ કરી. ઊતારાની સગવડતા વગેરે બાબત પૂછપરછ કરી. રસ્તો તો ખાડાખબરાવાળો અને હાડમારી-

વાળો હતો; પરંતુ સંતપુરુષોનો દયાળુ સ્વભાવ હોઇને એ બધી મુશ્કેલીઓ છતાં મારી વિનતિ કૃપાનાથે સ્વીકારી. વાહનને માટે પૂછતાં મેં જણાવ્યું કે જેતપુરથી અમારા મેનેજર સાહેબને અરજ કરીને ગાડી મંગાવીશ. ચણાકાથી જેતપુર લગભગ આઠ ગાઉ થાય છે અને ચણાકાથી બીલખા પાંચ ગાઉ એમ કુલ તેર ગાઉ થાય, તેથી છવીસ ગાઉની મુસાફરી ઘોડાને થાય એ પ્રાણિમાત્રઉપર દયા રાખનાર મહાત્માશ્રીને યોગ્ય ન લાગ્યું, તેથી પોતે બીલખેથી સદ્‌ગત દરબારશ્રી આલાવાળા સાહેબની ગાડી લાવશે એમ કહ્યું. બીજી સગવડસંબંધી વાતચીત દરમિયાન મેં ફૂલની મુશ્કેલી જણાવી હતી. મુકરર કરેલ સમય પ્રમાણે કૃપાનાથ પધારવાના ચોક્કસ ખબર મળ્યા અને ચણાકાથી એક ખેતરવા દૂર ગાડી આવી તે વખતે અમારા દરબારશ્રીએ મખમલનો જરીના ભરતવાળો અને સોનેરી ઝાલરવાળો ઉંચી કિંમતનો ગાલીચો મંગાવી આપેલ તે લઈ મયારામ ભટ્ટજીને સામા મોકલ્યા: ભટ્ટજીએ તે ગાલીચો ગાડીમાં પાથરવા વિનતિ કરી. કૃપાનાથ તો જાણતા હતા કે આવો કિંમતી ગાલીચો કોઇનો માગીને લાવેલ છે તે રસ્તામાં પાથરવાથી બગડી જાય, તેથી વ્યાખ્યાન સમયે આસનઉપર પાથરવાનું કહ્યું! ગામડાના રિવાજ પ્રમાણે કીર્તનમંડળી સામૈયું કરી દરબારી ઉતારો જેને મોતીનાં તોરણો અને ચાકળાથી શણગારવામાં આવેલ ત્યાં કૃપાનાથને પધરાવ્યા. નિયમ પ્રમાણે સાંજે શ્રવણ થયું. ગામલોકોએ ઉત્સાહથી ભાગ લીધો. મેં બે શંકાઓ પૂછી. પેલી શંકા એ હતી કે જ્યારે કોઈ સ્ટીમર ડુબે છે ત્યારે તેમાં સંખ્યાબંધ માણસો એકી સાથે મરી જાય છે તો એ બધાની જીંદગી એક સમયેજ પૂરી થવાનું નિર્માણ થયું હોય છે કે કેમ? પ્રત્યુત્તરમાં કૃપાનાથે સમાધાન કર્યું કે જે આગબોટ ડુબવાની હોય છે તેમાં અમુક મહાપાપી માણસો બેઠાં હોય છે,..અને તેમના સંસર્ગદોષથી અમુક અલ્પાયુષ્યવાળાં મનુષ્યોની જીંદગી ખતમ થઇ જવાની હોય છે તેથી તેઓ ડુબી મરે છે. જ્યારે વધારે આયુષ્યવાળાં મનુષ્યોની જીંદગી અમુક પ્રમાણમાં સંસર્ગદોષથી ઓછી થાય છે અને તેઓને લાઇફબોટ અગર બીજી સગવડ મળવાથી તેઓ બચી જાય છે. બીજી શંકા એ પૂછી કે દેવપૂજા કર્યા પછી ચરણામૃત પીતી વખતે "अकालमृत्युहरणम्" એ મંત્ર ભણવામાં આવે છે, પરંતુ જે આયુષ્ય નિર્માણ થયેલ હોય તેમાં વધઘટ થતી નથી એવું ઘણે સ્થળે વાંચેલું છે, તો પછી અકાળે મૃત્યુ થવાનો સંભવ કેમ હોઇ શકે? કૃપાનાથે સમાધાન કર્યું કે સાધારણ રીતે જે આયુષ્ય જન્મવખતે નિર્માણ થયેલ હોય તેમાં વધઘટ થતી નથી, પરંતુ ચાર મહાપાપમાંથી કોઇ મહાપાપ થઇ જાય તો તે શીઘ્રવેગી પાપકર્મ હોવાથી અમુક આયુષ્ય તે પાપની શિક્ષા તરીકે કપાઈ જાય છે, માટે એવું કોઈ મહાપાપ મારે હાથે થઇ મારું નિર્માણ થયેલ આયુષ્ય..ઓછું.ન. થાય એમ પ્રાર્થના કરવાનો એ મંત્ર ભણવામાં હેતુ છે. એક વાત લખવી રહી જાય છે. ફૂલની અગવડતા મેં જણાવેલ તે કૃપાનાથે ખ્યાલમાં રાખી પોતે પધારવાના..હતા તેને આગલે..દિવસે. પાલનપુરથી કોઇ શિષ્યે કંડિયામાં ચંપાનો હાર મોકલેલ તે પોતે સાથે લેવરાવી લીધેલ અને શ્રવણ વખતે મને આપ્યો તેથી પુષ્પની.ખામી દૂર થઇ.. . . .

એક રાત સ્થિતિ થયા બાદ બીજે દિવસે ભોજન લઇ બપોરપછી કૃપાનાથ પધાર્યા ત્યારે અમે સૌ વિદાય આપવામાટે સાથે ચાલ્યા. ગામના દરવાજાબહાર પહોંચ્યા એટલે કૃપાનાથે ગાડી ઊભી રખાવી અમને પાછા જવા આજ્ઞા આપી. અને થોડે દૂરસુધી

વળાવવા જવાની વિનતિ કરી. ત્યારે કૃપાનાથે કહ્યું કે કોઈ **પૂજ્યજન** ગામના **સ્નેહી** આવવાના હોય ત્યારે સામા એક બે ખેતરવા જવું, પરંતુ તે પાછા જતા હોય ત્યારે બહુમાં બહુ ગામના દરવાજાસુધી જવું કેમકે વધારે દૂર જવાથી મનને વધારે ક્ષોભ થાય છે, એટલે અમે દરવાજાપાસે ઊભા રહ્યા. તે વખતે અમારાં હૃદય ભરાઈ આવ્યાં અને એમ લાગ્યું કે અમારું સર્વસ્વ હરાઈ જાય છે તેથી આંસુભીની આંખે હાથ જોડી મસ્તક નમાવવા સિવાય અમે કાંઈ પણ બોલી શક્યા નહિ.

આનંદાશ્રમજેવા સંપૂર્ણ સગવડવાળા સ્થાનમાં નિવાસ કરનાર કૃપાનાથ મણીઆર હાડગારીવાળે રસ્તે પધારી ગામડાના એક સાધારણ મકાનમાં રાત્રિનિવાસ કરે એ કેવળ દયા અને પરોપકારની વૃત્તિવિના બીજું શું કહી શકાય? એવી દયા કૃપાનાથ સૌના ઉપર કરે એવી તેઓશ્રીના પાદે નારણબાવો ઉભય કર જોડી વિનતિ છે...!

——[ ૐ ]——

## શ્રીપાદુકાજીનો મહિમા

( રસ આગમ અપાર–અથવા ગુરુરાજનથકી–એ રાગ )

[ લે. શ્રી. કાનજી પુરુષોત્તમ દવે. વંથલી–સોરઠ ]

હે! ચિદ્શક્તિ! નાથચરણસેવિત પુનિત તું પાદુકા;
ઓ! પ્રકાશની! તુજ મંગલ યશ સંતોએ ગાયા સદા. ... હે૦
તું નાથચરણની અનુરાગી, થઈ કૃપાપુનિત તું બડભાગી;
મહિમા તારો ત્રિભુવન વ્યાપી. ... ... ... ... ... ... હે૦
તેં નિત્ય સેવ્યા શ્રીનાથ પ્રભુ, પરાત્પર જે પરમાત્મ વિભુ;
સચરાચર વ્યાપક સ્વયં પ્રભુ... ... ... ... ... ... હે૦
જે મનુષ્યરૂપ અવતાર ધરી, પ્રગટ્યા અવનિમાં પ્રેમ ધરી;
જેણે ભારત ભૂમિ પાવન કરી. ... ... ... ... ... ... હે૦
જે વ્યાસ વળી શુકદેવ હરિ, નર નારાયણ નિજ દેહ ધરી;
જે શંકર શ્રીમન્નાથ હરિ. ... ... ... ... ... ... હે૦
તે પ્રભુચરણો તેં શીશ ધરી, રજ અંકિત પાવન દેહ કરી;
પ્રભુ ચૈતન્ય શક્તિ પામી ખરી. ... ... ... ... ... ... હે૦
જેણે શ્રીરામપાદુકા શિર ધારી, તે ભરત ભાવ આજ્ઞાકારી;
કરી ચૌદ વર્ષ સેવા તારી. ... ... ... ... ... ... હે૦
તું શબ્દ ધ્વનિ ટંકાર કરે, રણકારે ચૈતન્ય સકળ ભરે;
તવ ગુંજનથી ઊર્મિ ઉછળે. ... ... ... ... ... ... હે૦
ઓ! પતિતપાવની ગંગાજી, સહુ તીર્થ તુજમાં રહ્યાં રાજી;
હે અઘમઉદ્ધારિણી અવિનાશી! ... ... ... ... ... હે૦
તુજ પૂજનઅર્ચન જે કરશે, શુદ્ધ ભાવ ભક્તિ તુજમાં ધરશે;
તે ભક્તો ભવસાગર તરશે. ... ... ... ... ... ... હે૦

——※——

## મહાપૂજનમહોત્સવ અને આધ્યાત્મિક સાધનક્રમ
**[ સ્થળ:-શ્રીઆનંદાશ્રમ-બીલખા. ]**
**( સંવત્ ૧૯૯૯ની આષાઢી પૂર્ણિમા-ગુરુપૂર્ણિમા. )**

પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનસાથે આધ્યાત્મિક સાધનક્રમ પણ ચાલુ નિયમમુજબ રાખવામાં આવ્યો છે. સમયપત્રક પાછલા ઉત્સવોપ્રમાણે બહુધા ચાલુ રહેશે.

આષાઢ સુદિ ૧૪ શુક્રવાર, ૧૫ શનિવાર, (ગુરુપૂર્ણિમા-મહાપૂજન) ને વદિ ૧ રવિવાર (તા. ૧૬-૧૭-૧૮ જુલાઇ-૧૯૪૩) આ ત્રણે દિવસોમાં સાધનક્રમ ચાલુ રહેશે.

**મહાપૂજનનો સમય** નવા ટાઇમ ૯॥ વાગે રહેશે.

મહાપૂજનનો તથા સાધનક્રમનો લાભ લેવો એ આવશ્યક છે.

ઇષ્ટમંત્રનો અખંડ જપ પણ ચાલુ રાખી શકાય તેવી વ્યવસ્થા રહેશે.

પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કે:—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ **વ્યાવહારિક** વાતોથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ **સાધનબળને** ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

સાધનક્રમના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ એવો ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારાઓએ **અબોટીઉં કે ધાબળી** સાથે લાવવાં જોઈએ, અને ભોજનવેળા તે પહેરીને બેસવું જોઈએ.

**ઓઢવાનું સાધન** પણ સાથે લાવવું જરૂરનું છે.

સૌએ પોતાના આગમનની મિતિ અવશ્ય જણાવવી જોઇએ કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે: આ પણ કૃપાનાથની આજ્ઞા છે.

———[*]———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર
**[ વૈશાખ ]**

**મુખ્યભેટ:**—રૂા. ૨૧-૪-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઇ. રૂા. ૧૮૦-૦-૦ ડૉ. પીરોજશાહ એરચશાહ-માહીમ. રૂા. ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતશી-કરાચી. રૂા. ૪૪-૦-૦ શ્રી. કાનજી શામજી-કરાચી. રૂા. ૨૧-૦-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથળી. રૂા. ૫૦-૦-૦ શ્રી. કરણસિંહ લાલસિંહ ઠાકોર-જૂનાગઢ.

**લઘુરુદ્રાભિષેક:**—શ્રી. ગોવિંદ ભોજા ગઢવી. શ્રી. ઇશ્વરલાલ અંબાશંકર.

**ભોજન:**—રૂા. ૩-૧-૩ શ્રી. સબળસિંહ જાલમસિંહ ઠાકોર-કુંતિયાણા. રૂા. ૪૦-૯-૦ શ્રી. કાનજી શામજી-કરાચી. રૂા. ૫-૦-૦ શ્રી. સોમલાલ ત્રિકમલાલ પાઠક-અમદાવાદ. રૂા. ૧૦-૦-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ. રૂા. ૬-૦-૦ શ્રી. હરિલાલ બહેચર-વીસાવદર. રૂા. ૨૧-૧૧-૬ શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ-ભાદરણ. રૂા. ૩૯-૦-૬ શ્રી. પૂનમચંદ જગજીવનદાસ શાહ-મહેસાણા. રૂા. ૩૧-૧૩-૦ શ્રી. જ્યેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટ-અમદાવાદ. રૂા. ૬૧-૫-૬ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ ( પાટોત્સવના ભોજનના. )

**થાળ:**—શ્રી. રામજી દેવરામ-નાગેશ્રી (થાળ ૧.) શ્રી. નરભેરામ ઓધવજી-બીલખા (થાળ ૩.) શ્રી. મૂળશંકર કાનજી-બીલખા ( થાળ ૧. ) શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઇ ( થાળ ૩. ) શ્રી.

Reg. No. B. 3087.
સને ૧૯૪૩ તા. ૨૫ જુન



# ॥ श्रीनाथचरितामृत ॥

## द्वितीयप्रवाह

પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીના જીવનચરિત્રનો આ બીજો ભાગ છપાઇ ગયો છે. ડેમી આઠ પેજી સાઇઝ ને પાંચસોઉપરાંત પૃષ્ઠો છે. લગભગ ૩૦ ચિત્રો છે.

હાલ અર્ધી કિંમતે મૂલ્ય આશરે રૂા. ૧-૦-૦ રહેશે. ટપાલખર્ચ રૂા. ૦-૭-૦ તથા રજીસ્ટરના રૂા. ૦-૩-૦ મળી રૂા. ૦-૧૦-૦ થશે.

સાથયોગે મંગાવનારે આષાઢી પૂર્ણિમાપર મંગાવી લેવાની ગોઠવણ કરવી. ટપાલરસ્તે મંગાવનારે જોઈએદિલ લેખવું. ત્રણ ને તેથી વધારે પ્રતો સાથે મંગાવનારને રેલ્વે પાર્સલથી મંગાવવું અનુકૂલ પડશે. તેમણે કિંમત ... થી મોકલી આપવી જોઇયે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ
પોસ્ટ બીલખા—કાઠિયાવાડ

આત્માના સદાદિ સ્વભાવોના ધ્યાનમાં ચિત્ત આસક્ત થવાથી તેમાંથી રહેલા કામક્રોધાદિ દોષો દૂર થાય છે, ને પુનઃ પુનઃ પ્રીતિપૂર્વક આત્મધ્યાન ચાલુ રહેવાથી પરિણામે આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થઇ પુરુષ કૃતાર્થ થાય છે.

[ કૃપાનાથપ્રણીત "રાસપંચાધ્યાયી"માંથી. ]

---

( અનુસંધાન પાછળથી ચાલુ. )

(૧૧) ઉત્સવમાં ભાગ લેવા આવનાર બાઇઓબ્હેનોએ પણ ઉપરની બાબતોનું બનતી શક્યા પ્રમાણે પાલન કરવું જોઇએ.

(૧૨) પૂજ્યપાદશ્રીના સમયથી ચાલ્યા આવતા, આનંદાશ્રમમાં નિવાસ કરનાર સજ્જનોએ પાળવાના નિયમો, જે પૂજ્યપાદશ્રીની આજ્ઞારૂપ ગણાય તે પાળવામાટે આગ્રહ સેવવો એ આપણું સૌનું કર્તવ્ય છે.

સાંએ પાગરણનો ઉપયોગ તે બગડે નહિ તેની સંભાળ રાખીને કરવો જોઇએ. જતી વેળા પાગરણ, વાસણ, તાળું વગેરે લીધેલો સામાન કાળજીથી સંભાળી પાછો સોંપીને જવું જોઇએ.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ-બીલખા.

| | | |
|---|---|---|
| વર્ષ ૧૨ મું<br>આષાઢ<br>અંક ૨ જો<br>સંવત્ ૧૯૯૯ | ॥ ॐ ॥<br>॥ यतो धर्मस्ततो जयः ॥<br># आनंदाश्रम | વાર્ષિક લવાજમ<br>પોસ્ટેજસાથે<br>રૂ. ૧-૦-૦<br>પરદેશમાટે<br>શિલિંગ ૨ |





શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः ।
यो वै भयार्तं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવથી દાઝી રહેલા તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલા જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન (શ્રીમન્નથુરામશર્મા), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે.

નવું પ્રકાશન

માનવકર્તવ્ય કિં. ૦-૧-૦

લેખકઃ—શ્રી. કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ.

પ્રકાશકો:—

શ્રી. ચાળુકલાલભાઈ, શ્રી. કેરશનજીભાઈ, શ્રી. દયાળસિંહજી તથા કાશીબહેન

———[ ]———

## અનુક્રમણિકા



જરૂરી

સૂચના:—લેખસંબંધી અને ગ્રાહકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-આંગમીબ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિક, મુદ્રક: પારેખ કેવળદાસ કાનજીભાઈ, ગોંડલ.





श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૧૯૯૯–આષાઢ [ અંક ૨

## श्रीगुरुशरणनो महिमा

( ગરબી )

ગુરુ શરણુ રહી, જાણે સ્વાત્માને સર્વાંતર્યામી;
કંઈ મુક્ત થયા, ભવબંધનથી જે સ્વરૂપને પામી. ટેક.
જે પૃથ્વીમાંહી વસે છે સદા, જેને પૃથ્વી જાણી ન શકે કદા;
જેને વશ વરતી રહી ભૂમિ મુદા. ગુરુ. ૧
જલ અનલ અનિલ નભ એ રીતે, વશ વરતી રહ્યાં પૂરણ પ્રીતે;
ન લહે તેને જે જગ જીતે. ગુરુ. ૨
રવિ શશિ ગ્રહગણ છે વશ જેને, બ્રહ્માદિક લહી ન શકે તેને;
બ્રહ્માંડ વિષે નહિ ગમ કેને. ગુરુ. ૩
યજ્ઞ વેદોમાંહે નિત્ય રહે, તેને સ્વયં જાણે પણ તે ન લહે;
તેથી ફલ આપે ઉપદેશ કહે. ગુરુ. ૪
મન બુદ્ધિ ઇંદ્રિયો તન સર્વે, નહિ સમરથ એવણ કો કરવે;
તેને જાણી શકે નહિ નિજ ગર્વે. ગુરુ. ૫
વ્યાપક છે સહુમાં એજ સદા, બીજું ચેતન ન એથીજ કદા;
રમે બહુરૂપે નિર્લેપ સુદા. ગુરુ ૬

સહુને દેખે બોલે ધારે, કરી સહુનાં કામ રહી ન્યારે;
કોઈ એહને ન દેખી શકે ક્યારે. ગુરુ. ૭
એ તો ધીથી પર વ્યાપક બાધે, પોહોતાથી સામો નવ લાધે;
કરી લાંઘણ કોટિ કલ્પ સાધે. ગુરુ. ૮
દેહાદિકમાંહે હું માની, જુએ ભિન્ન દેવને અજ્ઞાની;
તેથી વ્યાપકની રહે બેભાની. ગુરુ. ૯
દ્રષ્ટા શ્રોતાદિક એ પોતે, બીજો જગમાં એ વણ નહિ જોતે;
જાણી શકશો આપોપું ખોતે. ગુરુ. ૧૦
તનથી પર જ્ઞાનેંદ્રિય ગાજે, તેથી પર મન તેથી પર ધી છાજે;
તેથી અંતર્યામી પર રાજે. ગુરુ. ૧૧
નિયંતાદિ કહીને જગસારુ, શ્રુતિએ સ્વરૂપ શુદ્ધ નિર્ધાર્યું;
આટે ચિદ્ઘન નિર્ધર્મક ચારુ. ગુરુ. ૧૨
સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ લહી, તુરીયાપદમાંહે થાઓ સહી;
પછે કાલકર્મની બીક નહિ. ગુરુ. ૧૩

———[*]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પરમપવિત્ર, નિઃસીમ, અવિનાશી ને જ્યારે જોઈએ ત્યારે પૂરતા પ્રમાણમાં મેળવી શકાય એવું બ્રહ્મસુખ છે, ને તે પ્રત્યેક મનુષ્યના અંતઃકરણના ઉંડાણમાં સર્વદા અવિકારિરૂપે રહેલું છે.

અન્ય અનુકૂલ પ્રાણીઓના શરીરનો રાગપૂર્વક સ્પર્શ કરવાથી રાગી મનુષ્યના અંતઃકરણને અનુભવાતું સુખ અપવિત્રતાદિ દોષોવાળું, પરાધીન, અલ્પક્ષણો રહેનારું, શરીરાદિના સામર્થ્યને ક્ષીણ કરનારું ને અંતઃકરણની સ્થૂલતાને વ્યગ્રતા વધારનારું છે.

સ્પર્શજન્ય સુખ મનુષ્યના અંતઃકરણને સાચી શાંતિ ને સાચી તૃપ્તિ આપવા સમર્થ નથી, છતાં મનુષ્યોનો મોટો ભાગ દુર્વ્યસનીઓ જેમ પોતાના વ્યસનના પદાર્થભણી આકર્ષાય તેમ સ્પર્શજન્યસુખને ભ્રાંતિથી શાંતિ તથા તૃપ્તિઆપનારું માની તે સ્પર્શજન્ય સુખની લાલસાના પ્રબલ વહનમાં તણાયા કરે છે.

આત્મસ્વરૂપના ને સ્થૂલશરીરના ઉત્તમપ્રકારના વિચારરૂપ ને સદ્ગુરુની કૃપારૂપ દિવ્ય ગાયના આશ્રયવિના મનુષ્ય એ સ્પર્શતૃષ્ણારૂપ વૈતરણીના પારને પામી શકતો નથી.

બ્રહ્મધ્યાનના જેવો બીજો કોઈ પવિત્રતમ ને શ્રેષ્ઠતમ માદક પદાર્થ આ વિશ્વમાં નથી, માટે મુમુક્ષુએ એ બ્રહ્મધ્યાનરૂપ પવિત્રતમ માદક પદાર્થના સેવનવડે પોતાના મનને સર્વદા ઉન્મત્ત રાખવું જોઈએ. આ માદક પદાર્થનો ઊતાર થતો નથી, ને અંતે તે નબળાઈ ને દુઃખ પણ આપતો નથી, માટે સુખેચ્છુએ અન્ય માદક પદાર્થોનુંજ સેવન ત્યજી આ માદક પદાર્થનુંજ સર્વદા પ્રેમપૂર્વક સેવન કરવું જોઈએ.

અસંખ્ય જન્મોમાં જીવ બહારના શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં

સુખનો અનુભવ કરતો અવિલો હોવાથી તે સ્વભાવથીજ વિષયોભણી ને તેનાં સાધનોભણી આકર્ષાય છે અને નિરવધિ નિજાનંદ અતિસમીપ છતાં પણ પુણ્યના સંસ્કારોનો ઉદય થયા વિના ને મહાપુરુષોનો સમાગમ થયા વિના તેમાં તે પ્રીતિવાળો થતો નથી, તથા તેનાભણી તે આકર્ષાતો નથી.

જે મનુષ્ય નિજાનંદને પ્રાપ્ત કરવા ઈચ્છતો હોય તેણે વિષયોમાં જે દુઃખો ને દોષો રહેલાં છે તે પક્ષપાતનો પરિત્યાગ કરીને જોવાં જોઇએ. આમ કરવાથી વિષયોભણીનો ઘારો અનુરાગ દૂર થતાં નિજાનંદનો અનુભવ કરવા મનુષ્યનું અંતઃકરણ સમર્થ થાય છે.

અંતઃકરણની પવિત્રતામાં, સૂક્ષ્મતામાં ને સ્થિરતામાં મનુષ્ય જેમ જેમ વધારો કરતો જાય છે તેમ તેમ તે સાચી શાંતિનો ને સાચા સુખનો અનુભવ કરવા ભાગ્યશાળી થાય છે.

અંતઃકરણના ઉંડાણમાં પ્રકાશતા અંતર્યામીની અભિમુખ પોતાના મનની વૃત્તિને પ્રેમપૂર્વક રાખ્યા કરવાથી, તેમનામાં વિવેકવાળી પરમપ્રીતિ રાખવાથી, તેમની પ્રેરણાઓને ધૈર્યથી ને વિવેકથી સમજી સદાગ્રહપૂર્વક તે પ્રમાણે વર્તવાથી અને વિવેકાદિ ચાર સાધનોનું અનુષ્ઠાન પ્રીતિપૂર્વક ચાલુ રાખવાથી અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર વધારો થતો જાય છે, ને અંતઃકરણના દોષો વિરલ થઈ જાય છે. ( ચાલુ )

———[*]———

## श्रीसनत्सुजातीयम्

( શ્રીશાંકરભાષ્યસમેત )

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૨૬૯ થી )

नात्मानमात्मस्थमवैति मूढः संसारकूपे परिवर्तते यः ।
त्यक्त्वात्मरूपं विषयांश्च भुंक्ते स वै जनो गर्दभ एव साक्षात् ॥
योगिनस्तं मपश्यन्ति भगवन्तं सनातनं ॥ १५ ॥

ખરો પદાર્થ તો નિત્ય વિદ્યમાન રહેનારો હોય. તેને ઉપજીને વિદ્યમાન થવાનું ન હોય. વા જન્મીને જણાવવાનું તેને ન હોય. તેમજ તેને લય પામીને અળપાઈ જવાનું ન હોય. વા મરણ પામીને અદૃશ્ય થવાનું તેને ન હોય.

જીવને દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારો પદાર્થ તો માત્ર ઉપજીને વિદ્યમાન થનારો હોય છે, વા જન્મીનેજ તે તો જણાનારો હોય છે. તેમજ તે લય પામીને પાછો અળપાઈ જનારો હોય છે, વા મરણ પામીને પાછો તે અવશ્ય અદૃશ્ય થનારો હોય છે.

આથી જીવને દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારો કોઈ પદાર્થ ખરો પદાર્થ હોતો નથી.

પણ ખરા પદાર્થના અધિષ્ઠાનવિના કોઈ ખોટા પદાર્થની ઉત્પત્તિ કે જન્મ ઘટે નહિ.

જ્યાં કયાંહી પણ કોઈ ખોટો પદાર્થ જણાય ત્યાં તેના અધિષ્ઠાનભૂત થયેલો ખરો પદાર્થ પણ કોઇ હોવોજ જોઇએ એવો ન્યાયશાસ્ત્રનો નિયમ છે.

જીવને દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થમાત્રનું અધિષ્ઠાન પણ કોઈ ખરો પદાર્થ હોવોજ જોઇએ, ને છે પણ તેમજ.

જીવને દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થ માત્રનું અધિષ્ઠાન જીવનો આત્માજ છે.

જીવનો આત્મા એટલે જીવના ખરા સ્વરૂપે જીવ પોતેજ ખરો પદાર્થ છે તથા તેથી જીવને દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થમાત્રનું અધિષ્ઠાન પણ જીવનો આત્મા એટલે જીવના ખરા સ્વરૂપે જીવ પોતેજ છે.

પણ જીવનો આત્મા જીવને દેહ તથા ઇંદ્રિયોવડેજ જાણી શકાય એવો નથી,

અને જાણવાના પદાર્થમાત્રને દેહ તથા ઇંદ્રિયોવડેજ જાણવાનું જીવ તો જાણે છે.

દેહ તથા ઇંદ્રિયોવડે ન જણાય એવા કોઈ પદાર્થનો જાણે સદ્ભાવજ ન હોય તેમ દેહ તથા ઇંદ્રિયોથી અલગ પડીને કોઈ પદાર્થને જાણવાનું જીવ જાણે જાણતોજ નથી.

જીવને દેહ તથા ઇંદ્રિયોવડે ન જણાય એવો એકજ પદાર્થ છે, અને તે જીવનો આત્મા છે. વા જીવના ખરા સ્વરૂપે જીવ પોતેજ છે.

પોતાથી ભિન્ન અન્ય કોઇ પદાર્થને જાણવામાં દેહ તથા ઇંદ્રિયોનો ઉપયોગ થાય તે ઘટે છે.

પણ પોતાનેજ જાણવામાં દેહ તથા ઇંદ્રિયોનો કશો ઉપયોગ ન હોય એ દેખીતું છે.

આથી જીવના ખરા સ્વરૂપે જીવને પોતાનેજ જાણવામાં જીવને દેહ તથા ઇંદ્રિયોનો કશો ઉપયોગ નથી.

જીવના આત્માને વા જીવના ખરા સ્વરૂપે જીવને પોતાનેજ જાણવામાટે તો જીવે દેહ તથા ઇંદ્રિયોથી અલગ પડી જીવે પોતાની મેળેજ પોતાને જાણી લેવો જોઇએ.

જીવને ખરી કૃતાર્થતા તેના પોતાના ખરા સ્વરૂપને જાણી રહેવામાંજ છે.

પણ જીવદશામાં ભાગ્યેજ કોઈ જીવને આવો વિવેક સાંપડે છે.

ઉપરાંત દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થો વસ્તુતાએ ખરા ન હોવા છતાં જીવને તે ખરાજ જણાય છે.

તથા તેમાંના ઘણા જીવને દેહ તથા ઇંદ્રિયોના સંબંધથી જીવદશામાં ગાઢી પ્રીતિ ઉપજાવનારા હોય છે તથા ઘણા ગાઢો દ્વેષ ઉપજાવનારા હોય છે.

તેથી રાગ અને દ્વેષને ઉપજાવીને જીવ તેમને વિષેના વિવિધ વ્યવહારો કરે છે.

એ વ્યવહારોથી જીવને પુણ્ય તથા પાપ બંધાય છે.

અને એ પુણ્ય તથા પાપના ફળનો ભોગ થવા જીવને એકપછી બીજા એમ ઉત્તરોત્તર અનેક ભવોનું ભ્રમણ લાગુ થાય છે.

પણ જીવને જીવદશામાં બહુધા આ વિવેક સ્વયં સ્ફુરતો નથી તેથી તે તો મૂઢ એટલે વિવેકશક્તિવિનાનો જાણે પોતે હોય તેમ ભવભ્રમણમાંજ લાગુ રહે છે,

અને ખરો પદાર્થ હોવાના કારણે પોતેજ પોતાના ખરા સ્વરૂપે સુખઘન હોવા છતાં સંસારનાં ખોટાં સુખદુઃખ ને ખરાં જાણી તેમાં મગ્ન રહે છે.

હવે વસ્તુતાની દૃષ્ટિએ જોતાં જીવ પોતે પોતાના ખરા સ્વરૂપે સુખઘન છે, તેથી તેને દેહ તથા ઇંદ્રિયો, અને દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા, તથા દેહ તથા ઇંદ્રિયોના યોગે જીવને રાગદ્વેષ ઉપજાવનારા, સંસારના પદાર્થોનો કોઇનો જીવને કશો ઉપયોગ નથી.

દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થો દેહ તથા ઇંદ્રિયોને પ્રસન્ન કરનારા તથા દુઃખ દેનારા હોય છે.

જીવને તેના ખરા સ્વરૂપે તેઓ નથી પ્રસન્નતા ઉપજાવવાને સમર્થ કે નથી દુઃખ ઉપજાવવાને સમર્થ.

છતાં દેહ તથા ઇંદ્રિયોના સુખદુઃખને પોતાનું સુખદુઃખ જાણી જીવ દેહ તથા ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થોમાં રાગદ્વેષવાળો રહે છે તથા અનુકૂળ બુદ્ધિવડે કે પ્રતિકૂળ બુદ્ધિવડે પણ તે પદાર્થોનોજ ભોગ કર્યા કરે છે તેથી જીવ એક રીતે બુદ્ધિહીન ગર્દભનીજ ઉપમાને પાત્ર થાય છે.

આથી પોતાનેજ વિષે રહેલા સુખઘન એવા પોતાનાજ ખરા સ્વરૂપને નહિ જાણીને જે પુરુષ મૂઢભાવે ભવભ્રમણ કર્યા કરે છે તથા સુખઘન એવા પોતાનાજ ખરા સ્વરૂપનો ભોગ નહિ કરતાં દેહ તથા ઇંદ્રિયોને પ્રીતિ તથા અપ્રીતિ ઉપજાવનારા ભોગોનેજ અનુકૂળ તથા પ્રતિકૂળભાવે ભોગવ્યા કરે છે તેજ બુદ્ધિની અપેક્ષાએ ખરો ગધેડો છે.

ગધેડાના શરીરમાં તો બુદ્ધિની જોઇએ તેવી ખીલવટ થવાની શકયતા નૈસર્ગિક રીતે ન હોવાથી ગધેડો બુદ્ધિહીન હોય છે તે તેને માટે ક્ષંતવ્ય છે,

પણ બુદ્ધિની જોઇએ તેવી ખીલવટ થવાની જે શરીરમાં નૈસર્ગિક રીતે શકયતા હોય છે એવા પુરુષના શરીરને પામીને પણ જેને વસ્તુતાનો વિવેક નથી થતો તે પુરુષજ ખરો ગધેડો કહેવાવાયોગ્ય છે.

પણ સદ્ગુરુના સત્સંગવિના પુરુષને વસ્તુતાનો વિવેક સહજ સાંપડતો નથી.

માટે પોતાનું ખરું હિત ઇચ્છનારા પુરુષે કોઇ પણ પ્રયત્ને સાચા સદ્ગુરુના ઉપદેશને સંપાદન કરવો જોઇએ.

અને સાચા સદ્ગુરુના ઉપદેશવડે વસ્તુતાનો વિવેક સાંપડ્યા પછી પણ દેહ તથા ઇંદ્રિયોથી અલગ પડીને પોતાના ખરા સ્વરૂપને પોતાની મેળે જાણવાના યોગને જાણી તે યોગને સંપાદન કર્યાવિના પુરુષ તેના ખરાસ્વરૂપને જાણી સંપાદન કરી શકતો નથી.

માટે સદ્ગુરુપાસેથી તેવા યોગને પણ પુરુષે અવશ્ય સંપાદન કરવો જોઇએ.

જે પુરુષો એવા યોગને જાણે છે તેજ પુરુષો જીવમાત્રના ખરા સ્વરૂપભૂત હોવાથી સનાતન અને ખરા પદાર્થભૂત હોવાથી સ્વયં ઇશ્વર એવા પોતાના ખરા સ્વરૂપને પોતાની મેળે જાણી શકે છે તથા તેમાં અવસ્થાન કરી રહેવા સમર્થ થાય છે.

અને જે પુરુષો પોતાના સનાતન અને સ્વયં ઈશ્વર એવા ખરા સ્વરૂપને જાણે છે તેઓજ ખરા કૃતાર્થ થાય છે.

श्रीशांकरभाष्यम्

संमतिमाह नात्मानमिति

नात्मानं० ॥ એમ આ શ્લોકવડે ગધેડાના શરીરને પામેલો જીવ તો દેખીતી રીતે ગધેડો છેજ, પણ મનુષ્ય શરીરને પામેલો છતાં જે પુરુષને વસ્તુતાનો વિવેક નથી તેજ ખરો ગધેડો છે, એવા નિર્ધારમાં પોતાની સંમતિ કહે છે.—

मूढः आत्मानात्मविवेकशून्यः पुमान् आत्मस्थं आत्मनि तिष्ठन्तं न जानाति स एवाहमिति अतः कारणात् संसारकूपे संसार एव कूपस्तस्मिन् परिवर्तते श्वसूकरादियोनिं प्राप्नोति

મૂઢ એટલે આત્મા અને અનાત્માના વિવેકવિનાનો જે પુરુષ પોતામાં રહેલા પોતાના ખરાસ્વરૂપને પોતારૂપે એટલે તે હું છું દેહ ઇંદ્રિયોના સંઘાતરૂપવાળો હું નથી એમ નથી જાણતો, આ કારણથી તે સંસારરૂપ કૂવામાં પરિભ્રમણ કર્યા કરે છે એટલે કૂતરાં તથા ભુંડ આદિનાં શરીરોને પામ્યા કરે છે.

अपरोक्षात्मचैतन्यं देहादिदोषरहितं सर्वावभासकं येन सूर्यस्तपति य एव तत्स्वरूपं परित्यज्यानित्यान् विषयान् भोगान् भुंक्ते स जनो न तर्हि किं साक्षाद् गर्दभ एव

પુરુષના આત્મભૂત ચૈતન્ય દેહ આદિની મલિનતાવિનાનું, અને સંપૂર્ણ વિશ્વને સાક્ષાત્ પ્રકાશનારા સૂર્યભગવાન્ પણ જેના તેજથી તપે છે એવા તેજવડે સ્થૂલસૂક્ષ્મ સર્વે પદાર્થોને યથાવત્ પ્રકાશનારું હોવાથી પુરુષને સ્વયં સાક્ષાત્ થવાના સ્વભાવવાળું છે. પોતાના ખરાસ્વરૂપભૂત તે ચૈતન્યની અવગણના રાખીને જે પુરુષ પોતે નહિ એવાં દેહ ઇંદ્રિયોનેજ પ્રસન્ન કરનારા અનિત્ય ભોગોને ભોગવ્યા કરનારો છે તે પુરુષ પુરુષ નથી, પણ સાક્ષાત્ ગધેડોજ છે.

एवं विधं पूर्वोक्तमात्मानं योगिन एव पश्यन्ति ॥ १९ ॥

આ પ્રમાણેના એટલે પૂર્વે કહેલા સ્વરૂપવાળા આત્માને યોગીઓજ જાણે છે પણ ખરી કૃતાર્થતા માટે તેને જાણવાની અગત્ય સર્વે પુરુષોને છે તથા સર્વે પુરુષો તેને જાણી શકે એમ છે માટે સર્વે પુરુષોએ તેને જાણવાનાં યોગને સદ્‌ગુરુ પાસેથી સંપાદન કરીને તેને અવશ્ય જાણવો જોઈએ. (ચાલુ)

---

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૨૭૨ થી )

मृते जीवति वा पत्यौ या नान्यमुपगच्छति ।
सेह कीर्तिमवाप्नोति मोदते चोमया सह ॥ ७५ ॥

પતિના જીવતાં કે મરણપછી જે સ્ત્રી અન્ય પુરુષનો ઉપભોગ કરતી નથી તે આ લોકમાં કીર્તિને પામે છે અને મરણપછી મહાદેવી ઉમાના લોકમાં મહાદેવી ઉમાસાથે આનંદ કરે છે.

आज्ञासंपादिनीं दक्षां वीरसूं प्रियवादिनीं ।
त्यजन् दाप्यस्तृतीयांशमद्रव्यो भरणं स्त्रियाः ॥ ७६ ॥

પતિની આજ્ઞાને અનુકૂળ વર્તનારી, ચતુર બુદ્ધિવાળી, વીરપુત્રોને જણનારી, અને મીઠું બોલનારી પત્નીનો ત્યાગ કરનારા પતિપાસેથી પતિના ધનનો ત્રીજો ભાગ રાજાએ વા આગેવાન ગૃહસ્થોએ તે પત્નીને અપાવવો.

અને પતિ ધનવાળો ન હોય તો પત્નીના ભરણપોષણ પુરતો ભાર પતિ માથે રાખવો.

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष. धर्मः परः स्त्रियाः ।
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ ७७ ॥

ભાર્યાએ ભર્તાનુ કહ્યુ કરવું આ સ્ત્રીઓનો શ્રેષ્ઠ ધર્મ છે.

પણ ભર્તા કોઈ મહાપાતકવડે દૂષિત થયેલો હોય તો પ્રાયશ્ચિત્તવડે તે પાછો શુદ્ધ ન થાય ત્યાંસુધી ભાર્યાએ તેનું કહ્યુ કરવું નહિ.

પણ તેનું કહ્યું કરવામાટે તે પાછો શુદ્ધ થાય તેટલો સમય વાટ જોવી.

लोकानन्त्यं दिवःप्राप्ति पुत्रपौत्रप्रपौत्रकैः ।
यस्मात् तस्मात् स्त्रियः सेव्याः कर्तव्याश्च सुरक्षिताः ॥ ७८ ॥

જેથી પુત્ર પૌત્ર અને પ્રપૌત્રવડે આ લોકમાં અનંતતાની પ્રાપ્તિ થાય છે અને મરણ પછી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે તે માટે સ્ત્રીઓનુ પુરુષોએ સેવન કરવું અને તેમને સુરક્ષિત રાખવી.

षोडशर्तुनिशाः स्त्रीणां तस्मिन् युग्मासु संविशेत् ।
ब्रह्मचार्येव पर्वण्याद्याश्चतस्रस्तु वर्जयेत् ॥ ७९ ॥

સ્ત્રીઓને ગર્ભધારણ કરવામાટે સોળરાત્રિ અનુકૂળ હોય છે તે સમયમાં બેકી રાત્રિઓમાં પતિએ પત્નીનો સમાગમ કરવો.

પણ પહેલી ચાર રાત્રિ છોડી દેવી અને પર્વના દિવસે પણ પતિએ બ્રહ્મચર્ય રાખવું.

एवं गच्छन् स्त्रियं क्षामां मघां मूलं च वर्जयेत् ।
सुस्थ इन्दौ सकृत् पुत्रं लक्षण्यं जनयेत् पुमान् ॥ ८० ॥

ગર્ભને ધારણ કરવાની પાત્રતાના ચિહ્નરૂપે પાતળી પડેલી પત્નીનો વિદિન કહેલી રાત્રિઓને વિષે ઉપભોગ કરવામાં પણ જે રાત્રિએ મઘા કે મૂળ નક્ષત્ર હોય તે રાત્રિ છોડી દેવી.

વિહિત રાત્રિઓમાંની પણ જે રાત્રિને વિષે ચંદ્ર આદિ ગ્રહો પોતપોતાના શુભ સ્થાનમાં રહેલા હોય તે એકજ રાત્રિને વિષે એકવાર પતિએ ગર્ભાધાન કરવું.

એ રીતે ગર્ભાધાન કરતાં સારાં લક્ષણવાળો પુત્ર જન્મે એવી ભાવના કરીને પતિએ ગર્ભાધાન કરવું. એમ કરવાથી અવશ્ય સારાં લક્ષણવાળા પુત્રનો જન્મ થાય છે.

यथाकामी भवेद्वापि स्त्रीणां वरमनुस्मरन् ।
स्वदारनिरतश्चैव स्त्रियो रक्ष्या यतः स्मृताः ॥ ८१ ॥

અથવા સ્ત્રીઓને અપાએલા વરદાનનું સ્મરણ રાખીને પત્નીની ઇચ્છાને અનુરૂપ યથાકામી થવું એટલે નિરંકુશપણે કામની તૃપ્તિ કરવી.

પણ જે કારણથી સ્મૃતિઓમાં સ્ત્રીઓનું વ્યભિચારસામે રક્ષણ કરવાનુ કહેલું છે તે કારણે પતિએ પણ પોતાની પત્નીને વિષેજ સદાને માટે રમણ રાખવું.

## श्रीवंथली (वामनस्थली)मां श्रीवीलखा-आनंदाश्रममांथी श्रीमन्नाथ भगवान्श्रीनां प्रतिमाजी, तथा श्रीचरणपादुकाजी छत्र चामर सहित पधरावतां तेनुं स्वागतनुं, वरणागीनुं तथा पूजननुं मंगळगीत.

[ લેખક:—શ્રી. કાનજી પુરુષોતમ દવે-વંથલી-સોરઠ ]

### સ્વાગતગીત-રાગ ધોળ

જીરે! ધન્ય ઘડી ને ધન્યમંગલ દિન આજનો રે,
જીરે! નાથ પધાર્યા પ્રીતથી અમ દ્વાર રે......પધારો આનંદાશ્રમવાસી રે.

જીરે! વામનસ્થલીથી આમંત્રણ તો પાઠવ્યાં રે,
જીરે! સ્વીકાર્યાં શ્રીનાથ પ્રભુ સાક્ષાત્ રે... ... ... ...પધારો૦

જીરે! સાથ અનુચર આવ્યા પ્રભુના ઓપતા રે,
જીરે! દયાળસિંહજી, શાણા બ્રહ્મપ્રકાશ રે... ... ... ...પધારો૦

જીરે! એકાદશી દિન મંગલમય પ્રભાતનો રે,
જીરે! અગ્નિરથમાં આવ્યા શ્રીમન્નાથ રે... ... ... ...પધારો૦

જીરે! પ્રભુ પધાર્યા વામનસ્થલીના સ્ટેશને રે,
જીરે! પાવન કરવા ગામ અને અમ ધામ રે... ... ... ...પધારો૦

જીરે! સ્વાગતમાં સાથીયાં કીધાં સ્નેહથી રે,
જીરે! પ્રેમથી પહેરાવ્યા, પુષ્પો હાર રે... ... ... ...પધારો૦

જીરે! બેન્ડ સુંદર મંગલ સરોદે વાગીયાં રે,
જીરે! ભાવભીનાં સ્નેહે કીધાં સન્માન રે... ... ... ...પધારો૦

જીરે! કુમારિકા મંગલ કલશે વધાવતી રે,
જીરે! સુવાસિનીઓ ગાયે મગલ ગીત રે... ... ... ...પધારો૦

જીરે! મોટરમાં સિંહાસન કીધાં નાથનાં રે,
જીરે! છડી ચામર ને પાદુકાજી સાથ રે... ... ... ...પધારો૦

જીરે! ગ્રામ વિષે આનંદભવન રળીઆમણું રે,
જીરે! ત્યાં પ્રભુના ઉતારા કીધા વાસ રે... ... ... ...પધારો૦

જીરે! ભવભયભંજક ભવતારક શ્રીનાથજી રે,
જીરે! કૃતાર્થ કરવા પધાર્યા શ્રીમન્નાથ રે... ... ... ...પધારો૦

### સાંયકાળે શ્રીનાથપ્રભુની વરણાગી ચડતાં તેનું ધોળ (રાગ ઉપરનો)

જીરે! સાંયકાળે સુંદર વાજા વાગીયાં રે,
જીરે! બેન્ડ સુણાવે મંગલમય સંગીત રે...વરણાગી વહાલા નાથની રે.
જીરે! ઝળહળતી જ્યોતિના રમ્ય પ્રકાશમાં રે,
જીરે! નાથ બિરાજ્યા નિજ મોટરની માંહિ રે... ... ...વરણાગી૦

જીરે ! આનંદ ભવને દેવદુંદુભિ વાગીયાં રે,
જીરે ! બ્રહ્મર્ષિઓ કરતા શ્રુતિ ગાન રે.... ... ...વરણાગી૦

જીરે ! નાથ શિરે શુભ છત્ર ધરાયું સ્નેહથી રે,
જીરે ! છડીદાર ને ચમર ઢાળે વાય રે.... ... ...વરણાગી૦

જીરે ! આનંદ ને માનવનો સાગર ઉલટયો રે,
જીરે ! દર્શન અરથે ઉલટયો સહુ સમાજ રે... ... ...વરણાગી૦

જીરે ! વરણાગીની શોભા શી હું વર્ણવું રે,
જીરે ! નાથપ્રભુનો વર્ત્યો જયજયકાર રે... ... ...વરણાગી૦

જીરે ! ઠામો ઠામે સદ્‌ગુરુની જય ગાજતી રે,
જીરે ! નાથપ્રભુનો ગરજ્યો જયજયકાર રે... ... ...વરણાગી૦

જીરે ! ઠામેઠામે બેન્ડ મધુરું વાગતું રે,
જીરે ! ઢોલ ત્રાંબાળુ શરણાયુંના નાદ રે... ... ...વરણાગી૦

જીરે ! મહેલ અટારી બારી ગલિયો મહિં રે,
જીરે ! નિરખે વધાવે સુહાગની સ્ત્રીવૃંદ રે... ... ...વરણાગી૦

જીરે ! બટુકની મોટર અલૌકિક ઓપતી રે,
જીરે ! વધાવે સરવે જેને પ્રેમ સંબંધ રે... ... ...વરણાગી૦

જીરે ! બટુકની માતાઓ, ફઈ ને ભગિનીયો રે,
જીરે ! મોટરોમાં ગાયે મંગલગીત રે... ... ...વરણાગી૦

જીરે ! શહેરમાં વરણાગી પ્રભુની ચાલતી રે,
જીરે ! સાથે સાજન હિંદુ મુસલમાન રે... ... ...વરણાગી૦

જીરે ! ભેદ ભૂલી સહુ નાથપ્રભુને નિરખતા રે,
જીરે ! વંદન કરતા અંતરધરી સદ્‌ભાવ રે... ... ...વરણાગી૦

જીરે ! ઠામોઠામે સદ્‌ગુરુની જય ગાજતી રે,
જીરે ! ભક્તોના આનંદનણો નહિં પાર રે... ... ...વરણાગી૦

જીરે ! મેઘાડંબર છત્રધર્યું શ્રીનાથને રે,
જીરે ! નભમંડલથી મંદમંદ વર્ષા થાય રે... ... ...વરણાગી૦

જીરે ! નગર ફરીને વરણાગી સુખ શાંતિથી રે,
જીરે ! પ્રભુ પધાર્યા આનંદભવન માંહિ રે... ... ...વરણાગી૦

જીરે ! ધન્ય સમય ને ધન્ય ઘડી પળ આજની રે.
જીરે ! નાથપ્રભુનો વરત્યો જયજયકાર રે... ... ...વરણાગી૦

---:*:---



# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

[ જ્યેષ્ઠ ]

સુખ્યલેટઃ—રૂ. ૧૦–૦–૦ વિદ્યાર્થી ઉમિયાશંકર રામજી જોષી–સીમર. રૂ. ૧૫–૦–૦ શ્રી.દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૪૫–૦–૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ–મુંબઇ. રૂ. ૧૦-૧૦-૦ શ્રી. કાનજીભાઈ મેપાભાઇ–નૈરોબી. રૂ. ૨૫–૦–૦ ગુરુબંધુ ખોજા રૂપશી કાળાભાઇ–રાજકોટ.

રુદ્રાભિષેકઃ—શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા–ગોધરા.

ભોજનઃ—રૂ. ૨૫–૦–૦ બહેન મુક્તાબાઇ રામજીભાઈ–શાંતાક્રુઝ–મુંબઇ, સદ્‌ગત મયાશંકર ભગવાનજી ઉપાધ્યાયના કલ્યાણ નિમિત્તે. રૂ. ૧૩–૧૦–૬ શ્રી. નાથા ડાયા તથા શ્રી. કરણસિંહ રાજાભી–લુણીઆવવાળાતરફથી ભોજનના. રૂ. ૧૩–૧૦–૬ ગુરુબંધુ રૂપશી કાળાભાઇ–રાજકોટ. રૂ. ૧૬–૧૫–૬ એક ભક્તજન–મુંબઈ.

થાળઃ—શ્રી. સોમજી વાલજી–ખડિયા. શ્રી. રતનસી રાયસી–મુંબઇ. શ્રી. ભાનુલાલ પોપટલાલ–જૂનાગઢ. શ્રી. પ્રમોદરાય કાલિદાસ–દ્વારકા. શ્રી. દેવશંકર ભાઇશંકર–કુંડલા. એક ભક્તજન–મુંબઇ. શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાચી ( બે થાળ. ) શ્રી. ભાણજી મૂળજી–જામજોધપુર. ( બે થાળ ) શ્રી. હર્ષદરાય મહારાણીદાસ–માંગરોલ ( બે થાળ. ) શ્રી. કાનજીભાઇ મેપાભાઈ–નૈરોબી. શ્રી પાઠક મણિલાલ શંકરલાલ–જામજોધપુર. શ્રી. જેઠાલાલ પીતાંબર–અમદાવાદ. શ્રી. સૌ. દિવાળીબેન. શ્રી. ભાઇલાલ નાનાલાલ–અમદાવાદ. શ્રી. જયશંકર મયારામ–અમદાવાદ. શ્રી. શિવલાલ બહેચરલાલ–ઠાંક ( ત્રણથાળ. ) ગિરધરલાલ દામોદર–મુંબઈ ( બે થાળ. )

વિદ્યાર્થીઓને દૂધમાટેઃ—રૂ. ૧–૪–૦ શ્રી. ભાણજી મૂળજી–જામજોધપુર. રૂ. ૧–૦–૦ શ્રી. ગિરધરલાલ દામોદર–મુંબઈ

અખંડદીપકખાતેઃ—રૂ. ૧૮–૦–૦ ડૉ. પીરોજશાહ એરચશાહ–હાવવાય તેમનાં માતુશ્રી કુંવરબાઈના આત્મકલ્યાણાર્થે. રૂ. ૦–૮–૦ શ્રી. ભાણજી મૂળજી–જામજોધપુર. રૂ. ૦-૮-૦ શ્રી. લાલજી દેવરાજ–જામજોધપુર. રૂ. ૨–૮–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ–માંગરોળ. રૂ. ૦-૧૦-૬ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ રૂ. ૦–૮–૦ શ્રી. ગિરધરલાલ દામોદર–મુંબઇ.

——[*]——

## श्रीदक्षिणामूर्तिनाथमहेश्वरनां

## पूज्य प्रतिमाजी अने श्रीदक्षिणामूर्तिनाथमंदिर

### श्रीआनंदाश्रम–बीलखा

## આરસના શિલાલેખ

પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીનાં (શ્રીદક્ષિણામૂર્તિમહેશ્વરસ્વરૂપ શ્રીમન્નાથભગવાનનાં)

पूज्य प्रतिमाजी

તેઓશ્રીના ચરણસેવક શિષ્યમંડળે પોતાને ખર્ચે તૈયાર કરાવ્યાં છે, અને આ શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિર પણ તેઓશ્રીના પાદપૂજક શિષ્યમંડળે પોતાને ખર્ચે બંધાવીને તેમાં વેદોક્તવિધિએ શ્રીમહારુદ્રયજ્ઞપૂર્વક પ્રાણપ્રતિષ્ઠાયાગ કરાવીને પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનાં તે પૂજ્ય પ્રતિમાજીની પ્રતિષ્ઠા વિક્રમસંવત્ ૧૯૯૦ના ફાગણ સુદિ ૫ રવિવારે પોતાને ખર્ચે કરાવી છે

खर्चाएला द्रव्यनी विगत

| | રૂ. આ. પા. |
|---|---|
| પૂજ્ય પ્રતિમાજીનો ખર્ચ | ૪,૦૫૭–૧૩–૬ |
| શ્રીદક્ષિણામૂર્તિનાથમંદિરનો ખર્ચ | ૯,૦૬૧ – ૪–૫ાા |
| પૂજ્ય પ્રતિમાજીની પ્રતિષ્ઠાનો ખર્ચ | ૭,૮૩૯ – ૯–૩ |
| કુલ ખર્ચ | ૨૦,૯૫૮–૧૧–૨ાા |

શ્રીઆનંદાશ્રમ, બીલખા (કાઠિયાવાડ)

સદ્ગત મૂળીબા તથા મોંઘીબાના આત્મકલ્યાણાર્થે મંદિરમાં આરસ બાંધવાના કામમાં રૂ. ૭૫૧ ઠક્કર ભાયાલાલ છોટાલાલ ભાવનગરવાળાતરફથી બીલખા–આનંદાશ્રમમાં નમ્રભાવે અર્પણ કરવામાં આવ્યા છે

સંવત્ ૧૯૯૦ના પોષ વદિ ૧૩ શનિ.

Reg. No. B. 3067.

સને ૧૯૪૩ તા. ૨૫ જુલાઈ



શ્રીઆનંદાશ્રમ, નવાગામ ( પો. ભીલખા–કાઠિયાવાડ )
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India)
આનંદાશ્રમ

શ્રી. ધી ફાર્બસ ગુજરાતી સભા.
નં. ૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ.
મુંબઈ

## પાદુકા

[ સંગ્રાહક:—શ્રી૦ દયાળસિંહજી લાલસિંહજી ]

પાદુકા પહેરવાનું ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે તેમાં પણ વિજ્ઞાનનું રહસ્ય છે.

પગનો અંગુઠો ને તેની પાસેની આંગળીની વચ્ચે કામવાસનાવિષયક નસો એટલે નાડીઓ રહેલી છે અને તે નાડીઓનો અંડકોશસાથે સીધો સંબંધ છે: એટલે પાદુકા પહેરવાવાળાની તે નાડીઓ દબાતી રહેતી હોવાથી એટલેઅંશે કામવાસનાપર કાબુ રહે છે.

પાદુકા પહેરવાવાળાની આંખો નબળી થતી નથી; તેમજ અંડવૃદ્ધિ ને ધાતુક્ષીણતાનો વ્યાધિ ને અનુચિત કામોત્તેજના પણ તેને થતાં નથી.

પાદુકા પહેરનારના પગ ખુલ્લા રહેતા હોવાથી સ્વસ્થ રહે છે ને પગને પૂરતી રીતે વિકસવાનો અવકાશ પણ રહે છે.

પાદુકા પહેરનાર પર વીજળી પડતી નથી. વીજળીના તારનો સ્પર્શ થવાથી માણસને મૃત્યુસુધીની હાનિ થવાનો સંભવ છે, પરંતુ જો માણસે પાદુકા પહેરેલી હોય તો વીજળીના તારના સ્પર્શથી પણ તેને હાનિ થવાનો સંભવ નથી.

લાકડાની પાદુકા પહેરવામાં ઉપરોક્ત લાભો રહેલા હોવાથી આપણા આર્યોના ધર્મશાસ્ત્રોમાં પાદુકા–ચાંખડી–ખડાઉ ધારણ કરવાનું વિધાન છે અને તે યોગ્યજ છે એટલે પ્રાચીનકાળથી આપણા ઋષિમુનિઓ પાદુકા ધારણ કરતા આવ્યા છે અને વર્તમાનમાં પણ બ્રહ્મચારીઓ, સાધુસંતો ને સાધક સજ્જનો પાદુકા ધારણ કરે છે.

આપણા કૃપાનાથ પણ પાદુકા ધારણ કરતા હતા; એ આપણે સૌ જાણીએ છીએ.

વર્ષ ૧૨ મું

શ્રાવણ

અંક ૩ જો

સંવત ૧૯૯૯

વાર્ષિક લવાજમ

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः ।
यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલો તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન્ (શ્રીમન્નથુરામશર્મા), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે

## નવું પ્રકાશિત

માનવકર્તવ્ય કિં. ૦–૬–૦

લેખક:—શ્રી. મનહરસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ.

પ્રકાશક:—

શ્રી. માણેકલાલભાઈ, શ્રી. ઠક્કરલાલભાઈ, શ્રી. રઘુવીરસિંહજી તથા શારદાબહેન

—[*]—

## અનુક્રમણિકા



જાહેર

સૂચના:—લેખસંબંધી અને આર્થિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ ભીલખા (કાઠિયાવાડ) એ સિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. ગણપતિદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભુવન–ધોરાજી–કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. ભાવસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ ભીલખા ,,

શ્રી ભગવતસિંહજી મહેન્દ્ર લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ
માલિક, મુદ્રક: પારેખ મૈયાશંકર કાનજીભાઈ, ગોંડલ



॥ श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત ૧૯૯૯–શ્રાવણ [ અંક ૩

## દીનદયાળુ નાથ

[ લેખકઃ—શ્રી. માણિક્યવર્મા ]

ભૈરવી

દીનદયાળુ નાથ! અહોહો! દીનદયાળુ નાથ!
વિપત વેઠીને વિશ્વે આવે, ઝાલે જનનો હાથ. અહોહો૦ ૧
નારાયણ નર થઇ અવતરે, નિજપદ લેવા કાજ;
દઇ ઉપદેશ બહુ વિધ દારે, કરુણા કરી મહારાજ. અહોહો૦ ૨
જાપ જપે તપ તપે નિરંતર, પરવશ થઇ પ્રભુ આપ;
છૂપા રહી વળી કાંઇ નહિ કહી, કરુણા કરે અમાપ. અહોહો૦ ૩
કલિયુગમાં સતયુગ દેવાને, ધર્યો મનુજ અવતાર;
દક્ષિણામૂર્તિ નાથમહેશ્વર, કરુણા પારાવાર. અહોહો૦ ૪

—[*]—

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

અંતઃકરણનું સંશોધન સમજ ને આગ્રહથી ચાલુ રાખશો, ને દૃઢપ્રતિજ્ઞ થઇને જ્ઞાનના પ્રતિબંધક દોષોને નિવૃત્ત કરતા રહેશો.

અનાદિ અજ્ઞાનના અકથ્ય સામર્થ્યથીજ જીવને અનિત્યમાં નિત્યની, અપવિત્રમાં પવિત્રતાની, દુઃખનાં સાધનોમાં સુખનાં સાધનોની ને જડમાં આત્માની ભ્રાંતિ થાય છે.

અસંગ, પરમપવિત્ર ને સચ્ચિદાનંદઘન આત્માને શરીર, સ્ત્રી, પુત્ર ને પુત્રવધૂ આદિ હોવાનો અને તેનો તે કલ્પિત પદાર્થોની સાથે વાસ્તવિક સંબંધ હોવાનો લેશ પણ સંભવ નથી એમ મોક્ષપ્રતિપાદક શાસ્ત્રો ને બ્રહ્મવેત્તા પુરુષો પોકારીને કહે છે છતાં અજ્ઞાનના પ્રબલ વહનમાં તણાતા ને પોતાનાજ વિચારને સત્ય માની તેમાં બંધાઈ ગયેલા મનવાળા મનુષ્યો તે કથનને સત્ય માનતા નથી, પણ પોતાના વિચારનેજ સત્ય માને છે તેથી તેઓ પોતાનાં કલ્પિત સગાંઓનાં કલ્પિત મરણથી પોતાને દુઃખી ને દુર્ભાગી માની ખેદ કર્યા કરે છે.

વ્યવહારપક્ષે વિચાર કરતાં સગાંવહાલાંનો સંયોગવિયોગ પ્રારબ્ધકર્માનુસાર થાય છે તેથી સમજીએ તેમના સંયોગમાં હર્ષસંનિપાતને તથા કોઈપણ પ્રકારના તેમના વિયોગમાં શોકસંનિપાતને વશ થવું ઉચિત નથી.

નદીના તીવ્રવેગવાળા પ્રવાહમાં તણાતાં નાનાં સૂકાં લાકડાં જેમ ક્ષણમાં ભેળાં થાય છે, અને ક્ષણમાં પાછાં પૃથક્ થઈ જાય છે તેમ પ્રારબ્ધકર્મવશાત્ સગાંવહાલાંઓનાં શરીરો કોઈ ઘરમાં ભેળાં થાય છે, અને પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તેઓ પાછાં પૃથક્ થઈ જાય છે. ક્ષણે ક્ષણે પરિણામ પામનારું ને પ્રારબ્ધકર્મને વશ વર્તનારું સ્થૂલશરીર વિનાશી છે.

જેમ પાણીના પરપોટા, વીજળીના ઝબકારો, ઇંદ્રધનુષનો દેખાવ, દર્ભાદિ તૃણની અણીપર રહેલું ઝાકળનું ટીપું, પુષ્પનો પ્રાતઃકાળમાં થતો વિકાસ ને સાયંસંધ્યાના પ્રકાશની શોભા અલ્પસમય રહેનારાં છે તેમ મનુષ્યના શરીરો પણ અલ્પ સમય રહેનારાં છે. મનુષ્યનું ઘર ધર્મશાલાજેવું, બજારજેવું, મેળાજેવું વા આગગાડીના ડબાજેવું છે, ત્યાં કોણ કોની સાથે સર્વદા રહી શકે?

જેમ ધર્મશાલા આદિમાં ભેળાં થયેલાં માણસો થોડા સમયમાં વિખરાઈ જાય છે, તેમ ઘરમાં રહેલાં ને સગાંવહાલાંઓને નામે ઓળખાતાં માણસો પણ પોતપોતાનું પ્રારબ્ધકર્મ પૂરું થયે તે ઘરમાંથી ચાલી નીકળે છે.

જેમ સાયંકાલે કોઈ વૃક્ષપર ભેળાં થયેલાં પક્ષીઓ સવાર થતાં પોતપોતાની ઇચ્છાપ્રમાણે ઊડી જાય છે તેમ પ્રારબ્ધકર્મથી ઘરમાં સગાંવહાલાંરૂપે ભેળાં થયેલાં માણસો પણ પ્રારબ્ધકર્મ પૂરું થતાં તે ઘરનો ત્યાગ કરીને ચાલ્યાં જાય છે.

જેમ સૂર્યનો અસ્ત થવાથી કમલો સંકોચ પામી જાય છે તેમ પ્રારબ્ધકર્મ પૂરું થતાં પ્રાણીઓનો પ્રાણ નીકળી જવાથી તે શરીરો તેજોહીન થઈ જાય છે. મનુષ્યશરીરનું ક્ષણભંગુરપણું વિચારી સમજુ મનુષ્યે પુનઃ એવા ક્ષણભંગુર શરીરની સાથે જોડાવું ન થાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ, પણ મરણ પામેલાં સગાંઓમાટે નિરર્થક શોક કરી પોતાના તનમનને ન બાળવાં જોઇએ. (ચાલુ)

———:o:———

## सद्‌गुरुमहिमा

ભજન

ધન્ય ગુરુદેવા તમને ધન્ય ગુરુ દાતા ને સતગુરુએ શબ્દ સુનાયા જી;
ગુરુજીનો મહિમા હું તો પળે પળે વખાણું, મારાં પ્રાશ્ચિત સઘળાં જાયે જી. ધન્ય. ૧
દેશ દેખાળ્યો ગુરુએ સૂતો જગાડીને, અલખ પુરુષ ઓળખાવ્યા જી;
બુડતડાં મારા ગુરુજીએ કાઢયાં, જમના હાથમાંથી છોડાવ્યા જી. ધન્ય. ૨
ખાલ તો પડાવું મારા શરીરકેરી, તેને સોનેરી રંગ ચડાવું જી;
તેનાં મોજાં શિવડાવી મારા ગુરુને પેરાવું, તોય ગણ ઓશીંગણ નવ થાઉં જી. ધન્ય. ૩
અન્નદાન દેવે ને ભોમિદાન દેવે, મહેલ કંચનના લુંટાવે જી;
કાશીએ જઈને ભલે કન્યાદાન દેવે, તોય ના'વે મારા ગુરુજીને તોલે જી. ધન્ય. ૪
સતગુરુ મળીયા જેના સંશય ટળીયા રે, લખચોરાશી છોડાવી જી;
ગુરુને પરતાપે બાવો બાપુડો બોલ્યા, ભવસાગરમાંથી લીધા તારી જી. ધન્ય. ૫

———[*]———

## " पूज्यपाद ब्रह्मनिष्ठ महाराज श्रीमन्नथुरामशर्मा–आनंदाश्रम–बीलखा "नो सं. १९९६–१९९७ ना हिसाबोसंबंधी वृत्तांत

[ લેખકઃ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ. ]

આગલા વૃત્તાંતમાં આપણે જોઈ ગયા છીએ કે સં. ૧૯૯૫ ની આખરે આનંદાશ્રમનું કુલ સ્થાયી ભંડોળ રૂા. ૪,૪૨,૦૫૫–૮–૪ નું હતું, જ્યારે પૂજ્યપાદશ્રીના ટ્રસ્ટડીડમાં જણાવેલી મિલકતોની અડસટેલી કિંમત અને શકમંદલેણાં બાદ કરતાં સ્થાયી ભંડોળની નક્કી રકમ રૂા. ૩,૩૦,૪૮૬–૧૪–૪ ની હતી. હિસાબની તપાસ કરવામાટે આપણે હિસાબમાં જણાવેલી ભંડોળની રકમથી આગળ ચાલતાં સં. ૧૯૯૭ની આખરે મજકુર ભંડોળની કિંમત રૂા. ૪,૫૫,૭૧૩–૬–૧૧ની હતી. એટલે કે ઉપલાં બે વર્ષોમાં તેમાં રૂા. ૧૩,૬૫૭–૧૪–૭નો વધારો થવા પામ્યો છે. એ વધારો નીચે પ્રમાણે થયો છેઃ—

| | |
|---|---|
| ૧ અમદાવાદના ઔદિચ્ય વિદ્યાર્થિભવનના મકાનમાટે મળેલી ભેટો. | રૂા. ૯૮૩– ૪– ૦ |
| ૨ અમદાવાદના આનંદાશ્રમના મકાનમાટે મળેલી ભેટો. | રૂા. ૧,૨૧૧– ૫– ૩ |
| ૩ સં. ૧૯૯૬ ની સાલનો આવકનો વધારો. | ૭,૦૬૦–૧૦–૧૧ |
| ૪ સં. ૧૯૯૭ ની સાલનો આવકનો વધારો. | રૂા. ૪,૪૦૨–૧૦– ૫ |
| | કુલ વધારો રૂા. ૧૩,૬૫૭ – ૧૪ – ૭ |

ઉપલી રકમ ૧ અને ૨ માટે ગઈ સાલ ખુલાસો કરવામાં આવ્યો હતો કે અમદાવાદ શહેરની ગીચ વસ્તીમાંથી વિદ્યાર્થિભવનનું મકાન કાઢી નાંખીને નદી કિનારે શહેરની બહાર સારે સ્થળે વિદ્યાર્થીઓને અનુકૂળ આવે એ મુજબનું નવું મકાન બાંધવામાં આવ્યું છે, અને શ્રીઆનંદાશ્રમનું મકાન પણ નવું બાંધવામાં આવ્યું છે. એ મકાનો બંધાઈ રહેતાં સજ્જનોતરફથી જે રકમો ભેટ તરીકે મળેલી હતી તે ભેટની રકમો સ્થાયી ભંડોળખાતે જમા કરવામાં આવી હતી. ટૂંકમાં જે જે રકમો ભેટ મળી હતી તે તે સઘળી રકમો

મકાનોના બાંધકામતરફ વાપરવામાં આવી હતી અને મકાનો બંધાઈ રહેતાં શ્રીઆનંદાશ્રમની મિલ્કતમાં વધારો થવા પામ્યો તેથી તેનો Corresponding વધારો સ્થાયી ભંડોળમાં પણ થયો અને તે કારણે ભેટની રકમો ત્યાં જમે કરવામાં આવી હતી.

નં. ૩ અને ૪ ને લગતો ખુલાસો નીચલા કોઠાઉપરથી સમજી શકાશે:—

**સં. ૧૯૯૬ અને ૧૯૯૭ની આવક અને ખર્ચનો કોઠો.**

| | સં. ૧૯૯૬ | સં. ૧૯૯૭ |
|---|---|---|
| ભેટ | રૂા. ૩,૪૧૪–૧૩–૧૧ | રૂા. ૩,૬૦૭– ૭–૯॥ |
| વ્યાજ | ૧૦,૯૬૩– ૭–૯ | ૧૧,૦૨૭–૧૪–૨ |
| પુસ્તકોની ઉપજ | ૨,૨૨૩–૧૪–૬॥ | ૯૭૧–૧૫–૬ |
| ખીજી ઉપજ | ૧૮૧– ૨–૩ | |
| કુલ આવક. | રૂા. ૧૬,૭૮૩– ૬–૫॥ | ૧૫,૬૦૭– ૫–૫॥ |
| બાદ—કુલ ખર્ચ | રૂા. ૯,૪૮૨–૧૧–૬॥ | ૧૦,૯૬૪–૧૧–૦॥ |
| | ૭,૩૦૦–૧૦–૧૧ | ૪,૬૪૨–૧૦–૫ |
| બાદ—મકાનમાં અસાધારણ સુધારકામમાટે રાખેલી અનામત. | ૨૦૦–૦ –૦ | ૨૦૦–૦ –૦ |
| બાદ—પરચુરણ કામમાટે રાખેલી અનામત. | ૪૦–૦ –૦ | ૪૦–૦ –૦ |
| આવકનો નક્કી વધારો સ્થાયી ભંડોળખાતે જમા કર્યો. | રૂા. ૭,૦૬૦–૧૦–૧૧ | રૂા. ૪,૪૦૨–૧૦–૫ |

સંવત્ ૧૯૯૪ અને ૧૯૯૫ ના હિસાબો સરખાવતાં આવકમાં ખાસ ફરક થયો નથી પરંતુ ૧૯૯૬ માં ખર્ચ ઓછો થવા પામ્યો છે, જેમકે:—

| સંવત્ | કુલ આવક | કુલ ખર્ચ |
|---|---|---|
| ૧૯૯૬ | રૂા. ૧૬,૭૮૩–૬–૫॥ | રૂા. ૯,૪૮૨–૧૧–૬॥ |
| ૧૯૯૭ | રૂા. ૧૫,૬૦૭–૫–૫॥ | રૂા. ૧૦,૯૬૪–૧૧–૦॥ |

સંવત્ ૧૯૯૬ સાથે સરખાવતાં ૧૯૯૭માં ખાસ નીચલો ખર્ચ વધારાનો થયો છે:—

| | | |
|---|---|---|
| ઉપદેશકોનો પગાર | રૂા. | ૫૯૨–૭–૦ |
| અમદાવાદ ઔદીચ્ય વિદ્યાર્થિભવનનો ખર્ચ | રૂા. | ૩૮૦–૪–૩ |

એ સિવાય સામાન્યરીતે જોતાં આશ્રમનો ખર્ચ દર સાલમુજબ સંભાળથી કરવામાં આવ્યો છે. વળી સં. ૧૯૯૬–૯૭માં પણ હમેશ મુજબ ટ્રસ્ટીઓની સૂચના પ્રમાણે મકાનના અસાધારણ સુધારકામમાટે રૂા. ૨૦૦) અને પરચુરણ કામમાટે રૂા. ૪૦) એમ અનામત કાઢવામાં આવ્યા છે.

આ પ્રમાણેનો વહીવટ થયા પછી સંવત્ ૧૯૯૭ની આખરે શ્રીઆનંદાશ્રમનું સ્થાયી-ભંડોળ રૂા. ૪,૫૫,૭૧૩–૬–૧૧નું થવા પામ્યું છે. એ ભંડોળમાં આનંદાશ્રમની સ્થાવર

મિલ્કતની કિંમત અને બીજાં લેણાં સમાઈ ગયેલાં છે. તે બાદ કરતાં સ્થાયીભંડોળને લગતી જામીનગીરીઓ નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| ૧ સ્થાયીભંડોળ | રૂા. ૪,૫૫,૭૧૩–૬–૧૧ |
| બાદ:—આનંદાશ્રમની સ્થાવર મિલ્કતની અડસટેલી કિંમત. રૂા. ૯૯,૦૦૦–૦– ૦ | |
| બાદ:—બીલખા, અમદાવાદ અને કરાંચીમાં આનંદાશ્રમને લગતી જમીનો અને મકાનોની લાગત કિંમત. રૂા. ૫૬,૬૧૪–૧– ૯ | |
| સ્થાવર મિલ્કતોની કુલ કિંમત. રૂા. ૧,૫૫,૬૧૪–૧– ૯ | |
| રૂા. ૩,૦૦,૦૯૯–૫– ૨ | |
| બાદ:—લેણાં. રૂા. ૧૬,૧૯૧–૧૧–૯॥ | |
| એમાંથી બાદ દેવાં રૂા. ૪,૨૭૪– ૩–૨॥ | |
| | ૧૧,૯૧૭–૮– ૭ |
| | રૂા. ૨,૮૮,૧૮૧–૧૨– ૭ |
| અનામત (રીઝર્વફંડ) | રૂા. ૨,૪૦૦– ૦– ૦ |
| | રૂા. ૨,૯૦,૫૮૧–૧૨– ૭ |

૨ સ્થાયીભંડોળને લગતી જામીનગીરીઓ અને જણસ:—

| | |
|---|---|
| રૂા. ૧,૮૦,૫૦૦ ની ૧૯૬૦–૭૦ ની ૪ ટકાની લોન–કિંમત. | રૂા. ૧,૭૭,૮૪૮–૧૪– ૬ |
| રૂા. ૪૬,૪૦૦ ,, ,, ,, ,, ,, ,, ,, | રૂા. ૪૨,૮૦૪– ૦– ૦ |
| રૂા. ૪૧,૫૦૦ ,, ૧૯૫૪–૫૫ ૩॥ ,, ,, ,, | રૂા. ૪૧,૧૭૯– ૦– ૧ |
| રૂા. ૧૦,૦૦૦ ,, ૧૯૪૭–૫૦ ૩॥ ,, ,, ,, | રૂા. ૧૦,૩૫૬–૧૪– ૦ |
| ભાવનગર બેંકમાં રાખેલી ફીકસ્ડ ડીપોઝીટ. | રૂા. ૨,૦૦૦– ૦– ૦ |
| બીલખા પોસ્ટઓફીસ સેવિંગ્સ બેન્કમાં જણસ. | રૂા. ૬,૭૬૫–૧૨– ૭ |
| બીલખા આનંદાશ્રમમાં રોકડ જણસ. | રૂા. ૯,૪૨૮–૧૧– ૫ |
| અમદાવાદમાં રોકડ જણસ. | રૂા. ૧૯૮– ૮– ૦ |
| | રૂા. ૨,૯૦,૫૮૧–૧૨– ૭ |

૩ આનંદાશ્રમને ભેટ મળેલી રકમોનાં અનામત ફંડો:—

| | |
|---|---|
| શેઠ કલ્યાણજી ચતુર્ભુજનાં પત્ની કુલકુંવરબાઈનું ફંડ. | રૂા. ૧૧,૭૪૬–૨– ૦॥ |
| બેન શ્રી. સુમરીબાઈ કાળાવાળા. | રૂા. ૪૫૩–૮– ૩॥ |
| શેઠ હરખચંદ લક્ષ્મીચંદ. | રૂા. ૭૪૮–૩– ૩ |
| શ્રી. ગણપતરામ નાનાભાઈ ભટ્ટ. | રૂા. ૭૩૩–૯– ૫ |
| સ્વર્ગસ્થ માતુશ્રી ગતુમાના આત્મકલ્યાણાર્થે હા. બહેન શ્રી સુમરીબહેન કાળાવાળા. | રૂા. ૬૦૦–૦– ૦ |
| બેન વાલુબાઈ દેવકરણ. | રૂા. ૮૦૦–૦– ૦ |
| સદ્‌ગત સોની પીતાભાઈ સુંદરજી. | રૂા. ૬૭૨–૮– ૦ |
| શેઠ રવજી દેવજી. | રૂા. ૩,૦૩૩–૮–૧૧ |

આત્મારામ દરજીનું સ્મરણ આપે એવું પ્રેમાળ તેમનું હૃદય છે. સ્વામીનારાયણ ભગવાનમાટે સુંદર ડગલી તૈયાર કરનાર આ દરજીએ ભાવનગર દરબારશ્રીને એવી જાતની બીજી ડગલી કરી આપવાની અશક્તિ જણાવી હતી અને જણાવ્યું હતું કે "એ ડગલીમાં તો પ્રેમના ટેભા છે" એવા પ્રેમના ટેભાવાળું શ્રી. ઓધવજીભાઈનું હૃદય શ્રીનાથપ્રભુને રસ્તે જરાપણ આંચ ન આવે તેની પ્રેમપૂર્વક ચીવટ રાખે જાય છે. ઘોડાપર તેમનો ખૂબ કાબુ છે. રેતીની, પથ્થરની, ઊંચીનીચી જમીનની સંભાળ રાખતા ઓધવજીભાઈ ગાડી ચલાવે જાય છે.

જે ગાડીમાં મહેશ્વરના સાક્ષાત્ અવતારરૂપ પ્રભુ બિરાજ્યા હોય તે પ્રસંગના આનંદનું વર્ણન અશક્ય છે. એ ઘોડા-ધન્ય છે. એ ગાડી હાંકનાર ધન્ય છે. સાથે પ્રવાસ કરનારા પણ ધન્ય છે. મોટા પટવાળી **ઓઝત**માં ગાડી આવી પહોંચે છે. નદી મોટી છે, વેકૂરથી ભરેલી છે. ચોમાસું હમણાંજ પૂરું થયું હોવાથી તેમાં પાણી જોશભેર ચાલ્યું જાય છે. ગાડીનો ભાર હલકો કરવામાટે સાથે બેઠેલા ગાડીમાંથી ઊતરી પડે છે. તેની અંદર ફક્ત નાથ બિરાજેલા છે. પૈડાં રેતીમાં ખૂંચતાં જાય છે. ઘોડા હોંશભેર ધપે જાય છે. હાંકનારનો ભક્તિભાવ ઊછળતો જાય છે. સદ્‌ગુરુસેવાની આવી સુંદર તક સાંપડેલી હોવાથી ગાડી હાંકનાર પોતાને સદ્‌ભાગી માને છે. રેતીમાં થઈ ગાડી પાણીના વેનમાં ચાલી જાય છે. જલના તરંગો **નાથને** વંદન કરતા હોય એમ ઊછળતા જાય છે. ધીમે ધીમે પાણી કાપતી ગાડી સામે કિનારે આવી પહોંચે છે. સામો કિનારો ઊંચો, ખાડાખબડાવાળો, કેટલેક સ્થળે ફેડાવાળો-જાણે ગાડી હાંકનારના ભક્તિભાવને કસોટીએ ચઢાવતો ન હોય? પરંતુ આશ્ચર્ય એ છે કે સાચો પ્રેમ કસોટીએ ચઢતાં વિશુદ્ધ બને છે, સુદૃઢ બને છે, તેમ આ પ્રસંગે એ ભક્તહૃદય વધારે ભાવભીનું બન્યું. શ્રીનાથની આજ્ઞા માગી શ્રી. ઓધવજીભાઈ ઘોડાને વિસામો આપે છે. સાથેના અન્ય સૌ પણ શાંતિ મેળવે છે. ખીલખાના સંત દિવ્યનેત્રોવડે સૌનાં હૃદયોમાં ઉત્સાહ પ્રેરે છે. મીઠા શબ્દોવડે સૌના જીવનમાં બલ રેડે છે. ઘોડા તાજા થાય છે અને ગાડી ચાલવા માંડે છે. રસ્તો કાપતી ધીમે ધીમે ગાડી મેંદરડાના પાદરમાં આવી પહોંચે છે.

મેંદરડાના ભક્તમંડળે પ્રથમથીજ મેંદરડાના રસ્તાની ફેડાવાળી જમીનપર ડાળાં, પાંદડાં ને માટી પથરાવી દીધેલ હોવાથી રસ્તો સુખરૂપ બનેલો. **મહાપુરુષોનું તપોબલ મહાન્ હોય છે.** માયા પોતે તેમના સ્વાગતમાટે, સુખ સગવડમાટે તત્પર હોય ત્યાં અન્યનું તો શું પૂછવું? તેઓશ્રીના સ્વાગતમાટે મેંદરડાનું શિષ્યમંડલ આવી ઊભું છે. વાજતે ગાજતે મંગલગીતોના ધ્વનિવચ્ચે અને શિષ્યહૃદયના અદૃષ્ટપણે ઊછળતા **ભક્તિભાવને** ઝીલતી શ્રીનાથની ગાડી મેંદરડામાં પ્રવેશ કરે છે.

જેમણે જેમણે આવી પધરામણીનો જીવનલહાવો લીધો છે તેમને તેમને એ પ્રસંગના અદ્‌ભુત દૃશ્યનું, એ પ્રસંગના નિર્મલ આનંદનું, એ પ્રસંગના શુદ્ધસત્ત્વમય વાતાવરણનું સ્મરણ શું આપવું હોય? એ પ્રસંગ એ હતો કે જ્યારે ભાવિક હૃદયમાં શુદ્ધ પ્રેમ પ્રવાહ સંચરતો, અશ્રદ્ધાલુ જનોમાં શ્રદ્ધાનું ઝરણું પ્રકટતું, સંસારપ્રવણ માણસોમાં પ્રભુપ્રેમ જાગતો, સંસારમાં જાણે સિદ્ધલોક ન પ્રકટ્યો હોય અથવા ખારા સમુદ્રમાં મીઠા અમૃતમય જલનો ઝરો ન ફૂટ્યો હોય? સૌ ભાવિકહૃદયોમાં જાણે પ્રભુતાએ વાસ ન કર્યો હોય? એ સમયે પ્રાપ્ત વ્યવહાર કરવો ન ગમે. એ સમયે ચંદ્રથી દૂર ન થવા ઇચ્છનાર ચકોરની પેઠે શિષ્યહૃદય એ ચરણકમલમાંજ ચોંટી રહે. એ સમયે અશિષ્યો-પછી ભલે તે હિંદુ હોય કે અહિંદુ, રાજા હોય કે રંક, બુદ્ધિમાન્ હોય કે અભણ; નાનો હોય કે મોટો, સ્ત્રી હોય કે પુરુષ,

વૃદ્ધ હોય કે જુવાન—એમ બધાંને તેઓશ્રીનાં દર્શન કરવાં ગમે, તેઓશ્રીની કથા સાંભળવી ગમે, તેઓશ્રીનાં બોધવચનો મનમાં ઊતારવાં ગમે, એ મુખારવિંદમાં એવું શું હતું કે સૌને તેઓશ્રીનાં દર્શન કરવાનો ઉત્સાહ પ્રકટતો? એ શબ્દોમાં એવી શી મોહકતા હતી કે સૌ મોરલીપર મુગ્ધ થયેલા ફણીધરની જેમ એ શબ્દોમાં તન્મય બનતા? એ આંખોમાંથી એવું શું ઝરતું કે સૌ એ અમૃત ઝીલવા તલસતાં?

ભૌતિકવિજ્ઞાને જે સ્થૂલ ગુરુત્વાકર્ષણની શોધ કરી છે તેને મળતું, પરંતુ તેના કરતાં અનેકગણું શ્રેષ્ઠ અને બલિષ્ઠ ગુરુત્વાકર્ષણ આપણા ઋષિવરોએ સૈકાઓપહેલાં શોધી કાઢેલું. એ દિવ્ય આકર્ષણશક્તિ—યોગની પરિભાષામાં કહીએ તો એ ઉચ્ચતમ આત્મબલ તેઓશ્રીના જીવનના અંગપ્રત્યંગમાં વિલસી રહ્યું હતું. એ જીવનના રોમેરોમમાંથી પ્રભુમયતાનો સૂર પ્રકટતો, એ આખું જીવન માનવજાતને પ્રભુના અસ્તિત્વનો પાઠ શીખવવામાટે હતું. પ્રભુમયતાથી જે જીવન ભર્યું હોય તે મહાપુરુષનાં ચરણકમલ સૌ સેવે તેમાં શું આશ્ચર્ય? જે વાણીમાં આત્માની પરાવાણીનું ગુંજન થતું હોય એ વાણી સૌ મુગ્ધ બની સાંભળે એમાં શું આશ્ચર્ય? જે ચક્ષુઓમાંથી સિદ્ધયોગેશ્વરનાં દર્શન થતાં હોય તે આંખોભણી સ્થૂલચક્ષુઓ ખેંચાઈ રહે તેમાં શું આશ્ચર્ય? મેંદરડાના ભક્તકુટુંબે અને અન્ય સદ્ભાગી જનોએ શ્રીનાથની પધરામણીનો અક્ષય્યલાભ મેળવી પોતાના માનવજીવનને સફલ કરેલું.

મેંદરડાથી બીલખે પધાર્યા પછી શ્રી. ઓધવજીભાઇની સેવાનિમિત્ત તેમને રેશમી કોરનું પોતિયું આપવા શ્રીનાથપ્રભુએ કોઈને આજ્ઞા કરી. આ સાંભળી શ્રી. ઓધવજીભાઈ ગળગળા થઇ ગયા. તેમની આંખો આંસુભીની બની ગઇ. તે બોલ્યાઃ પ્રભુ! આવી પ્રસાદી મને ન જોઈએ. આ પ્રસાદી કેટલો સમય ચાલે? વસ્ત્ર તો સમય જતાં ફાટી જાય. તેમનું આવું ગળગળું વચન સાંભળી દયાસાગર તેઓશ્રીએ ઓધવજીભાઇસામુ જોયું એટલે શ્રી. ઓધવજીભાઇએ આગળ ચલાવ્યું અને બહુભાવપૂર્વક નીચે પ્રમાણે વિનતિ કરી, "નાથ! આપશ્રીને જરાપણ ભારે ન પડે અને મારા જેવા રંકનું કામ થઈ જાય એવું આપો. આ ભવસાગર મારા જેવા પામર અને જડબુદ્ધિના અતમાટે તરવો કઠણ છે. આપ પ્રભુને એ કામ તદ્દન સુલભ છે. પ્રભુ, આટલું માગું છું." આ ભોળા અને નિખાલસ હૃદયમાંથી સરતા શબ્દો સાંભળી તેઓશ્રીએ સ્મિત કર્યું.

આ વાત કહેનાર શ્રી. ઓધવજીભાઇ એંશી વર્ષથી મોટી વયના છે, કાને બહુજ ઓછું સાંભળે છે અને શરીરે જરા નબળા થયેલા છે. બીલખામાં તેમને ઘરે સાંજરે પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી, હું તથા મારા નાના ભાઇ દયાળસિંહ એમ ત્રણે ગયા હતા. તેમના મોટા પુત્ર નરભેરામભાઈ તથા નાનાપુત્ર લાલજીભાઈ પણ એ પ્રસંગે હાજર હતા. અમારા સૌની સમક્ષ શ્રી. ઓધવજીભાઇએ ઉપલા પ્રસંગો વર્ણવી બતાવ્યા. શું લખું? આ વાતો કહેતાં તેમના વૃદ્ધ શરીરમાં એક યુવાનનો ઉત્સાહ દેખાવા લાગ્યો, તેમની વાણીમાં બીલખાના મહાસંતના પાવન ચરણકમલમાં મૂગો પણ શુદ્ધપ્રેમ તરવરી રહ્યો હતો. આંખોમાં પાણી આવી જાય. વચ્ચે વચ્ચે વાણી ગળગળી બની જાય. અમો બેઠા ત્યાંસુધી પ્રભુજીવનનીજ વાતો તેમણે કર્યા કરી. તેમણે કહ્યું, "આપણા નાથ આજદીસુધી બિરાજતા હોત તો ઘણાનું ભલું થાત" તેમના આ શબ્દો કેટલા સાચા છે? તેઓશ્રીની દૈવીશક્તિમાં તેમને કેટલી શ્રદ્ધા છે?

તેમણે આગળ ચલાવ્યું, "એકવાર હું જૂનાગઢ સ્ટેશને ઊતર્યો. ત્યાં વેઈટિંગ રૂમમાં **ગુરુમહારાજ** બિરાજે છે એમ મેં સાંભળ્યું. અંદર તો મોટા મોટા માણસો ઊભેલા અને અંદર જવાની જરાપણ જગા ન મળે. હું બારણા આગળ આવીને ઊભો, પણ અંદર જવાય ક્યાંથી? એટલે બહાર ઊભો ઊભો ઊંચો થઇ **ગુરુમહારાજ**નાં દર્શન કરવા લાગ્યો. ત્યાં તેઓશ્રીની દૃષ્ટિ મારા પર પડી. "કેમ, ઓધવજી!"—આ દયાભર્યા શબ્દો તેઓશ્રી બોલ્યા. આ શબ્દોએ અંદર એકત્ર થયેલા માણસોમાં રસ્તો પાડ્યો. હું હર્ષભેર પ્રભુપાદપંકજમાં પહોંચી ગયો અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી મારા જીવનને સુભાગી માનતો તેઓશ્રીની સન્મુખ કર જોડી ઊભો. તે દહાડે મને બરાબર અનુભવ થયો કે **ગુરુદેવ** ખરેખર **ગરીબનિવાજ** છે. રાય ને રંક બધા તેઓશ્રીની નજરમાં સરખા છે. આમ ન હોત તો મારા જેવા અનેક રંક, નિરાધાર અને જાડી સમજના માણસોનો ઉદ્ધાર ક્યાંથી થાત?"

આશ્રમમાં હોઉં ત્યારે સવારમાં વહેલો ઊઠી ભજન લલકારું. મારી કાલીઘેલી વાણી સાંભળી તેઓશ્રી એકવાર બોલેલા. "ઠીક તાર લગાડો છો." મેં કહ્યું, "પ્રભુ! મને તો બીજું કાંઈ આવડતું નથી. આપનોજ આધાર છે. બોલી કાલીઘેલી છે." આ સાંભળી તેઓશ્રી બોલેલા કે, "પ્રભુને તો સૌ કાલીઘેલી બોલીવડેજ ભજે છે. પ્રભુ તો ફક્ત હૃદયના ભાવના ભૂખ્યા છે, માટે ભજન કર્યાં કરવું." આ મીઠા દયામય શબ્દો સાંભળી ઓધવજીભાઈની ગુરુભક્તિ મજબૂત બની. તેમના હૃદયમાં શ્રીનાથપ્રત્યેનો પૂજ્યભાવ સુદૃઢ બન્યો.

આપણા સૌના એ અનુભવનો વિષય છે કે પૂજ્યચરણ નાથભગવાને અસામાન્ય કૃપા કરી અનેકને પશુજીવનમાંથી સાચા માનવજીવનમાં આણ્યા છે, સંસારમાં ગૂંગળાતા અનેકને પરમાત્માભણી વાળ્યા છે, અનેક સુભાગી જનોના જીવનમાં ભક્તિ, યોગ કે જ્ઞાનની દિવ્ય ઝરણી પ્રકટાવી છે. આનું નામ સાચો ધર્મપ્રચાર, આનું નામ સાચો જ્ઞાનપ્રચાર. આનું નામ સાચું આચાર્યજીવન. સરાણે ચઢાવેલા લોઢાનો કાટ દૂર થાય તેમ તેઓશ્રીનાં શરણમાં આવનારની બુદ્ધિપર જામેલો અવિદ્યાનો કાટ દૂર થતો. તેઓશ્રીએ અગાધ શ્રમ ઊઠાવી પ્રત્યેક સુભાગી શરણ લેનાર સાધકની સંસારબુદ્ધિના વિષમય પ્રવાહને ગૂંગળાવ્યો છે, તેમની અજ્ઞાનથી ખરડાયેલી જાડી બુદ્ધિમાં જ્ઞાનની સાચી સમજ ઉપજાવી છે, તેમના સાંકડા જીવનને વિશાલ બનાવ્યું છે. સાચું કહીએ તો તેઓશ્રીએ દિવ્ય ક્રિયાઓ કરી પશુભાવમાંથી મનુષ્યત્વ પ્રકટાવ્યું છે, મનુષ્યત્વમાંથી દેવત્વ પ્રકટાવ્યું છે, દેવત્વ પ્રાપ્ત કરનારને પ્રભુત્વનો માર્ગ દેખાડ્યો છે—પરમતત્ત્વની ઝાંખી કરાવી છે.

તેઓશ્રીએ સિદ્ધ કરી બતાવ્યું છે કે બુદ્ધિકરતાં હૃદય ઉત્તમ છે, બુદ્ધિના ભણતર-કરતાં હૃદયનું ભણતર ઉત્તમ છે. બુદ્ધિ નબળી હોય, પણ હૃદય ખીલેલું હોય તોજ માણસ સાચો માણસ બને છે. માણસ ભલે શાસ્ત્રજ્ઞાનવગરનો હોય, પણ જો શાસ્ત્રજ્ઞાન તેના જીવનમાં ઊતરેલું હોય તોજ તેને લાભ છે. બુદ્ધિના વિકાસમાટે ના નથી, પણ હૃદયના વિકાસવગરનો એકલો બુદ્ધિનો વિકાસ બહુ સ્તુત્ય નથી. બુદ્ધિવિકાસથી ઘણેભાગે અહંભાવ ને દંભ વધે છે; હૃદયવિકાસથી અહંભાવ મોળો પડે છે, વિનમ્રતા, સાધુતા, સરલતા વગેરે દૈવીગુણો પ્રકટે છે. એવા હૃદયમાં પ્રભુદર્શનની ભૂખ જાગે છે. આને લઇનેજ અનેક વિદ્યાના ભારથી ભારે થયેલી **શ્રીનારદજી**ની બુદ્ધિમાં ઝીણો ઝીણો વિષાદ પ્રકટેલો, ઝીણી ઝીણી અશાંતિ પ્રકટેલી. તેથી ઊલટું ભાષ્યકાર ભગવાન્ શંકરના સેવાભાવી અલ્પબુદ્ધિ શિષ્ય **ગિરિ**ના હૃદયમાં અનન્યભાવવાળી સેવાભક્તિએ જ્ઞાનની સૌરભ પ્રકટાવેલી દેખાય

છે, તેના અનન્ય ગુરુભક્ત હૃદયમાં દિવ્યશાંતિનો વાસ થયેલો સંભળાય છે અને જાડી-બુદ્ધિના એ ગિરિ જ્ઞાનનિષ્ઠાવાળા તોટકાચાર્ય બની જાય છે.

બીલખાના સંતશિરોમણિએ વ્યક્તિગત જીવનના વિકાસમાટે ખૂબ ધ્યાન આપેલું. તેઓશ્રીએ અમોઘ દયા કરી શરણમાં આવનાર સૌનું જીવન સુરૂપ કરવા શ્રમ લીધેલો. એક મહાન્ માનસશાસ્ત્રીની પેઠે તેઓશ્રી પ્રત્યેક શરણુ લેનાર સાધકની ખામીઓ દૂર કરાવતા એટલે કે તેના જીવનમાંથી દોષાપનયન કરાવતા અને પછી ગુણાધાન કરાવતા. પહેલાં તેઓશ્રી સાધકને દોષ કાઢી નાંખવાનું-દોષરહિત થવાનું સૂચન આપતા અને પછી તે દોષના પ્રતિપક્ષી ગુણને સંપાદન કરવાની આજ્ઞા આપતા બીજી રીતે કહીએ તો શુભગુણની પ્રાપ્તિવડે દુર્ગુણના ત્યાગમાટે તેઓશ્રી ખાસ ભાર મૂકતા. ઉદ્યોગવડે આલસને, સાવધાનતાવડે પ્રમાદને, બ્રહ્મચર્યવડે કામને, ક્ષમાવડે ક્રોધને, ઔદાર્યવડે લોભને-એ પ્રમાણે સૌને તેઓશ્રી શાસ્ત્રીય બોધ આપતા. જીવનની આંટીઘુંટીમાંથી પસાર કરાવી શકે એવું હૃદયબલ-શ્રદ્ધાબલ તેઓશ્રી સાધકને અર્પતા.

વયોવૃદ્ધ અને સદ્ગુરુપ્રેમમાં તરબોળ થયેલા શ્રી. ઓધવજીભાઈની સરલ ને સાદી વાણીમાં એ સંસ્મરણો સાંભળી અમો પણ તરબોળ બન્યા, અને ગયા હતા તે કરતાં ત્યાંથી ઊઠ્યા ત્યારે બલ્લાયેલા લાગ્યા શ્રીનાથના જીવનમહિમાને ગાનાર એ વયોવૃદ્ધશિષ્ય ધન્ય છે. અમારાજેવા સાંભળનાર પણ ધન્ય બન્યા. બીલખાના એ સંતશ્રીનો મેંદરડાનો પ્રવાસ અમારા મનઆગળ તરવરી રહ્યો. ઓઝતનદીનો એ પટ અને તેનું વહન-અમારી આગળ ખડું થયું: કૃપાનાથના એ જીવનપ્રસંગોએ અમારા મનને શાતા આપી. મનની આંખ આગળ એ ભૂતકાળના પડદા ઊંચકાઈ રહ્યા ન હોય? જાણે શ્વેતવસ્ત્રમાં પાદુકાજીપર બિરાજતા તેઓશ્રી મીઠું સ્મિત ન કરી રહ્યા હોય? આંખોમાંથી દિવ્યસંદેશ દેતા હોય એવા શ્રીનાથનાં માનસદર્શન થઈ રહ્યાં. ત્યાં જેટલો સમય બેઠા એટલો સમય લેખે લાગ્યો. જેટલો સમય એ સંસ્મરણો સાંભળ્યાં તેટલો સમય અલભ્ય લાગ્યો. એમ લાગ્યાજ કર્યું કે જાણે એ દિવ્ય સાધુપુરુષના ગુણાનુવાદ સાંભળ્યાજ કરીએ. જાણે એ સ્મરણગંગામાં નાહ્યાજ કરીએ. જાણે એ સર્વજ્ઞતામાં માનવજીવનની અલ્પતાને ઝબોળી ઝબોળી ગાળ્યાજ કરીએ. જાણે એ દિવ્ય મહાજીવનના પડઘામાંથી પ્રોત્સાહન મેળવ્યાજ કરીએ. એ જીવન-સરિતાને આરે બેઠાજ રહીએ. ત્યાં બેઠા બેઠા સંસારને ભૂલ્યાજ કરીએ-ને જાણે જગતના મટી જઈએ: જાણે જીવનભરમાટે, જન્મોજન્મમાટે, અરે! સદાકાળમાટે શ્રીનાથના બની રહીએ.

જો પ્રભુમયતાજ જીવન હોય તો આપણે આ કાર્ય કર્યાજ કરીએ. ઠરી જતા અગ્નિને ઘીવડે તાજો કરાય તેમ પ્રભુજીવનસ્મૃતિના ઠરી જતા અંગારાને ફરી પ્રકટાવીએ. એ અંગારાપર પ્રભુસ્મરણરૂપી ઘી હોમીએ, ખૂબ હોમીએ, હોમ્યાજ કરીએ અને એ અગ્નિને બલવાન્ બનાવીએ. એ એટલે સુધી કે એની જ્વાલામાં આપણા જીવનની અશુદ્ધિઓ બળી જાય, આપણાં જીવનની બધી ત્રુટીઓ ટળી જાય, આપણા જીવનનો સંસારપ્રવાહ તદ્દન સુકાઈ જાય, અને આપણે એ મહાજીવનના પ્રકાશમાં ઊતરી પડીએ, એટલુંજ નહિ પણ એ મહાજીવનના દિવ્યઆદેશને સાંભળવા શક્તિમાન્ બનીએ, અને જીવતા જીવતા આપણે એ પરમધામના નિયંતાના શરણમાં પહોંચી જઈએ. જીવનમાં સાધકને આથી અધિક શું પ્રાપ્ત કરવાનું હોય? સાધકમાટે આથી અધિક બીજી [illegible] સાધના હોય [illegible] ભક્ત સુરદાસે બીજું શું કર્યું હતું? ભક્ત નરસિંહ અને મીરાંએ [illegible] કર્યું હતું? [illegible]

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્નભિન્ન વિષયોપર વ્યાખ્યાન કર્યાં હતાં:—

| વક્તાનું નામ. | વિષય. |
| --- | --- |
| ૧ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. | મહાપૂજનમહોત્સવ ને સાધનક્રમ. (આપણું કર્તવ્ય.) |
| ૨ ,, મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ વેદાંતભૂષણ. | શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૩મા અંકનું તથા શ્રીમનાથસુબોધમાલાનું વાચન. |
| ૩ ,, રતિલાલ કાનજી દવે | માનવધર્મ |
| ૪ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય | ભજનકીર્તન |
| ૫ ,, ભાઈશંકર ધનજી દવે | આપણું કર્તવ્ય. |
| ૬ ,, કરશનજી પ્રાણજીવન ઓઝા | ઉપનિષદ્ |
| ૭ ,, અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી. | પૂજ્યપાદ કૃપાનાથનાં સંસ્મરણો. |

શ્રીગુરુપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસોદરમ્યાન નીચેના ગૃહસ્થોતરફથી પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવની પાવન સેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા પૂજનમહોત્સવનો લાભ લેવા આવેલ સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્નભોજન આપવામાં આવ્યાં હતાં:—

૧ આષાઢ સુદિ ૧૪ શુક્રવાર—એક ભક્તજન.

૨ આષાઢ સુદિ ૧૫ શનિવાર—શ્રી. હરજીવન કેશવજી શાહ તથા તેમનાં ધર્મપત્ની સમજુબહેન—નાગનેશ—હાલ મુંબઈ.

૩ આષાઢ વદિ ૧ સદ્ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર હા. શ્રી. શેઠ ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર. ભાવનગર.

શ્રીપૂજનમહોત્સવપ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી છે:—

સદ્ગત શેઠ રવજી દેવજી ગાંધી હા. શેઠ છગનલાલ વાલજીભાઈ જામનગર એમના તરફથી ભોજનમાં વપરાતો સર્વ પ્રકારનો મશાલો, એલચી, કેશર—કપૂર વગેરે.

શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ—અમદાવાદ એમના તરફથી ચાહકોફીનિમિત્તે રૂા. ૨૦ આવ્યા હતા, તથા શ્રી. જયેષ્ઠારામ પીતાંબર ભટ્ટ સાણંદવાળાતરફથી ચેવડામાટેની સામગ્રીની ગોઠવણ કરવામાં આવી હતી.

મુંબઈવાળાં બહેન મુક્તાબાઈ શામજી તરફથી પૂજ્યપાદશ્રીની પાવન સેવામાં ધરવામાટે ધોતીયાં ૨, ૧ ઉપરણો ને પછેડી, સૂકો મેવો, અત્તર તથા પિત્તળના લોટા ૨ બે આવેલા છે.

મુંબઈવાળા શેઠ રાજસી જીવરાજ (હાલ વાંકાનેર)તરફથી શ્રી. કરશનજી પ્રા. ઓઝામારફત પાંચ ખુમચા પિત્તળના પ્રભુસેવામાં ધરવામાટે આવેલા છે.

## શ્રીગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થલે થયેલ પૂજન

શ્રી આનંદાશ્રમ—પોરબંદર. શ્રી આનંદાશ્રમ મોજીદડ, શ્રી આનંદાશ્રમ—લીંબડા, શ્રીઆનંદાશ્રમ પ્રાચી, શ્રીઆનંદાશ્રમ—કરાંચી ને શ્રીઆનંદાશ્રમ—અમદાવાદમાં અને શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ—મુંબઈ, જંબુસરમાં, માંડળમાં, સાણંદમાં, સીગામમાં, દીવામાં, જામજોધપુરમાં ને સાદરામાં, કુતિયાણા ને કુંડલામાં એમ ભિન્ન ભિન્ન સ્થળે આષાઢી પૂર્ણિમાને દિવસે ગુરુબંધુઓ તથા ગુરુભગિનીઓએ મળી પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું.

——[*]——

# जीवन केवी रीतें लंबावी शकाय ?

એક તો બ્રહ્મચર્ય પાળવાથી, આ ખાતે બે મત હોઇ શકેજ નહિ. સારા અનુભવી વૈદ્યોનું કથન છે, તેમજ શાસ્ત્રો પણ વારંવાર તે ઉચ્ચારી રહ્યાં છે.

બીજો ઉપાય એ છે જે દરેક વ્યક્તિએ સૂર્યના તડકામાં પગથી માથાસુધી એક કલાક દરરોજ સરસવના તેલથી સારી માલેશ કરવી. ઉષ્ણ પ્રદેશોમાં આ માલેશ સવારમાં થવી જોઇએ, ને ત્યારબાદ સ્નાન કરવું. પગ, કાન અને માથામાં તેલનો પૂરતો ઉપયોગ કરવો. સારો તંદુરસ્ત માણસ જેને ઉંઘ સારી ન આવતી હોય તેને માટે આ માલેશ સારામાં સારો ઉપાય છે. આંખ, ડુંટી અને અંગુઠામાં પણ તેલ લગાડવું જોઇએ. જો આ પ્રમાણે તેલી માલેશ દરરોજ થાય તો નુકસાનકર્તા જંતુઓનો નાશ થાય અને કોઇપણ જાતનાં વ્યાધિથી શારીરિક તંત્ર મુક્ત બને છે, રોજ પાશેર ઘી યા તો અડધો શેર માંસની અસર કરતાં જો દરરોજ નવટાંક તેલની બરાબર માલેશ થાય ને શરીરમાં પ્રજળે તો તે વધારે ફાયદાકર્તા થઇ પડે છે. જો આ પ્રમાણે સતત એક માસ કરવામાં આવે તો તેની અસર સ્પષ્ટ જણાઈ આવે. આનો અભ્યાસ પાડશો તો સારી તંદુરસ્તી પરિણમશે ને બુઢ્ઢાપો દૂર જશે. રવિવાર, પૂનેમ અને અમાસે તેલની માલીશ નજ કરવી. જેને ઝાડાનો બંધકોષ હોય તેણે આ નિયમને વળગી રહેવાની જરૂર નથી. પહેલાં પગની માલીશ કરવી. પછી માથાની અને છેવટે બીજાં અંગોની.

**[ ગુજરાત શાળાપત્ર ]**

———[*]———

## दम उधरसनी दवा

સકરીઆં ભરસાળમાં ઘાલીને શેકી નાખવાં અને રાતના સૂતી વખતે છોલટાંસાથે ખાઈ જવાં. પછી મુદ્દલ પાણી પીવું નહિ. આ દવા ચાલતી હોય ત્યારે બ્રહ્મચર્યવ્રત આવશ્યક છે. આ પ્રયોગથી હજારો માણસોને દમ અને ઉધરસનો રોગ મટ્યો છે. તેનાથી ઝાડો સાફ આવી શરીર પણ તંદુરસ્ત રહે છે.

**( ધર્મ-નીતિ-પ્રકાશમાંથી )**

———[*]———

## श्रीआनंदाश्रम-समाचार

**[ આષાઢ માસ ]**

**મુખ્યભેટઃ**—રૂા. ૧૦૧-શ્રી. મૂળશંકર નરભેરામ પઢીયા-મુંબઈવાળાતરફથી એક ઓરડો બંધાવવાનિમિત્તે. રૂા. ૧૦ શ્રીમાંગરોળરાજ્યના દરબારશ્રી શેખસાહેબ અબ્દુલ ખાલીક સાહેબના આત્માની શાંતિઅર્થે. હા. શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-માંગરોળ. રૂા. ૧૦ શ્રી. મધુવનદાસ ચંદુલાલ-ગોધરા. રૂા. ૧૧-૦-૦શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ**—શ્રી કાલિદાસ ઉકાભાઇ-ઊના. શ્રી. હરજી ટીડા-જૂનાગઢ. શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવે-રાજકોટ.

**ભોજનઃ**—રૂા. ૬-૭-૦ શ્રી. હરિદાસ દ્યકુભાઈ-જૂનાગઢ વિદ્યાર્થીઓને ભોજનમાટે.

રૂા. ૨૫-૦-૦ શ્રી. પોપટલાલ ગિરધરલાલ ચંદારાણા કાનામેંગલોરવાળાતરફથી ભોજન તથા થાળમાટે. રૂા. ૫-૦-૦ વ્યાસ અંબાલાલ જેઠાલાલ-અમદાવાદવાળાતરફથી સાદા ભોજન-નિમિત્તે. રૂા. ૧૬-૬-૩ શ્રી. રમણિકલાલ દવેતરફથી આષાઢ વદિ ૧૦ ના વિદ્યાર્થીઓના ભોજનના. રૂા. ૫-૬-૦ શ્રી. રમણિકલાલ ત્રિભુવન દવેતરફથી આષાઢ વદ ૧૧ના ફળાહારના ૨૧ બ્રાહ્મણોના. રૂા. ૧૨૫-૫-૯ શ્રી. મયાશંકર ભગવાનજી વોરા હા. બેન મુક્તાબાઇ શામજી-શાંતાક્રુઝ. આષાઢ વદિ ૨ ના ભોજનના. રૂા. ૩૧-૧૧-૦ શ્રી. શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢવાળાતરફથી મિષ્ટાન્ન ભોજન.

**થાળ:**—શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ-માંગરોળ ( થાળ બે. ) બેન કુસુમબાઈ વસંતરાય.-બીલખા. શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. શ્રી કાલીદાસ ઉકાભાઇ-ઊના. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. શ્રી. ભાનુશંકર હરિશંકર-રાજકોટ. શ્રી. હરજી ટીડા-જૂનાગઢ. બેન સંતોકબાઈ-બીલખા. શ્રી. નરોત્તમ પરભુ-ગણદેવી. દવે નાનાલાલ વિશ્વનાથ-ભાવનગર. બેન લીલાવતી દેવીદાસ-શાંતાક્રુઝ. શેઠ મગનલાલ ડાહ્યાભાઇ-રાજકોટ. શ્રી. કાનજી પુરુષોત્તમ-વંથલી. શ્રી. રઘુનાથ જાદવજી ગાંધી. -મુંબઇ. શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા-વાંકાનેર. શ્રી. શેઠ ઇંદુકુમાર ભાયાલાલ-ભાવનગર. હા. શ્રી. ભા. ધ. દવે. શ્રી. પ્રાણજીવનદાસ પરમાણંદદાસ હા. કમળા બહેન-ભાવનગર. (બે થાળ.) શ્રી. દુર્લભજી નાગજી-કુંડલા. શ્રી. લાલજી નાગજી-કુંડલા. શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર, શ્રી. તાપીશંકર જયશંકર-જંબુસર. શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર ( બે થાળ. ) બહેન કસ્તુરબાઇ ગોરધનદાસ-મુંબઇ ( ત્રણ થાળ. ) સદ્‌ગત શ્રી. ગૌરીશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગરવાળાતરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી થાળ ધરાવવામાં આવ્યો હતો. જામજોધપુરના એક સેવકતરફથી (બે થાળ) હા. શ્રી. પરમાણંદ લાલજી. શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ચિ. શ્રી. કેશવલાલભાઈના જન્મદિવસનિમિત્તે થાળ.

**અખંડદીપકમાટે**—રૂા. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ-માંગરોળ. રૂા. ૧-૦-૦ શ્રી. અંબાલાલ બી. પઢિયાર-કાવી. રૂા. ૦-૮-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ ધ્રુવ-મુંબઈ રૂા. ૦-૧૦-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ-માંગરોળ. રૂા. ૧-૦-૦ હરિદાસ ચકુભાઈ-જૂનાગઢ સત્યનારાયણની કથા-નિમિત્તે. રૂા. ૬-૪-૦ શ્રી. કાલિદાસ ઉકા-ઊના. રૂા. ૧૫-૦-૦ શ્રી. હર્ષદરાય મ. દેસાઈ તરફથી જપમાટે. રૂા. ૧-૦-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ-મેંગલોર. રૂા. ૨-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર-પાટણ. રૂા. ૧-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-કેરાંચી. ૦-૪-૯ શ્રી. મુગટરાય જીવાલાલ રાકતી. રૂા ૨-૮-૦ શ્રી. રઘુનાથ જાદવજી ગાંધી. રૂા. ૧-૦-૦ શ્રી. જીવણરામ અંબારામ-રાજકોટ. રૂા. ૦-૪-૦ શ્રી. અશ્વિનીકુમાર પ્રાણજીવનદાસ-ભાવનગર. રૂા. ૧-૦-૦ શ્રી. મોહનલાલ પ્રાણજીવન-રાજસીતાપુર. રૂા. ૦-૪-૦ શ્રી. તાપીશંકર જયશંકર-જંબુસર. રૂા. ૦-૪-૦ શ્રી. લાલચંદ અમરશી-ઢાંક.

**પુસ્તકપ્રકાશન ને પ્રચારનિમિત્તે**—રૂા. ૨-૦-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ-ગોધરા. રૂા. ૧૦-૦-૦ શ્રી. સુંદરજી વીરજી કાપડીયા-જૂનાગઢ. રૂા. ૧૦-૦-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઇ. રૂા. ૩૩-૦-૦ શ્રી. જયંતીલાલ ગોકુળદાસ-મેંગલોર, ઉપદેશ-ગ્રંથાવલિનો અંક ૧૦૩ મો છપાવવા. રૂા. ૨૩૮-૦-૦, શ્રી. પ્રાણજીવનદાસ નરોત્તમદાસ-

ભાવનગરવાળાતરફથી સનાતનધર્મશિક્ષણના વર્ગના.

ઢાંકનિવાસી **શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ મહેતા** પૂજ્યપાદ પ્રભુશ્રીનાં દર્શન: સત્સંગમાટે શ્રીઆનંદાશ્રમમાં આવ્યા હતા તે દરમ્યાન ગત આષાઢ વદિ ૧૨ બુધવારથી શ્રાવણ સુદિ ૭ રવિવારસુધી તેમણે નીચેના વિષયોપર વ્યાખ્યાનો કર્યાં હતાં:—

**૧ શ્રીગાયત્રીદર્શન. ૨ શ્રીસદ્ગુરુ કૃપાનાથસાથેનો પરિચય અને અનુગ્રહ-લાભ. ૩ શ્રી.સદ્ગુરુમહિમા. ૪ શ્રીબિલ્વપત્રમહિમા–આજ્ઞાચક્ર ને ઇતરલિંગ. ૫ અક્ષિપુરુષોપાસના–બિલ્વપત્ર. ૬ બિલ્વપત્ર–અભિષેકરહસ્ય. ૭ ગીતા–પુરુષોત્તમયોગામૃત. અશ્વત્થમહિમારહસ્ય. ૮ યજ્ઞોપવીતરહસ્ય. ૯ પુરુષોત્તમયોગ.**

———[*]———

## खेदजनक एक अवसान

સખેદ જણાવવાનું કે:—કરાંચીનિવાસી ગુરુબંધુ શ્રી. ત્રિકમજી ખોધાભાઈ ગત આષાઢ સુદિ ૨ ને રવિવાર તા. ૪–૭–૪૩ના પ્રાત:કાળે ૭ વાગે કરાંચીમાં અવસાન પામ્યા છે. તેઓ પ્રભુશ્રીના અનન્ય ભક્ત હતા. તેમના આત્માને શ્રીસદ્ગુરુદેવ શાંતિ આપવા કૃપા કરો !

———[*]———

## परचुरण भेट

આ માસમાં નીચે પ્રમાણે પરચુરણ ભેટ આવેલી છે:—

૦–૫–૩ શ્રી. કાંતિલાલ દુર્લભજી
૦–૫–૩ ,, ડાહ્યાલાલ ઓધડલાલ
૦–૫–૩ ,, ભાનુશંકર મહાશંકર
૦–૫–૩ ,, જેઠાલાલ દુર્લભજી ભટ્ટ
–૧–૬ પરચુરણ
૦–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧–૪–૦ ,, કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ
૧–૦–૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧–૦–૦ શ્રી. જટાશંકર વ્રજલાલ દ્વારકાદાસ જમનાદાસ ડાહ્યાલાલ નાગજી–કુંડલા
૦–૧–૦ બેન સુખજીમા
૦–૩–૧૦ પરચુરણ
૦–૨–૦ શ્રી.પદ્મશંકરભાઈ
૦–૨–૦ મોણજીદક આશ્રમમાં પરચુરણ
૧–૦–૦ પૂ. બ્ર. શ્રીઆત્મપ્રકાશજી
૧–૦–૦ બહેન ગંગાબાઈ ધર્મજ
૦–૪–૦ શ્રી. રણછોડલાલ બેચરલાલ–જૂનાગઢ
૩–૧૨–૦ શ્રી. છોટાલાલ વિઠ્ઠલજી ભટ્ટ–રાજકોટ તેમના ચિ. ઇંદુલાલના ઉપનયન-સંસ્કારનિમિત્તે ભેટ
૧–૦–૦ શ્રી. રતનશી લલુભાઈ–ઉમરાળા
૧–૦–૦ શ્રી. સોમનાથ ત્રિકમલાલ–અમદાવાદ
૨–૦–૦ ,, રઘુનાથસિંહ નથુસિંહ–બેંગલોર
૨–૦–૦ ,, રઘુનાથસિંહ નથુસિંહતરફથી કા. સુ. ૧૫ સુધીના નિત્યદાનના
૧–૦–૦ બેન નર્મદાબાઈ જટાશંકર–વાંકાનેર
૦–૫–૦ શ્રી. કરશનજી પ્રા. ઓઝા ,,
૦–૨–૦ બેન મણિબેન–જૂનાગઢ
૦–૨–૦ ,, નંદુબેન ,,
૦–૨–૦ ,, કુંદનબહેન ,,
૧–૦–૦ ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ
૧–૦–૦ ,, કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૧–૦–૦ ,, દ્વારકાદાસ ખેતસી–કરાંચી
૦–૫–૦ ,, આણંદજી ઓધવજી–ખગસરા

૫-૦-૦ શ્રી. મહાશંકર છ. રાવળ
૫-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૦-૦ ,, રમણસિંહ ગુણવંતસિંહ
૧-૩-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ નિત્યદાનના
૦-૮-૦ ,, પ્રાણશંકર ગોરાભાઈ
૦-૮-૦ ,, નાથાલાલ ખીમજી-માંગરોળ
૧-૦-૦ ,, સોમજી વાલજી-ખડીઆ
૦-૪-૦ બેન કસ્તુરબાઈ-જૂનાગઢ
૧-૬-૦ રાજ અનોપસિંગ કાભાઈ પખાજણ દૂધનિમિત્તે
૧-૪-૦ ગજરાબા મોહનબાવા-સીગામ દૂધનિમિત્તે
૧-૦-૦ માકવેરબાઈ નાથા દીપસંગ ,,
૦-૨-૦ શ્રી. હરજી ટીડા-જૂનાગઢ
૦-૦-૬ ,, દેવશંકર શ્યામજી-રાવળ
૧૪-૮-૦ ,, મધુવનદાસ ચંદુલાલ-ગોધરા નિત્યદાન તથા પરચુરણ
૨-૦-૦ અવસરામ દામોદર ઠાકર-ચોરવાડ
૬-૦-૦ જોરાવરનગરવાળા એક ભક્તજન
૦-૪-૦ શ્રી. મગનલાલ રામજી-ગોંડલ
૦-૮-૦ ,, તાપીશંકર જયશંકર-જંખુસર વિદ્યાર્થીને દૂધ પાવામાટે
૧-૪-૦ સૌ. કમુબહેન કેશવલાલ ચંદારાણા
૩-૦-૩ શ્રી. ભાઈશંકર ધનજી દવે-ભાવનગર
૨-૦-૦ ,, પ્રાણજીવનદાસ નરોત્તમદાસ ,,
૦-૧-૯ પરચુરણ
૨-૦-૦ શ્રી. માનસિંહ નથુસિંહ કુંતિયાણા નિત્યદાનના
૧-૪-૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવેતરફથી સદ્‌ગત શાંતાગૌરીની સદ્‌ગતિનિમિત્તે ભેટ
૧-૦-૦ શ્રી. રામસિંહ સબળસિંહ-કુંતિયાણા
૨-૮-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી પૂ. પ્રભુશ્રીની સેવામાં કં ૧૯૯૯ના ચૈત્રથી શ્રાવણસુધીના પાંચ માસના નિત્યદાનના
૦-૧૫-૬ વિ. તુલજાશંકર પોપટલાલતરફથી તેમના પિતાના કલ્યાણાર્થે વિદ્યાર્થીઓને દૂધ પાવામાટે
૬-૪-૦ બહેન કસ્તુરબેન ગોરધનદાસ-મુંબઈ
૫-૦-૦ ,, કાશીબહેન-નાસિક હા. કસ્તુરબેન
૦-૬-૧ પરચુરણ
૧-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૨-૦-૦ શ્રી. મહારાણીદાસભાઈતરફથી પ્રભુશ્રીની સેવામાં વસ્ત્ર ધરવાનિમિત્તે
૧-૦-૦ ,, કાંતિલાલ મેઘજી રાવળ
૧-૦-૦ ,, વેલજી રઘુનાથ સોની-કુંતિયાણા

## आषाढी पूर्णिमानी भेट

સંવત્ ૧૯૯૯ની આષાઢી પૂર્ણિમાના મહાપૂજનમહોત્સવનિમિત્તે નીચે પ્રમાણે ભેટ આવેલી છેઃ—

૧-૦-૦ શ્રી. કાલિદાસ ઉકાભાઈ-ઊના
૨-૦-૦ ,, ભાનુશંકર કાશીરામ-સુપેડી
૧-૦-૦ રાજ ઇશ્વિરબાવા જિતસિંહજી ઓરા
૧-૦-૦ શ્રી. હરગોવિંદ પીતાંબર-ટંકારા.
૧-૦-૦ ,, મંગળજી મોતીભાઈ ,,
૧-૦-૦ ,, છોટાલાલ વિઠ્ઠલજી-રાજકોટ
૨-૦-૦ પૂ.-પ્ર. મદનસ્વરૂપજી-ભાવનગર
૧-૦-૦ બેન વિજ્યા લક્ષ્મીશંકર-ધંધુકા
૧-૪-૦ શ્રી. વ્રજલાલ વનમાળી-દહાણુ
૦-૮-૦ બેન દિવાળી વ્રજલાલ ,,
૦-૪-૦૬ શ્રી. હર્ષદ વ્રજલાલ-દહાણુ
૧-૪-૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ-બેંગલોર
૨-૦-૦ ,, માણેકલાલ દામોદર-ઉમરેઠ
૫-૦-૦ શ્રી. રામલાલ નિકમલાલ-બીલી
૧-૦-૦ ,, મંછાલક્ષ્મી શંકરલાલ ,,
૨-૦-૦ બેન શિવગૌરી ગજ્જર-સુરત
૨-૦-૦ બેન પાર્વતી નાથુભાઈ ,,
૨-૦-૦ ,, મહાલક્ષ્મી રામચંદ્ર ,,
૨-૦-૦ શ્રી. હરિવલ્લભ નાગેશ્વર ,,
૧-૦-૦ બેન શારદાબેન ,,



| | |
|---|---|
| १-०-० श्री. छोटुभाई–सुरत | १-०-० श्री. प्रभातसंग दीपसंग–सीगाम |
| १-०-० जयंतीलाल लालजीभाई–डुमस | १-४-० बेन लक्ष्मी नाथाराम ,, |
| १-४-० बेन जडाव लल्लुभाई–भावनगर | १-०-० ,, अंबा कृष्णाराम ,, |
| २-०-० श्री. नरोत्तम परशु–गणदेवी | १-०-० राज मानसंग दीपसंग ,, |
| १-०-० ,, त्रिभुवन दामोदर–भरुच | ०-४-० श्री. जेसंग बहेचर ,, |
| १-०-० ,, द्वारकादास भगवानलाल–आंटवा | १-०-० ,, मूलजीभाई तुलशीभाई–दीवा |
| ५-०-० ,, वामनराय जटाशंकर–पाटण | १-०-० ,, वेणीभाई ,, |
| ४-०-० बेन जमनाबाई राजाराम बांटवा | १-०-० ,, हरजीवनभाई ,, |
| २-०-० ,, जयगंगा दयाराम–मुंबई | १-०-० ,, गणेश जीवण ,, |
| १-०-० श्री. जेशंकर केशवजी–भाणवड | १-०-० ,, ईश्वरलालभाई ,, |
| ११-०-० ,, भगवानजी कानजी–भाणवड | ०-८-० ,, भूधरभाई मूलजी ,, |
| २-०-० बेन चंदनगौरी फकीरभाई–सरथाणा | ०-८-० ,, भवानभाई ,, |
| १-०-० ,, रुक्ष्मणीबेन– भरूच | ५-४-० शेठ प्रागजी देवजी–कराची |
| २-०-० श्री. रामभट्ट पीतांबर–वडताळ | ५-०-० ,, मगनलाल डाह्याभाई–राजकोट |
| १-४-० ,, नारायणराव देशपांडे–राजपीपळा | १-०-० बेन रळीयातबेन गोरधनदास |
| २-०-० ,, गणपतराम नानाभाई–अमदावाद | २-०-० श्री. महाराणीदास गोकुळदास देशाई |
| ५-०-० ,, गुलाबराय अंबाशंकर–भावनगर | ५-०-० ,, रतिलाल डाह्याभाई |
| १-०-० ,, पुरुषोत्तमराय अनंतराय–मांगरोळ | १-०-० ,, जयेंद्रकुमार मगनलाल |
| २-०-० ,, रघुनाथ जादवजी गांधी–मुंबई | ११-०-० ,, प्राणजीवनदास नरोत्तमदास |
| २-०-० ,, गोकुळदास पोपटलाल–जामनगर | २-०-० ,, महाशंकर छ. रावळ |
| ५-०-० ,, रवजी देवजी गांधी ,, | ५०-०-० ,, राजसीभाई जीवराज–वांकानेर |
| ५-०-० ,, प्रेमजी जुठाभाई–खेडी ,, | १-०-० ,, वसंतराय छबीलाराम |
| १-०-० ,, मोतीचंद पोपट–अकोळा | १-०-० ,, करशनजी प्राणजीवन ओझा |
| ५-०-० ,, गुलाबदास मगनलाल–सनावद | १-०-० ,, राजेन्द्रराय वसंतराय |
| ५-०-० ,, जीवनलाल मगनलाल ,, | १-०-० ,, विनोदराय वसंतराय |
| ०-८-० बाथी बालुबा–धांका | ०-४-० ,, वसंतराय करशनजी–वांकानेर |
| १०-४-० बेन सरदारकुंवरबा–महेलोल | ०-४-० ,, देवशंकर ईश्वरलाल ,, |
| १-०-० श्री. रामजी जुठाभाई–उपलेटा | १-४-० ,, दुर्गाशंकर मणिशंकर–लींबडी |
| ३-०-० श्रीमोजीदड आनंदाश्रममां पूजन थतां भेटना हा. श्री. हरदत्त जोशी | ५-४-० ,, द्वारकादास खेतसी–करांची |
| २-०-० श्री. डाह्यालाल कानजी तथा शिवशंकर कानजी–मोळगामडा | १-०-० ,, चंद्रकांत दुर्गाशंकर भट्ट |
| ३-८-० ,, चुनीलाल जगन्नाथ शुकल–पाटण | २-०-० श्री. डुंगरशी खेतसी–करांची |
| १-०-० ,, उमेदभाई आशाभाई–भादरण | ११-०-० ,, वीरजी मकनजी–करांची |
| १-६-० भट्ट गौरीशंकर प्रभुराम तथा पटेल रणछोड जुठा–गोंडल | २-०-० ,, रतिलाल महाशंकर–भावनगर |
| १-०-० श्री. इच्छाराम कृष्णदेव–सीगाम | १-०-० ,, रविशंकर महाशंकर रावळ ,, |
| | १-०-० बेन मणिबेन रणछोडराय |
| | १-४-० दरबारश्री जीवावाळा वालेरावाळा |
| | १-०-० श्री. जीवाभाई कांयडभाई |

૫–૦–૦ બેન મણિબેન–મુંબાઈ
૧–૪–૦ ,, લીલાવતીબેન ,,
૧–૦–૦ ,, નર્મદાબેન ,,
૧–૦–૦ ,, નર્મદાબેન રાવળ–ભાવનગર
૧–૦–૦ ,, કમબાઈબેન
૧–૦–૦ શ્રીમતી રાણુદેબાઈ
૧–૦–૦ ,, માણુબાઈ–દઢવા
૦–૮–૩ ,, કસ્તુરબેન–ભીલખા
૧–૦–૦ બેન કાંતાબેન મગનલાલ
૧–૦–૦ ,, દેવબાઈ મોરારજી
૦–૪–૦ ચિ. અશ્વનીકુમાર
૧–૦–૦ બેન કુસુબેન–ગોધરા
૦–૪–૦ શ્રી. કેશવલાલ જયશંકર
૧–૪–૦ મણિબેન–રાજકોટ
૧–૪–૦ બેન પ્રાણકુંવર ચતુભાઈ
૦–૪–૦ ,, કમળા હરિશંકર
૦–૨–૦ ,, પાર્વતીબેન
૧–૦–૦ ,, સંતોકબાઈ જમજીવન
૧–૦–૦ શ્રી. દુર્ગાશંકર મણિશંકર
૧–૦–૦ ,, પ્રાણલાલ દેવશંકર
૧–૦–૦ ,, હિંમતલાલ નાગરદાસ
૧–૦–૦ શ્રી. મયાશંકર જટાશંકર
૮–૦ બેન ગલાલ ખીમા
૪–૦ ,, તારાબેન
૧–૦–૦ ,, નર્મદાબેન–કુંડલા
૧–૦–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી
૦–૮–૦ બેન પાર્વતીબહેન–વંથલી
૦–૨–૦ શ્રી. વજસી ભગત
૦–૮–૦ બેન મણિબાઈ ચંદારાણા
૧–૦–૦ ,, સુમરીબહેન કાળાવાળા
૧–૦–૦ ,, અમુલાંબહેન કાળાવાળા
૧–૦–૦ બહેન રાધાબાઈ ભગુભાઈ
૧–૦–૦ ,, સુબજીબા
૧–૦–૦ ,, કેશરબહેન–જૂનાગઢ
૧–૦–૦ ,, ફઈબા રામશીખવા
–૮–૦ ,, માકુબાઈ
–૪–૦ ખવાસ સાંકુ મુંજા

૦–૪–૦ બેન સંતોકબાઈ–તોરી
૦–૨–૦ ,, જયાગૌરી જીવરામ
૦–૨–૦ શ્રી. વિઠ્ઠલ પરષોત્તમ
૦–૪–૦ શ્રીમતી ભગવતીબહેન
૦–૮–૦ ,, જયા દેવશંકર
૦–૮–૦ ,, ઉજી ગૌરીશંકર
૧–૦–૦ ,, શાંતા દેવશંકર
૦–૪–૦ ,, કેચન છગનલાલ
૦–૦–૯ પરચુરણ
૧–૦–૦ શ્રી. મોરારજી ઓધવજી
૦–૮–૦ ,, નરભેરામ ઓધવજી
૦–૪–૦ બહેન નાનીબહેન
૦–૪–૦ ,, ઝકલબહેન
૦–૪–૦ ,, કસ્તુરબહેન
૦–૪–૦ ,, મૂળીબાઈ
૦–૦–૩ પરચુરણ
૧–૮–૦ શ્રી. ડોલરરાય ગૌરીશંકર
૦–૨–૦ બહેન કુસુમબહેન
૦–૪–૦ ,, નર્મદાબહેન
૦–૪–૦ ,, ત્રિવેણી રણછોડ
૦–૪–૦ શ્રી. પુરુષોત્તમભાઈ
૧–૦–૦ ,, પ્રાણશંકર નર્મદાશંકર
૧–૦–૦ શ્રી. જીવરાજ રામજી
૧–૦–૦ ,, કાનજી કરશનજી
૧–૦–૦ ,, જટાશંકર જગજીવન
૧–૦–૬ પરચુરણ
૦–૯–૬ આરતીમાં
૧–૦–૦ ઠાકોરસાહેબ ભાસાહેબ–સીગામ
૧–૦–૦ ઠાકોર હરભમસિંહજી–સીગામ
૧–૦–૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી–પોરબંદર
૧–૦–૦ ,, લાલજી ડાહ્યાભાઈ–પોરબંદર
૧–૦–૦ ,, જમનાદાસ પરમાણંદદાસ
૧–૦–૦ ,, કુરજી વાલજી–પોરબંદર
૦–૮–૦ ,, ચતુર્ભુજ ભીમજી–પોરબંદર
૦–૮–૦ ,, શાંતિલાલ ચત્રભુજ ,,
૦–૮–૦ ,, પ્રભાશંકર જમનાદાસ ,,
૦–૮–૦ ,, કરશનદાસ વસનજી ,,

૦-૮-૦ શ્રી. ગોકળદાસ ભાણજી-પોરબંદર
૦-૪-૦ ,, દયાશંકર માધવજી ,,
૦-૪-૦ ,, જેઠાલાલ કાનજી
૦-૪-૦ શાસ્ત્રી રેવાશંકર બહેચર
૦-૪-૦ ,, વિશ્વનાથ માધવજી
૦-૪-૦ ,, નવરંગલાલ રઘુનાથજી
૦-૪-૦ ,, રવિશંકર ભવાનીશંકર
૦-૪-૦ બહેન પ્રભાલક્ષ્મી
૦-૪-૦ શ્રી. ચંપકલાલ
૧-૦-૦ બહેન વજીબાઈ ગોવિંદજી
૦-૪-૦ ,, જમનાબેન કરશનજી
૧-૦-૦ પ્રભાબહેન તથા દોલતબહેન
૦-૪-૦ બહેન મંગળાગૌરી આણંદલાલ
૧-૦-૦ ,, મોતીબાઈ
૦-૪-૦ ,, વજીબાઈ નારણદાસ
૨-૦-૦ ,, અજવાળીબહેન
૨-૦-૦ ,, સારીબહેન
૦-૪-૦ શ્રી. ગોપાલજી જીવન
૦-૨-૦ બહેન રવિબહેન
૦-૩-૦ પરચુરણ
૧-૦-૦ કસ્તુરબહેન વરજીવનદાસ
૦-૪-૦ શ્રી. ચતુર્ભુજ ભીમજીનાં પત્ની
૦-૮-૦ પાર્વતીબહેન ગોવિંદજીભાઈ
૦-૧-૦ શ્રી. મોહનલાલ માધવજી
૫-૭-૦ જંબુસરના શિષ્યવર્ગતરફથી પૂર્ણિમાના પૂજનભેટના હા. શ્રી. અંબાલાલ તુલજારામ
૧૨-૨-૦ જામજોધપુરના શિષ્યવર્ગતરફથી પૂર્ણિમાના પૂજનભેટના હા. શ્રી. ચત્રભુજ ગાંડાલાલ
૧-૦-૦ શ્રી. બાલાભાઈ દયારામ-માંડળ
૧-૦-૦ શ્રી. ગોવિંદરામ સેવકરામ માંડળ
૧-૦-૦ ,, અનંતરાય અમૃતલાલ ,,
૧-૦-૦ ,, માણેકલાલ ત્રિભુવનદાસ ,,
૧-૦-૦ ,, નટવરલાલ ત્રિભુવનદાસ ,,
૦-૮-૦ ત્રવાડી મૂળશંકર ગણેશજી ,,
૦-૮-૦ ડા. ત્રિભુવન મોતીભાઈ ,,
૦-૮-૦ મિસ્ત્રી વરધાભાઈ માંડળ
૦-૮-૦ રૂગનાથ પુંજાભાઈ ,,
૧-૦-૦ શ્રી. કરશનદાસ જુઠાભાઈ-મેંદરડા
૦-૮-૦ ,, ત્રિભુવન જુઠાભાઈ ,,
૦-૮-૦ ,, જયંતીલાલ મૂળશંકર ,,
૧-૦-૦ ,, મણિલાલ પુરુષોત્તમ ભટ્ટ-સાણંદ
૧-૦-૦ ,, હરિશંકર જયશંકર ભટ્ટ-સાણંદ
૧-૦-૦ ,, ભાઈલાલ આત્મારામ સાણંદ
૧-૦-૦ ,, કાલિદાસ ઈશ્વરભાઈ ,,
૧-૦-૦ ,, રતિલાલ વેણીરામ ,,
૧-૦-૦ ,, શ્રીમતી ઇચ્છાબહેન ,,
૧-૦-૦ શ્રી. જેમલભાઈ કાનજી ,,
૦-૮-૦ ,, મંગળદાસ વરધુભાઈ ,,
૦-૪-૦ ,, અમરસંગ તારાચંદ ,,
૦-૪-૦ પરચુરણ ભેટ સાણંદમાં
૧-૦-૦ શ્રી. ગૌરીશંકર મેનજી ભટ્ટ-ભાવનગર
૧-૦-૦ બહેન રૂક્મણી ગોરધનદાસ સાદરા
૧-૦-૦ શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ ,,
૧-૦-૦ ,, હીરાલાલ ગુલાબચંદ શાહ ,,
૧-૦-૦ ,, ગોરધનદાસ જેઠીદાસ ,,
૧-૦-૦ બેન જડાવબેન સાદરા
૧-૦-૦ ,, સાંકુ બહેન ,,
૧-૦-૦ શ્રી. છોટાલાલ મૂળચંદદાસ સાદરા
૧-૦-૦ બેન ડાહીબેન ,,
૧-૦-૦ શાહ દેવચંદ પાનાચંદ ,,
૧-૦-૦ બેન સંતોકબહેન ,,
૧-૦-૦ ,, દિવાળીબહેન ,,
૧-૦-૦ ,, ચંચળબહેન ,,
૧-૦-૦ ,, પસીબહેન ,,
૧-૦-૦ ,, મેનાબહેન ,,
૧-૦-૦ ,, ઈચ્છાબહેન ,,
૦-૮-૦ ,, ફુલબહેન ,,
૦-૮-૯ શ્રી. સનાલાલ કિશોરદાસ ,,

મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં આષાઢ સુદિ ૧૫ના દિવસે શ્રીસદ્‌ગુરુદેવનું મહાપૂજન થતાં નીચે પ્રમાણે ભેટ આવેલી છેઃ—હસ્તે શા. દામોદરદાસ માધવજી-મુંબઈ.

| | | |
|---|---|---|
| ૧-૦-૦ | શ્રી. | રતનજી રામજી |
| ૧-૦-૦ | ,, | પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ |
| ૦-૮-૦ | ,, | અમથાલાલ જગજીવન |
| ૫-૦-૦ | ,, | એક ભક્તજન |
| ૧-૦-૦ | ,, | જીભાઈ ગિરજાશંકર |
| ૫-૦-૦ | ,, | રાજસી જીવરાજ |
| ૨-૦-૦ | ,, | પટેલ ચતુરભાઈ આશાભાઈ |
| ૧-૪-૦ | ,, | રઘુનાથભાઈ ઘડીઆળી |
| ૧-૦-૦ | ,, | ભાણજી પરમાણંદ |
| ૦-૮-૦ | ,, | છગનલાલ શિવજી |
| ૦-૮-૦ | ,, | ચતુર્ભુજ લીલાધર |
| ૦-૮-૦ | ,, | પ્રાણજીવન હંસરાજ |
| ૧-૦-૦ | ,, | ગોકળદાસ શિવશંકર |
| ૧-૦-૦ | ,, | નટવરલાલ ચતુરભાઈ |
| ૧-૦-૦ | ,, | મૂળચંદ હરજીવન |
| ૧-૦-૦ | ,, | દ્વારકાદાસ મગનલાલ |
| ૨-૦-૦ | ,, | ચંદ્રકાંત વિઠ્ઠલદાસ |
| ૨-૦-૦ | ,, | હરજીવન કેશવજી શાહ |
| ૦-૮-૦ | ,, | રામશંકર દયારામ |
| ૧-૦-૦ | બેન | મંગળાલક્ષ્મી મોહનલાલ |
| ૦-૮-૦ | શ્રી. | જગજીવનદાસ નારણદાસ |
| ૧-૦-૦ | ,, | હરિલાલ બહેચર વ્યાસ |
| ૨-૦-૦ | ,, | ઓધાભાઈ જેઠાભાઈ |
| ૧-૦-૦ | ,, | શંકરસિંહ રાણા |
| ૧-૦-૦ | જોશી | મૂળજી માધવજી |
| ૦-૮-૦ | શ્રી. | મોરારજી લાલજી |

| | | |
|---|---|---|
| ૦-૮-૦ | શ્રી. | હરિદાસ હીરજી |
| ૧-૦-૦ | ,, | રૂપસિંહ હરિસિંહ |
| ૧-૦-૦ | ,, | વસંતલાલ વીરજી |
| ૧-૦-૦ | ,, | ધનજી વિશ્રામ |
| ૧-૦-૦ | ,, | મૂળજી અરજણ |
| ૦-૮-૦ | ,, | હરજીવન કેશવલાલ |
| ૧-૦-૦ | બેન | અમૃતબાઈ અરજણ |
| ૧-૦-૦ | શ્રી. | અરજણ કરમણ |
| ૧-૦-૦ | ,, | જગજીવન અરજણ |
| ૨-૦-૦ | ,, | ભદ્રસિંહ પ્રતાપસિંહ |
| ૨-૦-૦ | ,, | ઉપેંદ્રસિંહ કરણસિંહ |
| ૧-૦-૦ | ,, | ચતુર્ભુજ કાલિદાસ |
| ૧-૦-૦ | ,, | ભગવાનદાસ ચતુર્ભુજ |
| ૧-૦-૦ | ,, | રૂપસી કાળાભાઈ |
| ૧-૦-૦ | ,, | મનસુખલાલ જાદવજી |
| ૫-૦-૦ | શેઠ | મગનલાલ ડાહ્યાભાઈ |
| ૨-૦-૦ | શ્રી. | રેવાશંકર દુર્લભજી |
| ૨-૦-૦ | ,, | હિંમતલાલ રેવાશંકર |
| ૧-૪-૦ | ,, | તુલસીદાસ ખેતસી |
| ૨-૦-૦ | ,, | ચંદ્રસિંહ પ્રતાપસિંહ |
| ૨-૦-૦ | ,, | શિવસિંહ પ્રતાપસિંહ |
| ૧-૦-૦ | ,, | પ્રતાપસિંહ માનસિંહ |
| ૧-૪-૦ | ,, | જયેંદ્રસિંહ લાલસિંહ |
| ૦-૧-૦ | | પરચુરણ |
| ૧-૦-૦ | શ્રી. | અરજણ કરમણ |

॥ ૐ ॥

## [ श्रीशीलखा आनंदाश्रम ]

### पूज्यपाद कृपानाथना समयथी चालु थयेला नियमोः—

પોતાનાં વ્યાવહારિક કાર્યોમાટે આવેલા ગૃહસ્થો અહીંના પરિચિત હોય તો-પણ તેમણે અહીં આશ્રમમાં નહિ ઊતરતાં ગામમાંજ ઊતરવું.

સત્સંગને માટે આવેલા મનુષ્યોએ પરમાર્થ વા શુદ્ધ વ્યવહારની સાથે સંબંધ નહિ રાખનારી કોઈ પણ પ્રવૃત્તિમાં વાતચીત પણ બોલવું નહિ; નિષ્પ્રયોજન ને રાગદ્વેષવાળી વાતોથી દૂર રહેવું.

અહીં આશ્રમમાં કોઈએ ઊતાવળે ( ઘાંટા કાઢીને ) બોલવું નહિ. મોટે સાદે વાતચીત ન કરવી. તેમજ અટ્ટહાસ્ય પણ ન કરવું. આવશ્યક પ્રયોજનવાળી વાતચીત હોય તે ધીરે ધીરે કરવી.

અહીં નિત્ય વસનારે તથા સમયને માટે આવનારે સમયનો-સારામાં સારો ઉપયોગ કરવો; નિરર્થક કાળક્ષેપ કરવો નહિ, અને સ્વકર્તવ્ય ત્યજી, અન્યમાં પ્રવૃત્તિ કરવી નહિ; તથા શરીર ઇંદ્રિયો અને મનથી પવિત્ર રહેવું.

અહીં ઊતરનારે વા રહેનારે પોતાનો સામાન વ્યવસ્થાથી સાચવીને રાખવો, પોતાનો ઓરડો સાફ રાખવો,—કચરો ને દાતણની ચીરો આશ્રમની બહાર નાંખી દેવાં, કૂવાપાસે નહાવું કે ધોવું નહિ, જ્યાં ત્યાં ચૂંકવું કે ગંદકી કરવી નહિ.

પોતાને જોઈતી સગવડમાટે આશ્રમના વ્યવસ્થાપકને જણાવવું.

વર્ષ ૧૨ મું
ભાદ્રપદ
અંક ૪ થો
સંવત્ ૧૯૯૯

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः ।
यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલો તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન (શ્રીમન્નથુરામશર્મા), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે.

# શ્રીનાથજયંતીમહોત્સવ

સંવત્ ૧૯૯૯ના આશ્વિન સુદિ ૪ રવિવાર ( તા. ૩-૧૦-૧૯૪૩ )ના મંગલ દિવસે પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનો જયંતીમહોત્સવ ઉજવવામાં આવશે.

---

## અનુક્રમણિકા



જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---


તંત્રી અને પ્રકાશક: શ્રી. મંહારાજીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૧૯૯૯–ભાદ્રપદ [ અંક ૪

## जाग्रति राखवाविषे

[ લેખક:—પૂજ્યપાદ શ્રીનાથભગવાન્ ]

રાગ–મહાડ

મુમુક્ષો ! જાગોને રે, જાગો બનો સાવધાન, મુમુક્ષો જાગોને રે. ટેક.

એક તો આળસ અતિ ઘણું, બીજી કાયરતા ક્રૂર;
ત્રીજી સત્સંગવિમુખતા, કેમ તરાશે આ ભવપૂર? મુમુક્ષો૦ ૧

તન મન ઉદ્યમી રાખવાં, કરો કાયરતા દૂર;
સત્સંગ સેવો પ્રીતથી, તો તરાશે આ ભવપૂર. મુમુક્ષો૦ ૨

કેવળ શ્રવણે નવ સરે, વરતે આવે પાર;
ઉપદેશ પ્રમાણે વરતીને, તરો સુખે આ સંસાર. મુમુક્ષો૦ ૩

મોહનિદ્રામાં સૂઈ સૂઈ, કાઢયો તમે બહુ કાળ;
હવે શીઘ્ર જાગ્રત્ થઈ, કરો સ્વરૂપની સંભાળ. મુમુક્ષો૦ ૪

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીનાથભગવાન્ ]

સુખેચ્છુ મનુષ્યે દૃગ્દૃશ્યનો વિવેક કરી જે દ્રષ્ટાને માટે વિશ્વમાંના અનુકૂલ પ્રાણિપદાર્થમાં સ્નેહ થાય છે તે દ્રષ્ટામાં પરમપ્રેમ કરવો જોઇએ, અને સર્વે દૃશ્ય અસત, નિઃસાર હોવાથી ઘૃણા ઉપજાવે એવું ને તેમાં સત્યપણાની, રમણીયપણાની ને ભોગ્યપણાની ભ્રાંતિ રાખનારને દુઃખ આપનારું સમજી તેમાં રહેલો સ્નેહ શનૈઃ શનૈઃ ત્યજી દેવો જોઇએ.

તેણે સ્થૂલશરીરમાં, ઇંદ્રિયોમાં, અંતઃકરણમાં, પ્રાણમાં, અંતઃકરણના કારણરૂપ અજ્ઞાનના અંશમાં કે જીવમાં આત્માની (હુંપણાની) બુદ્ધિ ન રાખવી જોઇએ, પણ અસંગ, પ્રિયતમ, અવિકારી, સદ્ઘન, ચિદ્ઘન, સુખઘન, વિભુ ને પૂર્ણકામ ચેતનમાં આત્મબુદ્ધિ રાખવી જોઇએ.

મનુષ્ય જ્યાંસુધી શરીરાદિ જડમાં આત્માની બુદ્ધિ રાખે છે ત્યાંસુધી તે સાચો સુખી થઇ શકતો નથી, વળી સુખેચ્છુએ પ્રતીત થતા જગતરૂપ દૃશ્યને તેરૂપે સત્ય ન માનવું જોઇએ, પણ તે નામરૂપક્રિયાત્મક જગત્ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનેજ સત્યરૂપ માનવું જોઇએ.

એવી રીતે શુદ્ધાત્મામાં આત્માની બુદ્ધિ સુસ્થિર કર્યા કરવાથી ને પ્રતીત થતા જગત્માં બ્રહ્મબુદ્ધિ સુસ્થિર કર્યા કરવાથી તે ભાવનાનો વા નિશ્ચયનો પરિપાક થયે તે જીવન્મુક્તને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ સર્વે દુઃખોની જનની જે ક્રૂરતમ અવિદ્યા તેની તેના અંતઃકરણમાંથી નિવૃત્તિ થાય છે.

વિવેકાદિ ચાર સાધનોને અંતઃકરણમાં સુસ્થિર કરવાથી, સુખી પ્રાણીઓમાં મૈત્રીની, દુઃખી પ્રાણીઓપર કરુણાની ને પુણ્યવાન્માં હર્ષની ભાવના કરવાથી તથા પાપી મનુષ્યોની ઉપેક્ષા કરવાથી અને સ્થાવર જંગમ સર્વમાં ચિન્માત્ર વના કરવાથી તે જીવન્મુક્ત મુમુક્ષુ અખંડૈકરસ ચિન્માત્રને અનુભવી તે રૂપે સ્થિત થાય છે.

મોક્ષશાસ્ત્રોનાં, પોતાના સદ્ગુરુનાં ને બ્રહ્મદર્શી પુરુષોનાં વચનોમાં પરમાદરવાળી સત્યપણાની સુદૃઢ બુદ્ધિ રાખ્યા વિના, તેમણે બ્રહ્મસાક્ષાત્કારમાટે ઉપદેશેલાં સાધનોના અનુષ્ઠાનમાં ઘણામાં ઘણો ઉત્સાહ આણ્યાવિના અને તે સાધનોનું ધૈર્ય, સાવધાનતા ને સદાગ્રહપૂર્વક સેવન કર્યાવિના કોઇપણ મનુષ્ય બ્રહ્મસાક્ષાત્કાર કરી શકતો નથી, ને બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યાવિના કોઇપણ મનુષ્ય દુઃખના ને કર્તવ્યના અવધિને પ્રાપ્ત કરી શકતો નથી. (ચાલુ)

———[*]———

॥ त्रिगुणातीतपदनिष्ठस्य सद्गुरोः श्रीनाथभगवतः
त्रिगुणातीतपदप्राप्त्यर्थं श्लोकत्रयेण स्तौमि ॥

यतीनां श्रेयांसं भुवनवलयाश्लुपणरुचिं
महाशांतं धीरं कलिमलहरं मोहरहितम्।
समुद्धर्तुं लोकं सुखनिकटमार्गं वितरितुं
नताऽहं श्रीनाथं गुरुममलबोधप्रदवरम् ॥ १ ॥
अजस्रं सत्साध्व्यावलिविहितपुष्पांजलिचयं
पटुं शास्त्राम्नानां बुधकुलविधुं दीनदयिनम्।
सदा ध्येयं वंद्यं तिमिरहरभानुं शुभकरं
नताऽहं श्रीनाथं गुरुममलबोधप्रदवरम् ॥ २ ॥
मुमुक्षूणां वर्गैः सकलभयनाशाभिलषिणां
सदाकीर्णं वन्द्यैर्नतकरतलैः पूजितपदम्।
सदा प्रश्नव्यूहाखिलवसुद कल्पद्रुमनिभं
नताऽहं श्रीनाथं गुरुममलबोधप्रदवरम् ॥ ३ ॥

ले० निर्मलपदमभिलषन्ती निर्मलनाथगुरुकैंकर्यपरायणा
कुमारी निर्मलादेवी, सरस्वतीमंदिर, राजुला ॥

———[*]———

## श्रीसनत्सुजातीयम्

(શ્રીશાંકરભાષ્યસમેત)

[ અનુવાદકઃ-મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૮ થી )

असाधना वापि ससाधना वा समानमेतद् दृश्यते मानुषेषु ।
समानमेतदमृतस्येतरस्य मुक्तास्तत्र मध्व उत्सं समापुः
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ १६ ॥

મધ જેવું મીઠું લાગતું હોવાથી સુખને મધની ઉપમા આપવામાં આવે છે. સુખ બે પ્રકારનું છે.

એક તો ખરુંજ સુખ છે અને બીજું મનનું કલ્પેલું સુખ છે.

સત્સ્વરૂપ ચિત્સ્વરૂપ ને સુખસ્વરૂપ એવું એકજ ને અદ્વિતીય બ્રહ્મજ ખરું છે તેથી બ્રહ્મજ ખરું સુખ છે.

દેહ તથા ઇંદ્રિયોના સંઘાતભૂત સ્થૂલ સૂક્ષ્મ તથા કારણકોટિનાં શરીરોમાં આત્મભાવ એટલે પોતાપણું કરી રહેનારા અને તેથી શરીર વા સશરીર કહેવાતા પુરુષનો અશરીર આત્મા એટલે તેનું ખરું સ્વરૂપજ બ્રહ્મ છે અને તેથી પુરુષનો આત્મા વા પુરુષનું ખરું સ્વરૂપજ ખરું સુખ છે.

દેહ તથા મનસહિત સર્વે ઇંદ્રિયોને અનુકૂલ વિષયોના ભોગવડે ઉપજતું સુખ મનનું કલ્પેલું સુખ છે.

પુરુષનો આત્મા વા પુરુષનું ખરું સ્વરૂપજ ખરું સુખ હોવાથી પુરુષ પોતેજ ખરું સુખ છે તથા તેથી ખરું સુખ પુરુષને નિત્ય પ્રાપ્ત છે.

પણ દેહ, મન અને ઇંદ્રિયોના સંઘાતભૂત સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ કોટિનાં શરીરોની સરૂપતાને પામતાં પુરુષને તેનો આત્મા વા તેનું ખરું સ્વરૂપ એક રીતે અલક્ષમાં મૂકાયેલા જેવું થાય છે તથા તેથી ખરું સુખ પુરુષને નિત્ય પ્રાપ્ત છતાં તેનો તેને ધાર્યો ભોગ થતો નથી.

અને દેહ મન ને ઇંદ્રિયોની સરૂપતા થવાને કારણે દેહ મન ને ઇંદ્રિયોના અનુકૂળ ભોગવડે દેહ મન તથા ઇંદ્રિયોને જે અલ્પ સમય તૃપ્તિ થાય તે અલ્પ સમયસુધી પુરુષનું તેના આત્મામાં વા તેના ખરાસ્વરૂપમાં સંધાન થતું હોવાને કારણે તે અલ્પ સમયસુધી પુરુષના આત્માનું વા તેના ખરા સ્વરૂપનું સુખ તેનાં દેહ મન તથા ઇંદ્રિયોમાં સંક્રમણ પામે છે તેથી પુરુષને સુખનો અનુભવ થાય છે.

દેહ, મન તથા ઇંદ્રિયોમાં સંક્રમણ પામેલા પુરુષના આત્માના વા તેના ખરા સ્વરૂપના સુખને પુરુષ ભોગવડે ઉપજેલું સુખ જાણે છે એ તેના મનની કલ્પના છે પણ એ કારણે આત્માના એકજ સુખના બે પ્રકાર થાય છે. ખરી રીતે આત્માનું સુખ એ એકજ સુખ છે.

ભોગવડે ઉપજેલું જણાતું સુખ પુરુષને તેના ખરા સ્વરૂપમાં જણાતું નહિ હોવાથી તેનો ભોગ પણ યથાવત્ એટલે થવો જોઈએ તેવો થતો નથી અને જે અયથાવત્ ભોગ થાય છે તે પણ અલ્પ સમયસુધીજ ટકી રહેનારો હોવાથી તેને ક્ષણિક કહેલો છે.

સુખના એ ક્ષણિક ભોગમાં આસક્તિ નહિ રાખતાં પુરુષે પોતાના આત્માને જાણી તેના ખરા સુખનો સીધી રીતે ભોગ કરતાં જાણવું જોઈએ.

દેહ, મન તથા ઇંદ્રિયોથી પોતાને પૃથક્ પાડી પોતાના આત્મામાં અવસ્થાન કરી રહેવાથી નિત્યને માટે પુરુષને ખરા સુખનો ભોગ સાંપડે છે એટલે ખરું સુખ પુરુષને તેના સ્વસ્વરૂપે સાંપડી રહે છે એ તો પ્રસિદ્ધ છે.

પણ દેહ, મન ને ઇંદ્રિયોના યોગસમયે પણ જો પુરુષ પોતાના આત્માને જાણી દેહ, મન તથા ઇંદ્રિયોને તેમાં જોડી રાખે તો જેટલો સમય જોડી રાખે તેટલો સમય દેહ મન તથા ઇંદ્રિયોમાં આત્માનું સુખ સંક્રમણ પામે અને તે પુરુષના જોવાજાણવામાં હોવાથી દેહ, મન તથા ઇંદ્રિયોવડે પણ પુરુષ ખરા સુખનો યથાવત્ ભોગ કરવા સમર્થ થાય છે અને પુરુષનો આત્માજ સુખનો ઝરો છે એવો તેને સ્પષ્ટ અનુભવ થાય છે.

આમ પુરુષનો આત્માજ ખરા સુખનો ઝરો હોવાથી અને પુરુષનો આત્મા પુરુષની સર્વ કોઈ અવસ્થામાં પુરુષથી એકરૂપ ને અદ્વિતીય હોવાથી પુરુષની સર્વ કોઈ અવસ્થામાં ખરા સુખનો ઝરો પુરુષને સાંપડેલોજ હોય છે.

દેહ, મન તથા ઇંદ્રિયોમાં સરૂપતા કરી રહી દેહ, મન તથા ઇંદ્રિયોના ભોગોમાંજ સુખને જાણનારા તથા તેથી તેવા સુખના સંપાદન પાછળ જીવન જીવનારા પુરુષને પણ એ ખરા સુખનો ઝરો સાંપડેલો તો હોયજ છે પણ તેનો તેને યથાવત ભોગ નથી.

ખરા સુખનો ઝરો સંપાદન કરવાના હેતુથી જે પુરુષ પોતાના આત્માને જાણવાનાં સાધનોનું સેવન કરતો રહે છે તેને પણ ખરા સુખનો ઝરો સાંપડેલો તો હોયજ છે પણ જ્યાંસુધી તેના આત્માનું યથાવત્ જ્ઞાન ન થાય ત્યાંસુધી તેને પણ તેનો યથાવત્ ભોગ થતો નથી.

અને જે પુરુષને આત્માનું જ્ઞાન થયું હોય છે તેને પણ ખરા સુખનો ઝરો સાંપડેલો તો હોયજ છે પણ એ ઝરાનો તેને ખરો ભોગ થાય છે એટલો વિશેષ છે.

જે પુરુષને આત્માનું જ્ઞાન થયું હોય તે પણ જ્યાંસુધી તેના દેહનું પ્રારબ્ધ પૂરું ન થાય ત્યાંસુધી દેહમાં રહે અને દેહમાં રહે ત્યાંસુધીમાં જેટલો સમય દેહ મન ને ઇંદ્રિયોને આત્મામાં જોડી રાખે તેટલોજ સમય તેને ખરા સુખના ઝરાનો ભોગ મળે છે.

અને દેહનું પ્રારબ્ધ પૂરું થતાં જ્યારે આત્મજ્ઞાનીનો દેહ છૂટી જાય છે ત્યારે પછી ખરા સુખનો ઝરો તેને સ્વરૂપરૂપ થયો હોવાથી તેનો તેને નિત્યને માટે ખરો ભોગ મળે છે.

એમ ખરા સુખનો ઝરો પુરુષને તેની સર્વ કોઈ અવસ્થામાં જેવો ને તેવો સાંપડેલો તો હોયજ છે પણ આત્માને જાણીને જ્યારે પુરુષ દેહ, મન તથા ઇંદ્રિયોના સંઘાતભૂત સ્થૂલ સૂક્ષ્મ તથા કારણકોટિનાં શરીરો સાથેની સરૂપતાના બંધનથી મોકળો થાય છે ત્યારેજ તેને તેનો ભોગ મળે છે.

દેહ મન તથા ઇંદ્રિયોના સંઘાતભૂત સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ કોટિનાં શરીરો સાથેની સરૂપતાના બંધનમાં જ્યાંસુધી પુરુષ બંધાએલો રહે છે અને તેથી પોતાના આત્માને જાણતો નથી ત્યાંસુધી તેને ખરા સુખનો ઝરો જેવો ને તેવો સાંપડેલો હોવા છતાં તેનો ખરો ભોગ મળતો નથી.

ખરા સુખનો ઝરો પુરુષને તેની સર્વ કોઈ અવસ્થામાં સાંપડેલો હોવા છતાં પોતાના જે આત્માને જાણ્યા વિના તેનો તેને ખરો ભોગ મળતો નથી અને પોતાના જે આત્માને જાણવાથીજ તેને તેનો ખરો ભોગ મળે છે તે આત્મા પરમાર્થકોટિનો હોવાથી સનાતન છે તથા સ્વયંભૂ હોવાથી સ્વયં ઈશ્વર છે.

પણ જે પુરુષ દેહ, મન તથા ઇંદ્રિયોના સંઘાતભૂત સ્થૂલ સૂક્ષ્મ તથા કારણ કોટિનાં તેનાં શરીરો સાથેની સરૂપતાના બંધનથી મોકળો થઇ પોતાના આત્માને જાણવાનો યોગ જાણતો નથી તે પુરુષ તેના આત્માનો સાક્ષાત્કાર કરવા સમર્થ થતો નથી.

જેઓ એ યોગને જાણે છે તથા સાધે છે તેઓજ એ યોગની સિદ્ધિ થતાં તેમના આત્માનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે.

श्रीशांकरभाष्यम्

ज्ञानीनां मोक्षस्वरूपमाह असाधना वेति

असाधनाः वा०॥ એમ આ શ્લોકવડે જ્ઞાનીઓના મોક્ષના સ્વરૂપને કહે છે.

येऽसाधनाः शमदमादिसाधनरहिता ये च शमदमादिसाधनयुक्ताः ससाधना-

स्तेषु समानं साधारणमात्मस्वरूपं दृश्यते मानुषेषु મનુષ્યોનેવિષે જેઓ સાધન વિનાના એટલે શમ દમ આદિ સાધનો વિનાના છે, તથા જેઓ સાધનવાળા એટલે શમ દમ આદિ સાધનોવાળા છે તેમને તેમનું આત્મસ્વરૂપ સમાન એટલે સાધારણ છે.

तथा समानममृतस्य मोक्षस्येतरस्य संसारस्य सति वाऽसति તેવી રીતે મોક્ષનું તથા મોક્ષથી ભિન્ન એટલે સંસારનું પણ આત્મસ્વરૂપ સમાન છે પછી પુરુષને મોક્ષ થયો હોય કે ન થયો હોય વા તેને સંસાર ઉભો થયો હોય કે ન ઉભો થયો હોય પણ પુરુષને મોક્ષનું જે આત્મસ્વરૂપ છે તેજ આત્મસ્વરૂપ તેને સંસારનું છે.

तेषां मध्ये ये मुक्ताः शमदमादि साधनास्ते तस्मिन् विष्णोः परमेपदेमध्वो मधुन उत्सं समापुः पूर्णानंदं ब्रह्म प्राप्नुवन्तीत्यर्थः

તેમની મધ્યે જેઓ મુક્ત છે એટલે જેઓ શમ દમ આદિ સાધનોવાળા છે તેઓ તે વિષ્ણુના પરમપદરૂપ મધના ઝરાને પામે છે એટલે સંપૂર્ણ સુખસ્વરૂપ બ્રહ્મને પામે છે એમ એનો અર્થ છે.

यमुत्सं संपूर्णानंदं मुक्ताः प्राप्नुवन्ति तं योगिन एव पश्यन्ति॥ १६ ॥

મધના ઝરારૂપ જે સંપૂર્ણ આનંદસ્વરૂપ બ્રહ્મને મુક્ત પુરુષો પામે છે તે બ્રહ્મને કેવળ યોગીઓજ જુએ છે બીજાઓ તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકતા નથી. (ચાલુ)

——[*]——

## ब्रह्मवाद*

[ અનુવાદકઃ—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૨ ના પૃષ્ઠ ૨૧ થી )

त्वदनुपथं कुलायमिदमात्मसुहृत्प्रियवच्चरति
तथोन्मुखे त्वयि हिते प्रिय आत्मनि च ।
न वत रमन्त्यहो असदुपासनयात्महनो
यदनुशया भ्रमन्त्युरुभये कुशरीरभृतः॥ २२ ॥

બહુ થવાના સંકલ્પથી બહુવિધ શરીરોનું સર્જન કરી તે પ્રત્યેકમાં પોતાપણું કરી રહેનારા જીવોરૂપે પણ આપ ભગવાન્ પોતેજ થઈ રહેલા હોવાથી જીવમાત્રના આપ ભગવાનજ વાસ્તવિક સ્વરૂપભૂત આત્મા છો. ખરું હિત કરનારા આપ ભગવાનજ જીવમાત્રના સુહૃદ્ છો તથા ખરું પ્રિય કરનારા પણ આપ ભગવાનજ જીવમાત્રના પ્રિય છો.

આ વાસ્તવિક સ્થિતિને શાસ્ત્ર તથા સદ્‌ગુરુના સત્સંગથી જાણીને જે જીવ આપ ભગવાનનાજ માર્ગને અનુસરે છે એટલે આપ ભગવાનનેજ પોતાનો પરમ પુરુષાર્થ જાણી આપભગવાનનેજ પામવાના માર્ગને અનુસરે છે તેને તેની મમતાવાળું શરીર તેના આત્મા સુહૃદ્ કે પ્રિયજનની પેઠે તેનું હિત કરનારુંજ નીવડે છે.

* પૃષ્ઠ ૨૧ ના છેલ્લા પારાની ખોટી લીપીના અંતભાગમાં 'સંશરીર'ને સ્થાને 'અશરીર' વાંચવાનું છે.

તેથી વિરુદ્ધ જે જીવ વાસ્તવિક સ્થિતિને નહિ જાણીને પોતાની મમતાવાળા શરીરનેજ પોતાનો આત્મા સુહૃદ્ કે પ્રિય જાણે છે તેને તેની મમતાવાળું શરીર સર્વથા તેનુ અહિત કરનારુજ નીવડે છે.

વાસ્તવિક સ્થિતિમાં આપભગવાનજ જીવમાત્રના આત્મા સુહૃદ્ તથા પ્રિય છતા આપભગવાનને તેવા નહિ જાણીને જે જીવો તેમની મમતાવાળા શરીરનેજ તેમનો આત્મા સુહૃદ્ કે પ્રિય જાણે છે અને તેથી જે મિથ્યા કીટનુ છે એવા શરીરના ભોગો ભોગવ્યા કરવામાં પોતાનું રમણ જાણે છે તેઓ એવી ખોટી ઉપાસનાવડે પોતે પોતાનું અહિત કરનારા હોવાથી આત્મઘાતી ગણાવાયોગ્ય છે. અરે! તેઓને જણાતુ તેમનુ રમણ ખરુ રમણ હોતુ નથી પણ ભવાંતરોને પમાડ્યા કરનારુ તેમનુ ભ્રમણજ હોય છે.

આપભગવાન્ જીવોના ખરા પુરુષાર્થભૂત હોવાથી આપભગવાનને પામવાવડે જીવો કૃતાર્થ થઇને નિર્ભય થાય છે.

ભવભ્રમણ જીવોના અનર્થભૂત હોવાથી ભવાંતરને પામવાવડે જીવો અકૃતાર્થ રહ્યા રહ્યા મોટા ભયવડે સદા ભયભીત રહે છે.

આમ હોવાથી આપભગવાનનેજ પોતાનો પરમ પુરુષાર્થ જાણીને જે જીવો આપ-ભગવાનને પામવાના માર્ગે પ્રયાણ કરે છે એટલે જે જીવો આપભગવાનની આજ્ઞાભૂત વેદોએ કહેલા વિધિનિષેધને અનુસરે છે, આપભગવાનની ઉપાસના કરે છે, પોતાના આત્માના સ્વરૂપનો નિશ્ચય કરે છે અને પોતાના આત્માનો યોગ સાધે છે તથા એ આદિ સર્વ ઉપાયોવડે તેમના આત્મારૂપે રહેલા આપભગવાનને જાણીને કૃતાર્થ થાય છે. તેમનુ શરીરનુ ધારણ કરવુ 'સાર્થક. થતુ હોઇ શરીરધારીઓરૂપે તેઓ પ્રશંસાને પાત્ર છે.

એથી ઊલટું જેઓ પોતાના શરીરનેજ પોતાનો આત્મા જાણે છે અને તેથી તેને અનુકૂળ ભોગો ભોગવ્યા કરવાવડે તેની પ્રસન્નતાનેજ પોતાનો પરમ પુરુષાર્થ જાણે છે તથા તેથી તેવા ભોગો ભોગવ્યા કરવાની લાલચમા ઉગ્ર ભયવાળા ભવાતરોમા ભ્રમણ પામ્યા કરનારા હોય છે તેમનું શરીરનું ધારણ કરવુ અનર્થ ઉપજાવનારુ નીવડતું હોવાથી શરીર-ધારીઓરૂપે તેઓ નિંદાને પાત્ર છે. (ચાલુ)

———[*]———

## શ્રીયાજ્ઞવલ્ક્યસ્મૃતિ

**[ અનુવાદક.–મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ–વેદાંતભૂષણ ]**

( અનુસંધાન અંક ૨ ના પૃષ્ઠ ૨૦ થી )

**क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनं ।**
**हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥ ८४ ॥**

જેનો પતિ દૂર દેશ ગએલો હોય તેણે રમતગમતનો ત્યાગ રાખવો, શરીરને સુગંધી પદાર્થોનુ લેપન ન કરવુ, સારાં વસ્ત્રો કે અલંકારો પહેરવા નહિ, સમાજમાં દેખાવુ નહિ, ઉત્સવમાં ભાગ લેવો નહિ, હસવુ નહિ, અને પારકે ઘેર જવું નહિ.

**रक्षेत् कन्यां पिता विन्नां पतिःपुत्राश्च वार्धके ।**
**अभावे ज्ञातयस्तेषां न स्वातंत्र्यं क्वचित्स्त्रियाः ॥ ८५ ॥**

કન્યાનું રક્ષણ પિતાએ કરવું, પરણેલીનુ રક્ષણ પતિએ કરવુ, વૃદ્ધાવસ્થામાં માનુ

રક્ષણ પુત્રોએ કરવું, જેને પિતા, પતિ કે પુત્ર ન હોય તેનું રક્ષણ જ્ઞાતિજનોએ કરવું પણ સ્ત્રીના રક્ષણનો ભાર સ્ત્રીના પોતાના તંત્રપર રાખવો નહિ.

**पितृमातृसुतभ्रातृश्वश्रूश्वशुरमातुलैः ।**
**हीना न स्याद्विना भर्त्रा गर्हणीयान्यथा भवेत् ॥ ८६ ॥**

પતિ વિનાની સ્ત્રીએ પોતાના બાપ, મા, દીકરા, ભાઈ, સાસુ, સસરો કે મામા એમાંના કોઈ ને કોઈની પણ સાથે રહેવું, એકલું ન રહેવું, જો એકલી રહે તો તે નિંદાને પાત્ર થાય.

**पतिप्रियहिते युक्ता स्वाचारा विजितेन्द्रिया।**
**सेह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमां गतिं ॥ ८७ ॥**

પતિને રાજી રાખવામાં તથા પતિનું હિત કરવામાંજ જોડાએલી સ્ત્રીઓને માટેના વિહિત આચારોનું આચરણ કરનારી ને ઇંદ્રિયોપર કાબુ રાખનારી સ્ત્રી આ લોકમાં કીર્તિને પામે છે અને મરીને સર્વોત્કૃષ્ટ ગતિને પામે છે.

**सत्यामन्यां सवर्णायां धर्मकार्यं न कारयेत् ।**
**सवर्णासु विधौधर्म्ये ज्येष्ठया न विनेतरा ॥ ८८ ॥**

પોતાના વર્ણની પત્ની જીવતી હોય તો બીજા વર્ણની પત્નીને ધર્મના કાર્યમાં સાથે ન રાખવી. પોતાના વર્ણની પત્ની એકથી અધિક હોય તો ધર્મના કાર્યમાં જે સૌથી મોટી હોય એટલે જેની સાથે અગ્નિનું આધાન કરેલું હોય તેનેજ ધર્મના કાર્યમાં સાથે રાખવી.

**दाहयित्वाग्निहोत्रेण स्त्रियं वृत्तवतीं पतिः ।**
**आहरेद्विधिवद्दारानग्नींश्चैवाविलंबयन् ॥ ८९ ॥**

જે પત્ની સાથે અગ્નિનું આધાન કરેલું હોય તે પત્ની મરી જાય અને પોતાના વર્ણની બીજી પત્ની ન હોય તો મરી ગએલી પત્નીનો અગ્નિહોત્રના અગ્નિવડે દાહ કરીને તુરત વિધિપુરઃસર બીજી પત્નીને લાવી તેની સાથે અગ્નિનું પુનઃ આધાન કરી અગ્નિહોત્ર ચાલુ રાખવું. (ચાલુ)

———[*]———

## पूज्यपाद महात्माश्री अने स्वामीश्री भिक्षु अखंडानंदजीनो वार्तालाप

### (સંગ્રાહકઃ શ્રી૦ અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી)

સને ૧૯૦૯માં ભાવનગરમાં આવેલા દેશાઇના મંગળમહેલમાં કૃપાનાથની સ્થિતિ હતી. કૃપાનાથ માધ્યાહ્ન સ્નાન કરતા હતા અને હું દક્ષિણામૂર્તિસ્તોત્ર સંબંધી પ્રશ્નો પૂછતો હતો. તેવામાં પૂ. સ્વામીજી શ્રીભિક્ષુ–અખંડાનંદ (સસ્તાસાહિત્યવાળા) આવ્યા. તેમણે કૃપાનાથને વાતના પ્રસંગમાં પૂછ્યું કે "કોઇ કોઈ વખત મારું અંતઃકરણ વિષાદને અનુભવે છે અને ઝીણો ચણચણાટ પણ રહ્યા કરે છે, આમ થવાનું શું કારણ હશે? સંન્યસ્ત લીધું, ગૃહવ્યવહાર બધાનો ત્યાગ કર્યો, એટલે અંતઃકરણ ઉપર કોઈપણ પ્રકારનો ભાર તો છે નહિ, છતાં અંતઃકરણ ખેદાનુભવ કેમ કરતું હશે? કૃપાનાથે પ્રત્યુત્તરમાં કહ્યું કે "જ્યાંસુધી બ્રહ્મપરનું આવરણ સંપૂર્ણપણે ભેદાઈ, અંતઃકરણ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર ન કરે, ત્યાંસુધી અંતઃકરણમાં એક પ્રકારનો ચણચણાટ અને ખેદ રહ્યા કરે છે. ચક્રવર્તિ રાજાને પણ ચોવીશ કલાકમાં એક ઉંડો નિશ્વાસ નાંખી ખેદનો અનુભવ કરવાનો પ્રસંગ એક વખત જરૂર આવે છે. ઇન્દ્રની પણ એ સ્થિતિ હોય છે; પણ જીવન્મુક્ત પુરુષ

ઉપર દુઃખ પડે, મુશ્કેલીના પ્રસંગ આવે તોપણુ તેમનું અંતઃકરણુ સર્વદા, નિજાનંદમાંજ રહ્યા કરે છે, ખેદાનુભવ કદી કરતું નથી.

સ્વામીજીએ બીજો પ્રશ્ન પૂછ્યો કે "બ્રહ્મસાક્ષાત્કાર થવામાં અષ્ટાંગ યોગની આવશ્યકતા ખરી કે નહિ? કેટલાએકની એવી માન્યતા છે કે વેદાંતનું શ્રવણુ, મનન અને નિદિધ્યાસન કરે એટલે "હું દેહ નથી, બ્રહ્મ છું" એવી નિષ્ઠા દૃઢ થઈ જાય, પછી યોગાભ્યાસની જરૂર રહેતી નથી." કૃપાનાથે જવાબ આપ્યો કે વેદાંતની રીતે બ્રહ્મમાં નિષ્ઠા થઈ હોય પણુ તે લાંબો વખત ટકી શકે નહિ. પ્રસંગ આવે તે નિષ્ઠા તૂટી જાય. બ્રહ્મના સાક્ષાત્કારમાં ભક્તિ, યોગ અને વેદાંત, એ ત્રણે અંગોની આવશ્યકતા છે. નિર્વિકલ્પ સમાધિદ્વારા આવરણુનો ભંગ થઈ, બ્રહ્મનો નિરાવરણુ અનુભવ થાય તે સદા સર્વદા ટકી રહે અને સહજાવસ્થા અહોનિશ બની રહે.

છેવટમાં સ્વામીજીએ જણાવ્યું કે "મારે ગુજરાતી પ્રજાને સસ્તા મૂલ્યે સારું વાચન મળે એવી ગોઠવણુ કરવાનો વિચાર છે, તેમાં પ્રથમ પુસ્તક આપશ્રીના હસ્તે બહાર પડે એવી મારી ઇચ્છા છે. શ્રીમદ્ભાગવતના દશમસ્કંધ ઉપર આપ ટિપ્પણુ લખો અને એ પુસ્તક અમે છપાવ્યાપછી અમારું કામ આગળ ચલાવશું. આપના વરદ હસ્તથી આ પ્રથમ કાર્ય થાય, એટલે અમારું કામ નિર્વિઘ્ને આગળ વધે. કૃપાનાથે તેમની માગણી સ્વીકારી હતી, અને તેમની ઇચ્છાનુસાર તે પુસ્તક ઉપર ટિપ્પણુ લખી મોકલાવ્યું હતું.

થોડા દિવસ પછી શ્રીમાન્ પટ્ટણી સાહેબ પ્રભાશંકરભાઈ દર્શનાર્થે આવ્યા હતા. કૃપાનાથે પૂછ્યું કે "આપ સવારસાંજ સંધ્યા કરો છો?" શ્રીમાન્ પટ્ટણી સાહેબે જવાબ આપ્યો કે "હું સંધ્યા કરતો નથી. મારી માન્યતા એવી છે કે નીતિનું પાલન કરે તો પછી સંધ્યા કરવાની જરૂર રહેતી નથી. કૃપાનાથે જવાબ આપ્યો કે" નીતિ કોને કહેવી અને અનીતિ કોને કહેવી એ સમજવું કોઈ વખતે મુશ્કેલ થઈ પડે છે. જો અંતઃકરણુ નિર્મળ થયું હોય, તેજ (અંતઃકરણુ) તેનો ભેદાભેદ સમજી શકે. **अहरहः संध्यामुपासीत।** એમ વેદ કહે છે. હવે વેદ, સત્શાસ્ત્રો, સંતપુરુષો અને જીવન્મુક્તપુરુષો કહે છે તે યથાર્થ નથી, અને આપનું કહેવુંજ યથાર્થ છે, એવીજ આપની માન્યતા હોય, તો અમારે વધારે કાંઇ કહેવાનું રહેતું નથી.

ભાવનગરમાં આ વખતે આર્યસમાજીસ્ટોની સંખ્યા ઘણી હતી. એક આર્યસમાજીસ્ટ જેમણે કૃપાનાથનાં લગભગ બધાં પુસ્તકો પ્રેમથી વાંચ્યાં હતાં ને સ્વરોદય અને શક્તિચાલનમુદ્રા શીખવામાટે કૃપાનાથપાસે આવતા હતા, તેમણે કહ્યું કે "આપના "અંતર્યામિના આદેશો" એ પુસ્તકમાં એવું લખ્યું છે કે ભક્તિ, યોગ અને વેદાંત, આ ત્રણે અંગોની પરિપૂર્ણતા કોઈ મહાપુરુષમાં જોવામાં આવે તો તે જોઈ તું આશ્ચર્ય પામીશ નહિ." આ ત્રણે અંગોની પરિપૂર્ણતા આપનામાં હું જોઈ શકું છું. અમેરિકાનાં એક મોટા શહેરમાં એક દુકાન છે, તે એટલી બધી વિશાળ છે કે તેમાં હલકામાં હલકી ચીજ સાવરણીથી માંડીને તે હીરામાણેક જેવી બધી ચીજો મળી શકે છે. અમુક ચીજ તે દુકાનમાં નથી એમ કોઈથી કહી શકાય નહિ. જેવું મૂલ્ય આપે તેવી ચીજ લઈ જાય. તેવીજ રીતે આપની પાસે ભક્તિ, હઠયોગ, રાજયોગ, વેદાંત વિગેરે બધું પરિપૂર્ણ છે. આવો, જે જોઈએ તે લઈ જાઓ. આ જોઈ મને બહુ આનંદ થાય છે."

——[*]——

# श्रीआनंदाश्रम-समाचार

[ શ્રાવણમાસ ]

**શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજનઃ**—ગત શ્રાવણી (બળેવ) ના દિવસે તથા ચંદ્રગ્રહણ-નિમિત્તે તથા જન્માષ્ટમીના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને પૂજ્યપાદશ્રીનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું. સૌને પ્રસાદ તથા ચરણામૃત આપવામાં આવ્યાં હતાં. જન્માષ્ટમીના દિવસે પૂજન થઈ રહ્યા બાદ પૂજ્યપાદ કૃપાનાથનું **જન્માષ્ટમીનું વ્યાખ્યાન** માસિકમાંથી શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણાએ વાંચી સંભળાવ્યું હતું, તેમજ સાંજે પણ પં. રઘુનંદનજીએ "જન્માષ્ટમીનું મહત્ત્વ" એ વિષયપર વિવેચન કર્યું હતું.

**ગુરુભેટઃ**—રૂ. ૧૦૦-૦-૦ શ્રીમતી મણિબાઈ રણછોડરામ-પોરબંદર હા. શ્રી. નટવરલાલ પ્રભુલાલ શુક્લ. રૂ. ૩૦-૦-૦ કરાંચી આનંદાશ્રમમાં જોડના આવ્યા તે. હા. શ્રી. કૃષ્ણદાસ શ્યામજી વર્મા. રૂ. ૫૦-૦-૦ શ્રીમતી બહેન સાકરબાઈ કરાંચી. તેમના પતિ વિશ્રામ વધાભાઈના પુણ્યાર્થે પ્રતિવર્ષે ચૈત્ર વદિ ૪ ના દિવસે રકમનાવ્યાજમાંથી થાળ ધરવામાટે. રૂ. ૧૦૧-૦-૦ શ્રી. શેઠ મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ.

**લઘુરુદ્ર તથા રુદ્રાભિષેકઃ**—રૂ. ૧૦-૦-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પંડ્યા-મુંબઈ શ્રાવણ માસમાં રુદ્રી કરાવવા માટે. ૮-૮-૦ શ્રી. જગીલાલ લાલજીભાઈ-કુમાર. રુદ્રાભિષેક માટે રૂ. ૧૦-૦-૦ શ્રી. ગોવર્ધનદાસ હીરજી ચંદારાણા-ગરબા નાગરાજપુર. રુદ્રાભિષેક તથા અખંડ દીપક નિમિત્તે. શ્રી. બાલાભાઈ ભીખાભાઈ ઠક્કર-ભાવનગર. શ્રી. ઈશ્વરલાલ અંબાશંકર-જામનગર.

**ભોજનઃ**—૧૦-૦-૦ શ્રી. રામસિંહ રાણાસિંહ-કુંતિયાણા. ભોજન, થાળ ને અખંડ દીપક-માટે રૂ. ૪૩-૫-૯ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-વડોદરા. રૂ. ૯-૦-૦ શ્રી. દેવશંકર રણછોડ જાની-કુંતિયાણા વિદ્યાર્થીઓને ભોજન. રૂ. ૨૪-૧૩-૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર તરફથી. શ્રા. સુ. ૧૫ના ભોજનના. રૂ. ૨૯-૫-૦ શ્રી. બાલાભાઈ ભીખાભાઈ-ભાવનગર. રૂ. ૧૫૮-૯-૬ શ્રી. શેઠ ઈંદુકુમાર બાપાલાલ-ભાવનગર. શ્રીમતી સ્વર્ગસ્થ ગંગામાના આત્મકલ્યાણાર્થે શ્રા. વ. ૧૧ના ભોજન. અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી હા. બહેન શ્રી. સુમતીબહેન કાળાવાળા-ભીલખા. શ્રીમતી વાલુબાઈ દેવકરણ કચ્છભુજવાળાં તરફથી આઠ સાદાં ભોજનો. અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી.

**થાળઃ**—રૂ. ૧-૪-૦ એકભક્તજન-ભીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. નંદરામ મહારાજદાસ દેસાઈ-માંગરોળ. રૂ. ૧-૪-૦ કુંવાર પ્રેમજી ગોવિંદ-માંડણપુર. રૂ. ૧-૪-૦ એક ભક્તજન. રૂ. ૨-૮-૦ શ્રી. મૂળજી માધવજી જોશી. હા. શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા-મુંબઈ (બે થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. મોતીલાલ ગોરધનદાસ જોશી-વેરાવળ રૂ. ૧-૪-૦ શ્રીમતી બહેન ઉજ્વળબા દલાભાઈ-સાણંદ હા. વિક્રમસિંહજી નટવરસિંહજી. રૂ. ૧-૪-૦ શ્રી. જગીલાલ લાલજીભાઈ જેબલપુરવા-કુમાર. રૂ. ૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા. રૂ. ૧-૪-૦ ઠાકોર દોલતસિંહજી અજાભાઈ હા. બહેન સુરજબા. રૂ. ૧૫-૦-૦ શ્રી. દેવશંકર રણછોડ જાની-કુંતિયાણા. લઘુરુદ્ર તથા થાળમાટે. રૂ. ૧-૪-૦ એક ભક્તજન. રૂ. ૧-૪-૦ શ્રી. હરિપ્રસાદ સૂરજશંકર શુક્લ-જામનગર. રૂ. ૧-૪-૦ શ્રી. દીવાનસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી. ભાનુશંકર પ્રભુરામ રાવળ-ગીતડી. (બે થાળ.) રૂ. ૬-૪-૦ એક ભક્ત બોરીવલી તરફથી દરેક માસની સુદિ ૪ના દિવસે એકેક થાળ ધરવામાટે. પાંચ માસના. રૂ. ૩-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદીનાં પત્ની નિર્મળાગૌરી તરફથી સાંજે

આરતીવેળા નૈવેદ્ય ધરવામાટે. રૂા. ૧–૪–૦ શ્રી. દરજી લાલજી જેઠાભાઈ–કરદેજ. રૂા. ૨–૮–૦ શ્રી. ગોવર્ધન જેરામ મિસ્ત્રી–જામસલાયા. ( બે થાળ. ) રૂા. ૧–૪–૦ શ્રી. જડીબહેન તે સદ્‌ગત ગૌરીશંકર ભાઇશંકરનાં વિધવા–જોરાવરનગર. રૂા. ૧–૪–૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર –મેંદરડા રૂા. ૧–૪–૦ શ્રીમતી કસ્તુરબહેન જયશંકર–ખીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. પદ્‌મશંકર અંબાશંકર ત્રિવેદી. ૧–૪–૦ શ્રી. ઇશ્વરલાલ અંબાશંકર–વિજયનગર. રૂા. ૨–૮–૦ એકભક્તજન. ( બે થાળ)

**અખંડદીપકનિમિત્તે:**—રૂા. ૧–૦–૦ શ્રી. ચંદ્રકાંત વિઠ્ઠલદાસ પારેખ–મુંબઈ. રૂા. ૧–૦–૦ શ્રી. રઘુનાથ પુરુષોત્તમ–મુંબઈ. રૂા. ૧૫–૦–૦ એકભક્તજન. રૂા. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઇ–માંગરોળ. રૂા. ૦–૫–૦ શ્રી. શિવલાલ બહેચરલાલ મહેતા–ઢાંક. રૂા. ૧–૪–૦ શ્રી. જયંતિલાલ લાલજીભાઇ જોબનપુત્રા–ડુમસ. રૂા. ૦–૪–૦ શ્રી. શાસ્ત્રી મગનલાલ રામજી –ગોંડલ. રૂા. ૦–૪–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી. રૂા. ૦–૧૨–૦ શ્રી. હરિપ્રસાદ સૂરજશંકર ધ્રુવ–જામનગર. રૂા. ૦–૧૦–૦ મહાત્મા શ્રી. રઘુરામ આત્મારામ–મોણપરી. રૂા. ૦–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી–જૂનાગઢ. ૧–૦–૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહજી–જૂનાગઢ. રૂા. ૦–૮–૦ મીસ્ત્રી ગોરધન જેરામ–જામસલાયા. રૂા. ૦–૮–૦ ઇશ્વરલાલ અંબાશંકર–વિજયનગર.

**પુસ્તક પ્રકાશન તથા પ્રચારમાટે:**—રૂા. ૨–૮–૦ શ્રી. મૂળજી માધવજી જોશી હસ્તે ઠાકોર રૂપસિંહ હરિસિંહ રાણા–મુંબઈ.

ગત જન્માષ્ટમીના દિવસે મોજીદડ આનંદાશ્રમમાં તથા માંડળમાં પૂજ્યપાદશ્રીનું યથાવિધિ-પૂજન થયું હતું. મોજીદડ–આનંદાશ્રમમાં પ્રભુશ્રીસમીપ એક લઘુરુદ્ર જોરાવરનગરવાળા શ્રી. પદ્‌મશંકર ત્રિવેદી તરફથી થયો હતો.

**આનંદાશ્રમસુમુક્ષુમંડળ–મુંબઈમાં** કૃષ્ણજન્માષ્ટમીનાદિવસે સૌ ગુરુબંધુઓએ એકત્ર થઈ પૂજ્યપાદશ્રીનું યથાવિધિ પૂજન કર્યું હતું. ત્યારબાદ સંસ્કૃત શ્લોકો શ્રીમતી નિર્મલાગૌરીબહેને વાંચી સંભળાવ્યા હતા.

**મેંદરડામાં** ગત આષાઢી પૂર્ણિમાએ શ્રી. ત્રિભુવન જુઠાભાઈ આદિ સૌ ગુરુબંધુઓએ પ્રભુશ્રીનું પૂજન કર્યું હતું.

—:o:—

## परचुरण भेट

૦–૭–૩ પરચુરણ–ભેટ
૦–૧૪–૦ શ્રી. પ્રેમશંકર મૂળજી પંડ્યા અગતરાય ધૂપદીપનૈવેદ્યમાટે
૦–૨–૦ બહેન મણિબાઈ.

**શ્રાવણીના દિવસે પૂજનભેટ:—**

૧–૦–૦ ધાધલ જીવાભાઈ કાંથડભાઈ
૧–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦–૮–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ
૦–૪–૦ બ્ર. શ્રીબ્રહ્મપ્રકાશજી
૦–૪–૦ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટ
૦–૨–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૧–૦–૦ પૂ. બ્ર. શ્રી આત્મપ્રકાશજી
૦–૨–૦ શ્રી. કલ્યાણસિંહ ભવાનસિંહ
૦–૨–૦ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવે
૦–૪–૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૨–૦–૦ ડૉક્ટર સાહેબ રણછોડલાલ મનમોહનદાસ–જૂનાગઢ
૧–૦–૦ માણેકલાલ નાનજી ચંદરાણા
૦–૪–૦ શ્રીમતી મણિબહેન ,,
૦–૨–૦ ,, તારાબહેન ,,

૧-૦-૦ શ્રી. ગિરધરલાલ જયશંકર વ્યાસ
૨-૦-૦ શ્રી. હરજીવન મનમોહનદાસ-નાગેશ્રી
૦-૧-૦ પરચુરણ
૧-૦-૦ શ્રી. શિવલાલ બહેચરલાલ-ઢાંક
૧-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ શ્રાવણી નિમિત્તે ભેટ.
૧૭-૮-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળવાળા તરફથી જપ, યાળ ને અખંડદીપકનિમિત્તે
૭-૦-૦ પ્ર. શ્રી આત્મપ્રકાશજી
૩-૧૫-૦ ગોધરામાં મહાશિવરાત્રિના દિવસે પ્રભુશ્રીનું પૂજન થતાં ભેટના નીચે પ્રમાણે.

- ૧-૦-૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા
- ૧-૦-૦ સૌ. કમુ બહેન કેશવલાલ ચંદારાણા
- ૧-૦-૦ સૌ. જયંતીબહેન ,,
- ૦-૮-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી
- ૦-૭-૦ ચિ. હરિશંકર તથા તેમનાં માતુશ્રી.

૩-૧૫-૦

૪-૦-૦ ગોધરામાં શ્રીશંકરજયંતીના દિવસે પૂજન થતાં નીચે પ્રમાણે ભેટ

- ૧-૦-૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા
- ૧-૦-૦ સૌ. જયંતીબહેન ચંદારાણા
- ૧-૦-૦ શ્રી. રેવાશંકર બાલકૃષ્ણ
- ૧-૦-૦ ,, મધુવનદાસ ચંદુલાલ

૪-૦-૦

૧-૦-૦ શ્રી. મણિશંકર રામચંદ્ર-અમદાવાદ
૧-૧૧-૬ પરચુરણ ભેટ હા. પૂજારી દલપતરામભાઈ
૦-૯-૩ મુંબઈ મુમુક્ષુમંડળમાં ભેટના આવેલા
૨-૦-૦ શાહ હરજીવન કેશવજી-મુંબઈ શ્રાવણી નિમિત્તે હા. શેઠ દામોદરદાસ માધવજી-મુંબઈ
૫-૨-૦ ગત ચંદ્રગ્રહણનિમિત્તે પૂજનભેટના નીચે પ્રમાણેઃ—

- ૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
- ૧-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ દવે
- ૦-૬-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ
- ૦-૪-૦ ,, કૃપાશંકર જયરામ ભટ્ટ
- ૦-૪-૦ ,, પ્ર. બ્રહ્મપ્રકાશજી
- ૦-૪-૦ ,, દયારામ મૂળજી
- ૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
- ૦-૨-૦ ,, રઘુનંદનઝા
- ૦-૨-૦ ,, કલ્યાણસિંહ ભવાનસિંહ
- ૦-૨-૦ ,, કરસનદાસ હરજી
- ૦-૮-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
- ૦-૨-૦ ચિ. નારાયણ રમણિકલાલ
- ૦-૪-૦ શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝા
- ૦-૨-૦ શ્રીમતી તારાબેન ચંદારાણા,
- ૦-૨-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ ચંદારાણા

૫-૨-૦

૨-૮-૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ-જૂનાગઢ
૧-૦-૦ વિપ્ર પુરુષોત્તમ જીવરામ-જૂનાગઢ
૫-૦-૦ શ્રી. નટવરલાલ કરશનદાસ-કરાંચી
૦-૪-૦ ,, ભગવાનજી મનુભાઇ ચંદારાણા
૭-૧૨-૦ શ્રી. દરજી લાલજી જેઠાભાઈ-કરદેજ
૧-૦-૦ શ્રી. શંભુશંકર પુરુષોત્તમ દવે-જૂનાગઢ
૫-૧-૦ ગત જન્માષ્ટમીના દિવસે પૂજન થતાં ભેટ નીચે પ્રમાણેઃ—

- ૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા

| | |
|---|---|
| ૧-૦-૦ શ્રી. અમાનકર ભાર્ગવશંકર ત્રિવેદી | ૦-૧-૦ શ્રી. ચંદ્રકાંત રઘુનંદનજી |
| ૦-૬-૦ ,, રેવાશંકર બાલકૃષ્ણ ત્રિવેદી | ૫-૧-૦ |
| ૦-૪-૦ શ્રીમતી મણિબહેન | ૧-૦-૦ શ્રી નરભેરામ ઓધવજી-ખીનખા |
| ૦-૨-૦ ,, રંભુનનજી | ૧-૦-૦ બાઈશ્રી માકબાઈ કાથડવાળા |
| ૦-૮-૦ શ્રી કરસનજી પ્રાણજીવન | ૧-૦-૦ શ્રી હરિપ્રસાદ ગૂર્જરશંકર બુચ-જામનગર |
| ૦-૪-૦ ,, પ્રભાશંકરજી | ૦-૯-૭ પરચુરણ |
| ૦-૨-૦ શ્રી અંબાશંકર નાનજી | ૫-૦-૦ શ્રી. રૂપશી કાગા ખોજા |
| ૦-૨-૦ ચિ. નારાયણ રમણિકલાલ | ૧-૦-૦ ,, ચંપકલાલ મૂળશંકર |
| ૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી | ૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચદારાણા |
| ૦-૪-૦ કૃપાશંકર જયરામ ભટ્ટ | ૧-૪-૦ શ્રી ગોરધનદાસ હીરજી ચરખા પૂજાપાના |
| ૦-૪-૦ બહેન સુમનબા | ૧-૧૩-૦ શ્રી. બાલાભાઈ દયારામ રાવલ મઢમાં પૂજન ભેટના |
| ૦-૪-૦ ,, નર્મદાબહેન-ટુકલા | |
| ૦-૪-૦ ,, મણિબહેન ચદારાણા | |
| ૦-૪-૦ ,, તારાબહેન ,, | |

—[०]—

## धार्मिक प्रवृत्ति

બરવાળાસ્ટેટના નામદાર દરબારશ્રી અમરાવાળા સાહેબતરફથી શ્રાવણમાસમાં સવાકરોડ શિવપંચાક્ષર મંત્રો લખવા લખાવવાની ધાર્મિક યોજના થઈ હતી, ને અમાવાસ્યાને દિવસે શ્રીરામનાથમહાદેવમાં તેઓ નામદારતરફથી ચોરાશી કરવામાં આવી હતી.

નામદાર દરબારશ્રી હાથીઆવાળા સાહેબે શ્રાવણમાસમાં શ્રીનાથમહેશ્વર પંચાયતન દેવોના પૂજનઅર્ચનસાથે જપાદિનું નિત્યપ્રતિ અનુષ્ઠાન કર્યું હતું, ને અંતમાં તેઓશ્રીતરફથી ભીડભંજન વિદ્યાર્થીભવનના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન ભોજન આપ્યું હતું.

## नवां प्रकाशनो



૧ નાથભગવાન્ કદ્રેજી કિં. ૦-૧-૦
લેખક. શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ
પ્રકાશક શ્રી શ્યામજી રણછોડ જાની-કુંતિયાણા

૨ નાથપ્રભુનું નિજમંદિર કિં. ૦-૧-૦.
લેખક શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ
પ્રકાશક શ્રી સબળસિંહ જાલમસિંહ ઠાકોર-કુંતિયાણા

૩ પૂજ્યપાદશ્રીનું સ્નાનગૃહ કિં ૦-૦-૯
લેખક: શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી એ
પ્રકાશક શ્રી. દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય-લીંબડી

Regd. No. B. 3087.
સને ૧૯૨૯ તા. ૨૫ સપ્ટેમ્બર

# ॥ श्रीनाथचरितामृत ॥

## द्वितीयप्रवाह

પૂજ્યપાદ સદ્ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીના જીવનચરિત્રનો આ બીજો ભાગ છપાઇ ગયો છે. પ્રથમ પ્રવાહજેવી સાઇઝ ને પાંચસોઉપરાંત પૃષ્ઠો છે. લગભગ ૩૦ ચિત્રો છે.

બે હજાર પ્રતિ ખપતાંસુધી એક પ્રતિની કિંમત રૂા. ૦-૧૫-૦ અને પાછલી પાંચસો પ્રતિમાં એક પ્રતિની કિંમત રૂા. ૧-૧૪-૦ રાખવામાં આવી છે.

એક પ્રતિનો ટપાલખર્ચ રૂા. ૦-૧૨-૦ થશે. કારણ કે તેથી વધારે પડતો રેલવે પાર્સલથી મંગાવવી અનુકૂલ પડશે. રેલવે પાર્સલથી મંગાવતાં એક પ્રત દીઠ દોઢથી બે આના ખર્ચ આવવા સંભવ છે. રેલવે પાર્સલથી મંગાવનારે કિંમતનાં નાણાં અગાઉથી મોકલી આપવાં જોઇએ.



શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા-કાઠિયાવાડ) તરફથી
પ્રકટ થતું માસિક ધાર્મિક પત્ર
(Kathiawar-India).
આનંદાશ્રમ
P. O. Bilkha

શ્રી

જે જે બંધુઓપાસે આ દ્વિતીયપ્રવાહનું પુસ્તક આવેલ હોય તેમણે પુસ્તકમાંનાં ચિત્રો અનુક્રમણિકાપ્રમાણે મેળવી જવાં તથા પૃષ્ઠો પણ મેળવી જવાં, ને ઓછાં હોય તો તુરત જણાવવું.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા-કાઠિયાવાડ.

વર્ષ ૧૨ મું
આશ્વિન
અંક ૫ મો
સંવત ૧૯૯૯

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥






વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨

## ॥ श्रीनाथजयन्ती अंक ॥



શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः ।
यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલો તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલમલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન ( શ્રીમન્નથુરામશર્મા ), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



## જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી અને પ્રકાશક:** શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ **બીલખા** ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: **પારેખ કેવળચંદ કાનજીભાઇ**, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥

श्रीनाथजयन्तीअंक




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૧૯૯૯–આશ્વિન [ અંક ૫

## श्रीसद्गुरुअवतारमहिमा

[ સદ્ગત કવિ અંબાશંકર લાલજી ઠાકર ]

રાગદેશ

જાણો સંત સલોણા, જગત્‌વિષે અવતાર છે રે,
જન્મ્યા અન્ય જગત્‌માં, માતઉદરનો ભાર છે રે. જાણો૦ ટેક.

જગ પાવન કરવા અવતરીયા, પરમારથ પંથે પરવરીયા;
અખુટ દીલમાં દયાતણો ભંડાર છે રે. જાણો૦ ૧

જનની જન્મ ભલે તેં દીધો, દોરડી તાણી હિંચોળો કીધો;
લહાવ લક્ષ, લીધો સુફલ અવતાર છે રે. જાણો૦ ૨

ભલે માત તેં પૂત્ર રમાડ્યો, જેણે જગત્‌નો મોહ મટાડ્યો;
દુઃખ દીન જગત્ નસાડ્યો. ધન્ય અવતાર છે રે. જાણો૦ ૩

"અંબાશંકર" અખિલ ભુવનમાં, છાપ લગાવી જન તન મનમાં;
વિચરે એવા સજ્જનમાં, પર ઉપકાર છે રે. જાણો૦ ૪

——[*]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીનાથભગવાન્ ]

અકૃતાર્થ મનુષ્યોના અંતઃકરણમાં અનુકૂલ પ્રાણિપદાર્થોમાં રાગ ને પ્રતિકૂલ પ્રાણિપદાર્થોમાં દ્વેષ રહેલો હોય છે. તે રાગને તથા દ્વેષને વિવેક, વૈરાગ્ય, શમ ને દમવડે ક્ષીણ કર્યા વિના તથા બ્રહ્મથી અભિન્ન આત્માના સાક્ષાત્કારવડે દગ્ધબીજભાવને પમાડ્યાવિના તે મનુષ્ય કૃતાર્થ થઈ શકતો નથી. મનુષ્યાદિના અંતઃકરણમાં ઘણા કાલથી સુસ્થિર થઈ ગયેલું હું ને મારું આદરપૂર્વક દીર્ઘકાલ સતત પ્રયત્ન કર્યા વિના શી રીતે દૂર થઈ શકે ? નજ દૂર થઈ શકે.

જેમ કોઇ જગાએ ભૂમિમાં જે દ્રવ્યનો અગાધ ભંડાર દાટેલો હોય તો તે ભંડાર તે ભૂમિને ખોદ્યા વિના મનુષ્યને પ્રાપ્ત થતો નથી તેમ બ્રહ્મથી અભિન્ન આત્માનો આદરપૂર્વક સતત વિચાર વા આદરપૂર્વક તેનું સતત ધ્યાન કર્યા વિના જિજ્ઞાસુ મનુષ્યને બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર થતો નથી.

વેદાંતશાસ્ત્રના સંસ્કારવાળી બુદ્ધિરૂપ કોદાળીથી અનાદિકાલથી દેહાદિમાં રહેલા હુંપણાના ભ્રમરૂપ કાળમીંઢ પાણાને તથા દૃશ્યમાં રહેલી સત્યપણાની ને ભોગ્યપણાની ભ્રાંતિરૂપ માટીને અંતઃકરણરૂપ ભૂમિમાંથી ખોદીને કાઢી નાંખ્યા વિના બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ મહાનિધિની જિજ્ઞાસુ મનુષ્યને પ્રાપ્તિ થતી નથી.

અદ્વૈત, અસંગ, અકર્તા, અભોક્તા ને સુખરૂપ આત્મામાં જે દ્વૈતપણાની, સંગીપણાની, કર્તાપણાની, ભોક્તાપણાની ને દુઃખીપણાની ભ્રાંતિ તે બંધ કહેવાય છે. આત્માના અવિચારથી ઉપજેલો આ બંધ આત્મસ્વરૂપનો આદરપૂર્વક સતત વિચાર કરવાથી દૂર થાય છે, અને આત્મસ્વરૂપે સ્થિતિ કરવી તે મોક્ષ વા મુક્તિ કહેવાય છે. એ મોક્ષ વા મુક્તિ આત્માનો પરમાદરપૂર્વક વિચાર કરવાથી જિજ્ઞાસુ મનુષ્યને પ્રાપ્ત થાય છે,

અંતઃકરણની જાગ્રદવસ્થામાં અનાદિ અજ્ઞાન, અનાદિ દૃશ્યવાસના ને અંતઃકરણેંદ્રિયોની બાહ્યવૃત્તિથી પ્રતીત થતા આ નામરૂપક્રિયાત્મક જગત્નો અંતઃકરણને તુર્યાવસ્થામાં રાખી બાધ કરતા રહેશો.

જેમ ભ્રાંતિના પદાર્થો, સ્વપ્નના પદાર્થો ને મનોરાજ્યોના પદાર્થો મિથ્યા છે તેમ જાગ્રત્માં પ્રતીત થતા પદાર્થો પણ સત્શાસ્ત્રની ને વિવેકી પુરુષની દૃષ્ટિએ મિથ્યા છે.

આકાશની નીલતાને, મૃગજલને ને જલમાં પ્રતીત થતા પોતાના શરીરના ઊંધા આકારને જોતાં છતાં કયો વિવેકી પુરુષ તેને સત્ય માને છે ?

ભૂત, વર્તમાન ને ભવિષ્ય એ ત્રણ કલ્પિત કાલ, તથા તે ત્રણ કાલમાં પ્રતીત થયેલા, પ્રતીત થતા ને પ્રતીત થવાના સર્વે કલ્પિત પ્રાણિપદાર્થો વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે, બ્રહ્મથી ભિન્ન નથી, આ ભાવના સુસ્થિર કરતા રહેશો, ને તેમના પ્રતિભાસને ઝાંખો કરતા રહેશો. ( ચાલુ )

———[*]———

## શ્રીનાથસુબોધમાલા

### [ શ્રીનાથભગવાનનો સદુપદેશ ]

### ( શ્રીકાર્તિકી પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે )

ત્રિકુટીમાં મન સ્થિર કરી, નિરખો તેજ અખંડ;
એ તેજથી ભિન્નને, આપો તીક્ષ્ણ દંડ. ૫૫૭
મન ઇંદ્રિયને વશ કરી, ધારી ધૈર્ય અપાર;
સુસ્થિર રે'વું સ્વરૂપમાં, ચ્યુત ન થવું લગાર. ૫૫૮
પ્રકાશ ને આનંદથી, કરો હ્રદય ભરપૂર;
કામ ક્રોધ ભય ખેદને, રાખો સદૈવ દૂર. ૫૫૯
ચ્યુત થવું નહિ સ્વરૂપથી, ત્યજવા સઘળા દોષ;
શાંતસુખી રે'વું સદા, રાખી દૃઢ સંતોષ. ૫૬૦
પ્રકાશ શાંતિ સુખવડે, કરો હ્રદય ભરપૂર;
તિમિર વ્યગ્રતા દુ:ખને, કરો અતિશય દૂર. ૫૬૧
સ્વસ્વરૂપમાં સ્થિર થયે, આવે ભવનો પાર;
મિથ્યામાં મન સ્થિર કરે, ઉપજે દુ:ખ અપાર ૫૬૨
હે મન! પ્રીતે બ્રહ્મને, વારંવાર નિહાળ;
હે નયન! જાગ્રત્ રહી, સદા બ્રહ્મને ભાળ. ૫૬૩
તુરીયપદરૂપ બ્રહ્મને, જોવું રાખી ભાવ;
અસત્ દુ:ખમય દૃશ્યમાં, કરવો સુદૃઢ અભાવ ૫૬૪
બ્રહ્મધ્યાનથી હ્રદયમાં, પ્રકટે પરમપ્રકાશ;
કામાદિ મહારોગનો, થાય સમૂળો નાશ. ૫૬૫
ચંચલ મનને સ્થિર કરી, સુમેરુપેઠ સદાય;
એક બ્રહ્મ સઘળે જુઓ, ભિન્ન ન જુઓ જરાય. ૫૬૬
આલંબન ચિદ્દગગનનું, મનને દિયો સદાય;
મિથ્યા કુત્સિત દૃશ્યમાં, ભમવા ન દો જરાય ૫૬૭
ઈશ્વરસમ મનગોતણા, કરવા શુભ વ્યવહાર;
આસુર સંપતને કદી, વશ ન થવું લગાર. ૫૬૮
પરમતેજને નિરખવું, તનની અંતરબા'ર;
એ તેજોરૂપે રહી, ભૂલો આ સંસાર. ૫૬૯
શિવસ્વરૂપે સ્થિર રહી, જીવભાવનો ત્યાગ;
કરી પ્રસન્ન રે'વું સદા, ધારી સુદૃઢ વિરાગ. ૫૭૦
આ જગ ચેતનરૂપ છે, જીવ પણ ચેતનરૂપ;
એ વિભુ ચેતન જોઈને, સદા રહો સુખરૂપ. ૫૭૧
અહિં ન કોઈ કોઇનું, સૌ કર્માધીન લોક;
સૌ કર્માધીન વર્તતાં, તેનો ન કરો શોક. ૫૭૨

ચંદન ને આંબાતણો, એવો શુભ સ્વભાવ;
અપકારે ઉપકારમાં, કરે ન લેશ અભાવ. ૫૭૩
નબળું ઘર રોગી તનુ, એ જો દુઃખદ મનાય;
તો રોગી મન એથકી, અતિશય દુઃખદ ગણાય. ૫૭૪
નામરૂપનો બાધ કરી, બાધ કરી અજ્ઞાન;
અખંડૈકરસ બ્રહ્મનું, કરવું અતિદૃઢ ભાન. ૫૭૫
લેશ વિકાર ન ઈશમાં, ઈશ સદા અવિકાર;
ઈશસ્વરૂપે સ્થિર રહો, આવે દુઃખનો પાર. ૫૭૬
કામાદિ મહારોગનો, કરો સમૂલ વિનાશ;
તેથી શાંતિ સુખ રહે, દરશે પદ અવિનાશ. ૫૭૭

——[*]—— (ચાલુ)

## શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ની છ્યાશીમી જન્મજયન્તી પ્રસંગે સ્તુતિપ્રાર્થના

( લેખકઃ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ વેદાંતભૂષણ. )

**જય નાથભગવન્!**
**જય જય સદ્ગુરુદેવ!**

'શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્' એવા કર્ણપ્રિય અભિધાનવાળા અને ચક્ષુપ્રિય દર્શનવાળા સદ્ગુરુસ્વરૂપમાં હે નાથભગવન્! આપભગવાન્ આ લોકમાં પ્રકટ્યા તેની છ્યાશીમી જયંતીનું આજ મંગલ પર્વ છે!

**કાં ભવ્ય પુણ્યપરિપાક સુસજ્જનોનો! શ્રીનાથ સદ્ગુરુરૂપે પ્રકટ્યા અહીં જે;**
**આ ઘોર તામસ યુગે નિજભાન દેવા, લીલા સ્વભક્તજનમાં જગદીશની વા! ૧**

"શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્" એવા કર્ણપ્રિય નામાભિધાનવાળા અને ચિત્ત તથા ચક્ષુને પ્રિય એવા દર્શનવાળા સદ્ગુરુસ્વરૂપમાં આપભગવાન્‌નું આ લોકમાં જે પ્રકટવું થયું તે કાં તો સૌજન્યમાં નિષ્ઠા રાખી રહેનારાં ખરાં સજ્જનોના કોઈ ભવ્ય પુણ્યનો પરિપાક હોય! અથવા આ ઘોર કલિયુગમાં પણ પોતાનાં ભક્તજનોને પોતાની પ્રતીતિ આપવામાટે આપભગવાને પોતે નિર્માણ કરેલી આપભગવાન્‌ની પોતાની એ લીલા હોય! બીજી રીતે જનતામાં જે સમયે ઘોર કલિયુગ પ્રવર્તી રહેલો છે એવા વર્તમાન સમયમાં આપભગવાન્‌ના પ્રાદુર્ભાવની સંભાવના થઈ શકતી નથી!

**બ્રહ્મણ્ય બ્રાહ્મણકુલે તનુને ધરીને, આશીખ બ્રહ્મરૂપ તેમહિં સ્ફૂરવીને;**
**ત્યાગી જનાતિકર આંધળી જીવચર્યા, સંપૂર્ણ આચરી સ્વયંપ્રભ બ્રહ્મચર્યા! ૨**

બ્રહ્મણ્ય એવા બ્રાહ્મણના કુલમાં જે તનુના જન્મથી હે અજન્મન્! જનતાએ આપભગવાન્‌નો જન્મ જાણ્યો તે તનુને ધારણ કરીને આપભગવાને તેમાં યોગબળવડે નખશિખ બ્રહ્મસ્વરૂપની સ્ફુરણા કરી, જનતાને સર્વથા દુઃખ દેનારી એવી આંધળી એટલે અજ્ઞાનમય જીવની ચર્યાનો આપભગવાને સદંતર ત્યાગ કર્યો, અને સ્વયં સ્ફુરણાવાળી બ્રહ્મની ચર્યાને જ આપભગવાન્ સંપૂર્ણપણે આચરી રહ્યા!

પ્રાકૃત જનતાને અસાધ્ય એવું આપભગવાન્‌નું જ એ પૌરુષ છે!

**સંસારનું સરણુ કામ કુટિલતા તેઃ ત્યાગી સ્વરૂપબળથી નિજતંત્ર પોતે;**
**સ્વચ્છેદ શાસ્ત્રસરણી દૃઢ આદરીને, આદર્શ દિવ્ય જનતાપ્રતિ તો ધર્યો છે! ૩**

કામ અને કુટિલતા એ બે આ સંસારમાં સંસરણુ પામ્યા કરવામાટેના મુખ્ય અંગો છે તેનો આપભગવાને સ્વરૂપનાબળથી સદંતર ત્યાગ રાખ્યો! અને અસંસારીપણાના ચિહ્નભૂત અકામતાનો તથા આર્જવનો આપભગવાન્ નિતાંત સ્વીકાર કરી રહ્યા!

જીવના સ્વભાવભૂત પરતંત્રતાનો પરિત્યાગ રાખી હે સ્વતંત્ર! આપભગવાન્ સદા પોતાનાજ તંત્રને અનુસરી રહ્યા!

પોતાના ગાયેના છંદે(વેદ)રૂપ સચ્છાસ્ત્રોનું અનુસરણુ એજ પોતાના દૃઢ અનુરાગના વિષયરૂપે રાખીને સચ્છાસ્ત્રોના અનુસરણુનેજ આપભગવાન્ દૃઢતાથી આદર કરી રહ્યા!

અને એમ કરીને હે અપ્રાકૃત પુરુષ! જનતાએ ઘોર કલિયુગ જેવા વર્તમાન સમયમાં પણુ પોતાનું જીવન શાસ્ત્રીય રીતેજ જીવવું જોઈએ તેનો દિવ્ય અને સફળ આદર્શ જનતાને આપભગવાને પ્રત્યક્ષ દેખાડ્યો છે!

**શ્રદ્ધા કરી સકલ જીવ વર્યાજ જેઓ, તે આભિમૌખ્ય અનુસાર વર્યાજ એયો!**
**વૈષમ્યના પ્રભુવિષે કદી લાગુ થાયે, દૌર્મત્યને વરી ન કો જન શ્રેય સાધે!૪**

હે લાવણ્યનિધિ! આપભગવાનના તનુમાં નખશીખ સ્ફૂરી રહેલ તત્ત્વભૂત બ્રહ્મના અલૌકિક લાવણ્યથી આકર્ષાઈને જે અધિકારી જનતાએ આપભગવાનનું વરણુ કર્યું તેણે ખરી રીતે જોતાં પોતાના શ્રેયસનુંજ વરણુ કરેલું છે કારણુ કે જનતાનું શ્રેયસ્ આપભગવાનથી ભિન્ન કોઈ જુદું નથીજ. આપભગવાન્ પોતેજ જનતાના શ્રેયઃસ્વરૂપ છો!

હે સર્વાત્મન્! આપભગવાન્ સર્વેજ જનતાના આત્મા હોવાથી આપભગવાનનેવિષે વિષમતાનો દોષ કોઈથી કોઈ રીતે લાગુ કરી શકાય એમ નથી.

આમ છતાં આપભગવાન્ તો કોઈ અમુક જનતામાટેનાજ છો એવી દુર્મતિને વશ વર્તી રહીને આપભગવાનનું વરણુ કરવાના શ્રેયઃસાધક કર્તવ્યથી કોઇ જનતા વિમુખ રહી હોય તો તે તેની પોતાનીજ દુર્મતિને વશ વર્તીને વિમુખ રહેલી છે એમજ જાણુવું જોઈએ.

**જે સ્હેજપ્રીતિ કરી આશ્રમમાં વહે છે, તે શ્રેયના પથવિષે પગલાં ધરે છે!**
**જે આશુતોષ પ્રભુની વરતાજ પ્રીતિ, તે સદ્ય બ્રહ્મસુખની વરતાજ રીતિ!૫**

જે કોઈ જનતા સ્હેજ પણુ પ્રીતિ કરીને આપભગવાનના—આનંદાશ્રમમાં આવે છે તે હે શ્રેયોનિધિ! ખરી રીતે તેને પ્રત્યેક પગલે તેના પોતાના શ્રેયની પ્રાપ્તિના માર્ગમાંજ પગલું મૂકે છે!

અને હે આશુતોષ! આનંદાશ્રમમાં આવીને જે જનતા સ્હેજમાં પ્રસન્ન થનારા આપભગવાનની પ્રસન્નતાનુંજ વરણુ કરે છે તે ખરી રીતે તત્ત્વભૂત બ્રહ્મના સુખને સત્વર સાંપડવાની રીતનુંજ વરણુ કરે છે! કારણુ કે આપભગવાનની પ્રસન્નતાથીજ બ્રહ્મસુખની સત્વર સંપત્તિ થાય છે.

**આવું છતાં જન અબુદ્ધ અમોજ જેવાં, તેઓ ન મર્મ સમજે યુગનાં ભમેલાં;**
**શ્રીનાથના પરિચયે પરલાભ પામ્યાં, તોએ ન આ હૃદયમાં ઠરી ઠામ જામ્યાં.! ૬**

આવું છતાં અમારાજ જેવાં અબુદ્ધ મનુષ્યો પણુ છે! આપભગવાનના સ્વરૂપનો મર્મ તેઓ જાણુતાં નથી! તેમની મતિ યુગના પ્રભાવે ભમેલી છે! તેથી આપભગવાનના સમાગમથી લેવો જોઈએ તેવો લાભ તેઓ લેતાં નથી.

અરે! વધારે શું કહેવું! **ब्रह्मविदाप्नोति परं** બ્રહ્મને જાણનારો પરલાભ એટલે જે લાભથી ચડીયાતો બીજો કોઈ લાભ નથી તે લાભને પામે છે એ શ્રુતિવચનનો આપભગવાનના પરિચયથી અમે સફળ અનુભવ કરી ચૂક્યાં છતાં હે ગૂઢાત્મન્! એવો લાભ પામનારાંએ જેવું હૃદયમાં પર્યવસ્થાન પામી રહેવું જોઈએ તેવું પર્યવસ્થાન અમે પોતે પણ પામી રહેતાં નથી એટલે કે ઠરીઠામ જામતાં નથી તો બીજાંઓનું શુંજ કહેવું?

**હે નાથ! ના અમ મતિ કૃતિ સામું જોશો, સંકલ્પથી નિજ પ્રભા અમમાંહ્ય પ્રોશો;**
**જે કલ્પના કઠણ યત્નથી પામશું ના, તે કલ્પના સહજ આપની આપશે હા! ૭**

હે નાથ! અમારી મતિ કે કૃતિ સામું અલ્પ પણ આપભગવાન્ જોશોમાં.

આપભગવાનના પોતાના સંકલ્પથીજ આપભગવાનની પ્રભાને અમારામાં પરોવી દેવાની કૃપા કરશો.

અમે પોતે અમારા કલ્પપર્યંતના કઠિન યત્નથી પણ જે પામવાને સમર્થ નહિ થઈએ તે આપભગવાનના સંકલ્પમાત્રથી અમે અનાયાસ પામશું એમ જાણીને હે નાથ! અમારા પ્રયત્નપર નહિ રાખતાં અમને આપભગવાન્ પોતાથીજ સર્વથા કૃતકૃત્ય કરવાની કૃપા કરશો.

**જે કાંઈ પૂજનવિધિ થઈ આ પ્રસંગે, તેથી પ્રસન્ન થઈ દાખવજો નિજાંગે;**
**સંપૂર્ણ અમૃત ઝર્યું અમ સામું જોજો, ને દીર્ઘ બાહુ અમ મસ્તક પીઠ હોજો. ૮**

હે શરણાગતવત્સલ! આ પ્રસંગે જે કાંઈ પૂજનવિધિ અમે કરી શક્યાં છીએ તેથી આશુતોષ આપભગવાન્ અવશ્ય પ્રસન્ન થજો! અને અમે જાણી શકીએ એ રીતે આપભગવાનની પ્રસન્નતા આપભગવાનનાં મુખકમલઆદિ અંગોપર દેખાડવાની પણ કૃપા કરજો! અમૃતઝરણી દૃષ્ટિવડે અમારા સામું નિર્નિમેષ જોવાની અવશ્ય કૃપા કરજો! અને આપભગવાનનો અભય આપનારો દીર્ઘબાહુ અમારાં મસ્તક ઉપર તથા પીઠ ઉપર સદા પથરાએલો રહેજો!

———:o:———

## કૃપાનાથનો જીવનસંદેશ

[ લેખકઃ—શ્રી. દયાળસિંહ લાલસિંહજી ]

પૂજ્યપાદ મહાત્માશ્રી **નથુરામ** શર્માજી આપણા આ મનુષ્યલોકમાં એક અવતારી મહાપુરુષ થઈ ગયા.

એઓશ્રી સાચા **સદ્ગુરુરૂપે** ને આદર્શ **આચાર્યરૂપે** જીવન જીવી ગયા.

એઓશ્રીના જીવનમાં અખંડ **એકરસતા** ને સાત્ત્વિક **સંપૂર્ણતાનું** દર્શન થતું.

એઓશ્રીમાં સ્વભાવસિદ્ધ **કારુણ્ય** હોવાથી એઓશ્રીને એઓશ્રીના શરણાગતો **કૃપાનાથ** કહેતા ને હજી કહે છે.

એઓશ્રીના જીવનમાં ઝળહળતા ને જીવનસિદ્ધિને પ્રબોધતા એવા **અંશોનું** દિગ્દર્શન સાચું જીવન જીવવા ઇચ્છનારાઓને ઉપકારક ને ઉપયોગી હોવાથી અત્ર આપવું આવશ્યક ગણ્યું છેઃ—

**બ્રહ્મચર્યઃ**—વિ. સં. ૧૯૧૪ (ઈ. સ. ૧૮૫૮)માં પ્રકટીને વિ. સં. ૧૯૮૭ (ઈ. સ. ૧૯૩૧)માં સ્વરૂપાવસ્થાન પામ્યા ત્યાંસુધી એટલે તોંતેર (૭૩) વર્ષસુધી એઓશ્રીના શરીરનું સ્વાસ્થ્ય ને સામર્થ્ય, મનનો સંયમ ને શક્તિ ને બુદ્ધિની સૂક્ષ્મતા ને સ્ફૂર્તિ આદિ છેવટસુધી ટકી રહ્યાં. તેના મૂળમાં એઓશ્રીનું આજીવન **બ્રહ્મચર્યપાલન** હતું. એઓશ્રી નૈષ્ઠિક **બ્રહ્મચારી** હતા અને વીર્યને પચાવીને તેનું ઓજસમાં રૂપાંતર

કરવાની યોગકલા એઓશ્રીએ હસ્તગત કરી હતી. વીર્યાશયમાં ક્ષોભ ન થાય અને વીર્ય વિકારી ન થાય તોજ બ્રહ્મચર્યનું પાલન થઈ શકે. [બ્રહ્મચર્યપાલનની આવી ઉચ્ચ કક્ષા એઓશ્રીએ સિદ્ધ કરી હતી. **મહાન્** થવું હોય કે મહાન્ એવાં કાર્યો કરવાં હોય તો બ્રહ્મચર્યનું અખંડ પાલન આવશ્યક છે એ એઓશ્રીએ આપશ્રીના જીવનથી સિદ્ધ કરી બતાવ્યું છે. જીવનનો **આનંદ** માણવો હોય કે સર્વદા **આનંદમય** રહેવું હોય તોપણ બ્રહ્મચર્યનું પાલન જરૂરનું છે એ પણ એઓશ્રીના જીવનમાંથી પ્રત્યક્ષસિદ્ધ થયેલું છે. **સ્વાતંત્ર્ય** ને **ઐશ્વર્ય** સંપાદન કરવાં હોય ને ભોગવવાં હોય તોપણ બ્રહ્મચર્યવ્રતનું દઢતા-પૂર્વક પરિશીલન કરવું અગત્યનું છે એ પણ એઓશ્રીના જીવનદર્શનમાંથી નિષ્પન્ન થાય છે.

**બ્રહ્મનિષ્ઠા:**—બ્રહ્મનિષ્ઠા એટલે પરમાત્મનિષ્ઠા—વ્યાપક ચૈતન્યસ્વરૂપ એવા **પરમાત્મામાં** આરૂઢ વિશ્વાસ ને પરમપ્રેમ. કૃપાનાથની સમગ્ર **જીવનચર્યાનું** અવલોકન કરનારને એ ચોક્કસ જણાતું કે કૃપાનાથનું નાનું મોટું પ્રત્યેક **કર્તવ્ય** બ્રહ્મનિષ્ઠાની શાંત, ગંભીર ને સાત્વિકસુપ્રસન્ન એવી ઓથે ઓથેજ થતું. બ્રહ્મનિષ્ઠાનું **ઓજસ્** એઓશ્રીની સમગ્ર જીવન-ચર્યાને ઉજાળી રહ્યું હતું અને એઓશ્રીનાં નેત્રકમળોમાં તો બ્રહ્મનિષ્ઠાનું **દિવ્યદર્શન** પ્રત્યક્ષ થતું. બ્રહ્મ એટલે **પરમાત્મા** જાણે કેમ એઓશ્રીના રોમેરોમ વ્યાપી ન રહ્યા હોય ને પ્રકાશી ન રહ્યા હોય એમ ભાસતું! બ્રહ્મનો એટલે પરમાત્માનો પરમશાંત એવો **પરમ-પ્રકાશ** એઓશ્રીના મુખારવિંદપર સદાસર્વદા વિલસી રહેતો! બ્રહ્મ એટલે પરમાત્માનું નિત્ય ચિંતન, કથન ને લેખન એ જાણે કેમ એઓશ્રીના જીવનનો અવિરત એવો **વ્યવસાય** ન હોય એમ પ્રતીત થતું! એઓશ્રીએ જીવનભર લખીને **ગુજરાતી ભાષાને** ઉજાળી છે ને **ગુજરાતી સાહિત્યને** સમૃદ્ધ કર્યું છે એ સર્વની પાછળ પણ એઓશ્રીની બ્રહ્મનિષ્ઠા એટલે પરમાત્મનિષ્ઠા અખંડ ઉભી છે. એઓશ્રીપ્રણીત **સો** ઉપરાંતના સઘળા ગ્રંથોમાંથી એક પણ એવો ગ્રંથ નથી જેમાં બ્રહ્મનું એટલે પરમાત્માનું **નિરૂપણ** ન હોય. ટુંકામાં **મનસા વાચા કર્મણા** એઓશ્રી જીવનભર બ્રહ્મમાં એટલે પરમાત્મામાં **રત** રહેલા—બ્રહ્મરૂપ એટલે પરમાત્મરૂપ થઈ રહેલા.

**શાસ્ત્રીયતા:**—બ્રાહ્મમુહૂર્તમાં ઉત્થાનથી માંડીને રાત્રિના શયનપર્યંતની કૃપાનાથની દિનચર્યા નિહાળનારને એમ ચોક્કસ લાગતું કે જાણે કેમ **કૃપાનાથ** હાલતું ચાલતું ધર્મશાસ્ત્ર ન હોય! **શાસ્ત્રાનુસરણ** ને **શાસ્ત્રીય શિષ્ટાચાર** એ તો એઓશ્રીના જીવનનાં પ્રત્યક્ષ એવાં દિવ્ય અંગો હતાં. એઓશ્રીની નાનીમોટી પ્રત્યેક ચર્યામાં **શાસ્ત્રીયતા** પ્રત્યક્ષ થતી. શ્રુતિ-સ્મૃતિરૂપ ધર્મશાસ્ત્રોપ્રતિની એઓશ્રીની ઉંડી નિષ્ઠા એઓશ્રીના **મહાજીવનના** અણુએ અણુમાં તરી આવતી. આપશ્રી વર્ણે બ્રાહ્મણ ને આશ્રમે **બ્રહ્મચારી** હતા એટલે ધર્મશાસ્ત્રમાં વિધાન કરેલ બ્રાહ્મણ બ્રહ્મચારીના **આચારધર્મનું** પાલન દઢતાપૂર્વક જીવનપર્યંત એઓશ્રીએ કરેલું. શૌચ સ્નાન ભોજન શયન આદિ **દેહધર્મની** ક્રિયાઓ ને સંધ્યા જપ સ્વાધ્યાય ધ્યાનઆદિ **નિત્યકર્મો** તથા કથા વાર્તા લેખન પ્રવચન આદિ લોકકલ્યાણનાં કાર્યો એ સઘળું આપશ્રી શાસ્ત્રોક્ત વિધિપ્રમાણેજ કરતા. એઓશ્રીની સમગ્ર **જીવનસરણી** પ્રાચીનકાળના ઋષિબ્રાહ્મણના જેવી હતી એટલેજ એઓશ્રીમાં આપણને પ્રાચીનકાળના ઋષિબ્રાહ્મણનાં દર્શન થતાં. એઓશ્રીના પ્રત્યેક વચનમાં કે પ્રવચનમાં શાસ્ત્રનાં **પ્રમાણો** તો હોયજ. જાણે કેમ આપશ્રી શાસ્ત્રસાથે એકરૂપ ન થયા હોય એમ સર્વ કોઈને લાગતું! [ચાલુ]

——[*]——

## मदालसा

[ અનુવાદક:—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગતવર્ષના અંક ૧૨ ના પૃષ્ઠ ૧૭૧ થી )

मधुसर्पिःसमायुक्तं पायसं दक्षिणायने ।
तस्मात्संपूजयेद्भक्त्या स्वपितॄन् यतमानसः ।
कामानभीप्सन् सकलान् पापाच्चात्मविमोचनं ॥

માટે સર્વે કામનાઓની સિદ્ધિને ઈચ્છનારા અને પાપમાત્રમાંથી પોતાનો છૂટકારો ઈચ્છનારા ગૃહસ્થે દક્ષિણાયનનેવિષે મનને નિયમમાં વર્તાવીને પોતાના પિતૃઓને મધ અને ઘી સાથેના દૂધપાકવડે ભક્તિભાવપૂર્વક સારીપેઠે પ્રસન્ન કરવા.

वसूनरुद्रांस्तथादित्यान्नक्षत्रग्रहतारकाः ।
प्रीणयन्ति मनुष्याणां पितरः श्राद्धतर्पिताः ॥

મનુષ્યોના પિતૃઓ પોતે શ્રાદ્ધવડે તૃપ્ત થયા થકા વસુઓને, રુદ્રોને, આદિત્યોને, નક્ષત્રોને અને તારાઓને મનુષ્યોઉપર અનુગ્રહ કરનારા કરે છે.

आयुः प्रजा धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च ।
प्रयच्छन्ति तथा राज्यं पितरः श्राद्धतर्पिताः ॥

શ્રાદ્ધવડે તૃપ્ત થયેલા પિતૃઓ દીર્ઘ આયુષ્, ઘણું ધન, ઉત્કૃષ્ટ વિદ્યા, અનેક પ્રકારનાં સુખો, રાજ્ય સ્વર્ગ તથા મોક્ષ આપે છે.

एवं पुत्र गृहस्थेन देवताः पितरस्तथा ।
संपूज्या हव्यकव्याभ्यामन्नेनातिथिवान्धवान् ।
भूतानि भृत्या विकलाः पशुपक्षिपिपीलिकाः
भिक्षवो याचमानास्तु ये चान्ये वसता गृहे ।
सदाचारवता तात साधुना गृहमेधिना ॥

એમ હે પુત્ર ! ગૃહસ્થના ધર્મો પાળવાવાળા સદાચારી ને સાધુ ગૃહસ્થે ઘરમાં રહીને દેવોને હવ્યવડે અને પિતૃઓને કવ્યવડે તથા અતિથિઓને, બાંધવોને, ભૂતોને, સેવકોને, અશક્ત પ્રાણીઓને પશુઓને પક્ષિઓને કીડીઓને સંન્યાસીઓને યાચના કરનારાઓને અને એવા જે બીજા કોઈ અન્નવડે તૃપ્ત કરવાજેવા હોય તે સર્વેને અન્નવડે તૃપ્ત કરવા.

पापं भुंक्ते समुल्लंघ्य नित्यनैमित्तिकीः क्रियाः ॥

નિત્યશ્રાદ્ધ કરવાના સમયે જે ગૃહસ્થ નિત્ય શ્રાદ્ધની ક્રિયા કરતો નથી તથા નૈમિત્તિક શ્રાદ્ધ કરવાના સમયે જે ગૃહસ્થ નૈમિત્તિક શ્રાદ્ધની ક્રિયા કરતો નથી તેને પાપ લાગે છે અને તેના પરિપાકે તેને દુઃખજ ભોગવવાનું છે એમ જાણવું. ( ચાલુ )

———[*]———

## શ્રીનાથજન્મોત્સવગીત

[ લેખક:-શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથલી-સોરઠ ]

( રાગ-શ્રાનંદજીને ઘેર વધામણાં એ ગીતનો )

આજ આનંદ રે આનંદ ઉલટ્યો અગાધ, આનંદ આનંદ આશ્રમે. ( બે વાર )
આજ ધન્ય ઘડી પળ વાર ને, ધન્ય આશ્વિન રે, માસ મંગલ સુહાય;
પ્રભુ પ્રેમે પધારીયા

શુક્લ' ચોથ સુદિ રવિવારની, નાથ પ્રકટ્યા રે, કરવા ભક્તોનાં કામ. પ્રભુ૦
ભારતમાતાના સૌરાષ્ટ્ર દેશનું, ગોકુળીઉં રે, જાણો મોજીદડ ગામ. પ્રભુ૦
ઋષિવર કુળ રાવળ અવટંકમાં, પ્રભુ નાથે રે, લીધો મનુજ અવતાર. પ્રભુ૦
ભગવદ્દગીતામાં પ્રભુએ ગુંજન કીધાં, યુગે યુગે રે, હું લઇશ અવતાર. પ્રભુ૦
શાસ્ત્ર વેદ સંતોને સંતોષવા, દુર્જન પાખંડનો રે, કરવા વિધ્વંશ. પ્રભુ૦
કીધી સત્ય પ્રતિજ્ઞાને પાળવા, નિજ ભક્તોનો રે, કરવા ઉદ્ધાર. પ્રભુ૦
શ્રુતિ સ્મૃતિ વેદ પુરાણનો, સર્વે શાસ્ત્રોનો સમજાવવા સાર. પ્રભુ૦
શ્રીદક્ષિણામૂર્તિ મહેશજી, કરુણાના રે, મહાઉદધિ ભંડાર. પ્રભુ૦
ભારતવર્ષના ધર્મને રક્ષવા, વર્ણાશ્રમની રે, ક્ષતિ નિરખી અગાધ પ્રભુ૦
દક્ષિણામૂર્તિ શ્રીમન્નાથજી, કીધી કરુણા રે, પ્રભુ પ્રકટ્યા અમાપ પ્રભુ૦
ભારતવર્ષના ભવ્ય ઉદ્યાનમાં, પ્રગટ્યો ભાનુ રે, જેનો અમિત પ્રતાપ પ્રભુ૦
મૃત્યુલોકે ઉલટ્યો આનંદ ને દેવસ્વર્ગે રે, છાયો પરમ હુલ્લાસ. પ્રભુ૦
પ્રભુપ્રાકટ્ય સુણી શ્રીનાથનું, બ્રહ્મા વિષ્ણુ ને શિવ મંગળ ગાય પ્રભુ૦
શ્રુતિ સ્મૃતિ સનકાદિક જે, સપ્તઋષિયો ને ગંધર્વો ગુણ ગાય. પ્રભુ૦
ધન્ય ભૂમિ જ્યાં પ્રાકટ્ય નાથનું, ધન્ય પૂરવા રે, ત્યાં વસતા જે લોક. પ્રભુ૦
ધન્ય તાત પીતાંબર શ્રીનાથના, ધન્ય માતા રે, નંદુ ઉદરે અવતાર. પ્રભુ૦
ધન્ય ભાગ્ય સગાં પરિવારનાં, ધન્ય જાતિ રે, ધન્ય સકળ સમાજ. પ્રભુ૦
જનનાં ત્રિવિધ તાપને વિદારવા, નિજ ભક્તોના હણવા જગત જંજાળ. પ્રભુ૦
સંવત ઓગણીચૌદ આશ્વિનની, સુદિ ચોથ રે, ભાનુવાર વરતાય. પ્રભુ૦
નાથ પ્રગટ્યા મોજીદડ ગામમાં, બ્રહ્મઋષિનું રે, રાવળ કુળ ઓળખાય. પ્રભુ૦
દેવ બ્રહ્માદિએ શ્રીનાથને, પૂજન અર્ચનથી રે વધાવીયા આજ. પ્રભુ૦
નાથ જન્મ મંગળ ગીત આજનું, પ્રેમે આનંદે, ગાઓ સકલ સમાજ. પ્રભુ૦

——— ○:———

## श्रीसद्गुरुने सुचरणे निरतिशय निर्मल नमनांजलि

(લે:-શ્રીમતી બહેન નિર્મળાદેવી સંઘવી-રાજુલા)

બ્રહ્માથી કીટપર્યંત બધે વિરાગી, ઇચ્છા ન લેશ દૃઢ ચિત્ત ખચીત ત્યાગી;
ઇંદ્રાદિની પદવીને સમજે સ્મશાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧

× × × × ×

છે નિત્યમુક્ત મમ આત્મસ્વરૂપ એક, આ દૃશ્ય સર્વે ઉદ્દંડ કરતાં વિવેક;
જેનો સદા અડગ નિશ્ચય આ મહાન્, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૨

× × × × ×

જ્ઞાનેન્દ્રિય સાથ મન વશ અવશ્ય રાખે, સંકલ્પ માત્ર તજી અંતર વૃત્તિ રાખે;
સાધે સુસાધન ક્રિયા ન કરે સકામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૩

× × × × ×

શીતોષ્ણ કે સુખ દુઃખાદિક સર્વ દ્વંદ્વ, સ્હેજે કરે સહન ક્લેશ વિના બધાએ;
રીઝાય નહિ નહિ ખીઝાય, રહે સમાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૪

× × × × ×

સંસારમાં જનમવું મરવું હમેશાં, આદ્યંતના દુઃખવિના સુખ લેશ છે ક્યાં;
આ જન્મ મર્ણ હણી, મુક્ત થવાની હામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૫

× × × × ×

ભરપૂર વારિવત્ બ્રહ્મ અખંડ દેખે, વાયુવિકારવત્ વિશ્વ સમસ્ત લેખે;
માયારૂપી પવનનું સમજે તોફાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૬

× × × × ×

આ દીસતી સકળ કલ્પિત ઇંદ્રજાળ, સત્યત્વ બુદ્ધિ કદી થાય નહિ ત્રિકાળ;
સત્તા સ્વરૂપ પર નિત્ય રહે નિશાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૭

× × × × ×

માયા ન સત્ય અસત્ય કહી શકાય, જોવા જતાં જરૂર પાર નહિ પમાય;
જોવા વિચાર ન કરે તરવાની હામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૮

× × × × ×

સામાન્યચેતન બધે ભરપૂર જ્યારે, આ દેહ અંદર બ્હાર ખચીત ત્યારે;
દ્રષ્ટારૂપે અનુભવે ન ધરે ગુમાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૯

× × × × ×

હું દેહ નહિ નહિ હું પ્રાણ ન દેહ મારો, હું પંચકોષ ગુણદેહથી સ્પષ્ટ ન્યારો;
સાક્ષીરૂપે સમજી નિત્ય નિરાભિમાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૦

× × × × ×

છે જાગ્રતાદિ ત્રણ દેહતણી અવસ્થા, તેને લીધે તુર્યરૂપા કલ્પી વ્યવસ્થા;
તુર્યથી તુર્ય નહિ તો નિજ આત્મરામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૧

× × × × ×

હું સત્યરૂપ વળી ચૈતન્યસ્વરૂપ સારૂં, આનંદકંદ નિર્દ્વંદ્વ અખંડ ચારૂ;
તૃષ્ણારહિત સમદર્શી સુપૂર્ણકામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૨

× × × × ×

રજ્જુની જાણવણ સર્પથી ભ્રાંતિ થાય, રજ્જુ દીસે સર્પ સીંદરીમાં સમાય;
જેને ન ભ્રાંતિ જગની દૃઢ બ્રહ્મજ્ઞાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૩

× × × × ×

વિષ્ણુ વિરંચિ વળી ઇંદ્રસ્વરૂપ સારૂં, હું પૂર્ણ બ્રહ્મ પણ નામ ઉપાધિ ધારૂં;
દેખે ન ભિન્ન જરી બ્રહ્મથી કૃષ્ણ રામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૪

× × × × ×

જે જીવ ઈશ્વરતણી ન ઉપાધિ દેખે, ચૈતન્યથી ચીતવી એક સ્વરૂપ લેખે;
સામાન્ય ચેતન બધે સમજે સમાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૫

× × × × ×

આ નામરૂપ સઘળું નહિ સત્ય ધારે, જે અસ્તિ ભાંતિ પ્રિય રૂપ કરી વિચારે;
દેખે સમગ્ર નિજરૂપ સળંગ આમ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૬

× × × × ×

ક્રિયમાણ સંચિતતણો ઝટ નાશ થાશે પ્રારબ્ધયોગ ન ટળે નક્કી ભોગવાશે;
એવું વિચારી સુખ દુઃખ ગણે સમાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૭

× × × × ×

પ્રારબ્ધને શરીર સોંપી રહે સુખેથી, જે કાંઈ કાર્ય ન કરે નિજ આગ્રહેથી;
નિંદિત કાર્ય ન થવા તદપિ નિશાન, એવા મહાપુરુષને કરીએ પ્રણામ ૧૮

× × × × ×

મારે ન જન્મ નહિ મર્ણ નહિ ઉપાધિ, વૃદ્ધત્વ નહિ નહિ બાળ કે આધિ વ્યાધિ;
જાણે હું કેવળ અખંડિત પૂર્ણકામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૧૯

× × × × ×

વીતરાગી તેથી ક્રિયમાણ ન હોય કાળે, જ્ઞાનાગ્નિથી સકળ સંચિત કર્મ બાળે;
પ્રારબ્ધ અંત પછી કેવળ મોક્ષધામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૨૦

× × × × ×

સંસારમાં વર્તતાં પણ નિત્ય ત્યાગી, વ્યવહારમાં વિચરતાં પણ છે વિરાગી;
આકાશતુલ્ય નિર્લેપ સદા અકામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૨૧

× × × × ×

જેને નહિ જીવિતની કદી રંચ પ્રીતિ, જેને નહિ મરણની લવલેશ ભીતિ;
જેને ન મોક્ષપદની મન રંચ હામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ ૨૨

× × × × ×

જેની સ્થિતિ જનક રાઘવ કૃષ્ણ જેવી, જેની રીતિ શુક સનક નચિકેત જેવી;
છે દેહી પણ જેનું વિદેહી નામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ ૨૩

× × × × ×

જેની કૃપાથી આ ભવરોગ જાય, જેના પ્રસાદ થકી જીવનમુક્તિ થાય;
જેની દયાલવ થકી જન પૂર્ણકામ, એવા મહાપુરુષને કરીએ પ્રણામ. ૨૪

॥ ॐ શાંતિ ॥

——[*]——

## महापूजनमहोत्सव अने आध्यात्मिक साधनक्रम

[ સ્થળઃ—શ્રીઆનંદાશ્રમ ]

( સંવત ૨૦૦૦ની કાર્તિકી પૂર્ણિમા–ત્રિપુરી પૂર્ણિમા. )

આ કાર્તિકીપૂર્ણિમાના મહોત્સવપ્રસંગે પૂજ્યપાદ કૃપાનાથના મહાપૂજનસાથે આધ્યાત્મિક સાધનક્રમ પણ ચાલુ નિયમમુજબ રાખવામાં આવ્યો છે. સમયપત્રક પાછલા ઉત્સવોપ્રમાણે બધુંયા ચાલુ રહેશે. કાર્તિક સુદિ પૂનમનો ક્ષય હોવાથી કાર્તિક સુદિ ૧૪ ગુરુવારને દિવસે મહાપૂજન મહોત્સવ ઉજવાશે.

આષાઢ સુદિ ૧૩ બુધવાર, ૧૪ ગુરુવાર–પૂનમ ( શ્રીસદ્‌ગુરુમહાપૂજન ) ને વદિ ૧ શુક્રવાર

( તા. ૧૦-૧૧-૧૨ નવેમ્બર-૧૯૪૩ ) આ ત્રણે દિવસોમાં સાધનક્રમ ચાલુ રહેશે.

**મહાપૂજનનો સમય** નવા સમયપ્રમાણે ૯ા વાગે રહેશે.

મહાપૂજનનો તથા સાધનક્રમનો લાભ લેવો એ આવશ્યક છે.

ઇષ્ટમંત્રનો અખંડ જપ પણ ચાલુ રાખી શકાય તેવી વ્યવસ્થા રહેશે.

**પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ છે કે:**—આનંદાશ્રમમાં આવનાર જિજ્ઞાસુઓએ **વ્યાવહારિક** વાતોથી જેમ બને તેમ મુક્ત રહેવું. આ ઉપદેશનું પાલન એ **સાધનબળને** ટકાવી રાખવામાટે ને નવીન સાધનબળ વિશેષ પ્રાપ્ત કરવામાટે આવશ્યક વસ્તુ છે.

સાધનક્રમના કાર્યક્રમમાં ને સમયક્રમમાં પરિસ્થિતિ અનુસાર અનુકૂલ એવો ફેરફાર વ્યવસ્થાપક કરી શકશે.

આગમન કરનારાઓએ અબોટીઉં કે ધાબળી સાથે લાવવાં જોઇએ, અને ભોજનવેળા તે પહેરીને બેસવું જોઇએ.

ઓઢવાનું સાધન પણ સાથે લાવવું જરૂરનું છે.

સૌએ પોતાના આગમનની મિતિ અવશ્ય જણાવવી જોઇએ કે જેથી વ્યવસ્થા કરવાની અનુકૂળતા રહે. આ પણ પૂજ્યપાદ કૃપાનાથની આજ્ઞા છે.

———[o]———

॥ ॐ ॥

## જયંતીમહોત્સવ

( લેખકઃ–કરણસિંહ લાલસિંહજી ઠાકોર બી. એ. )

કોની **જયંતી** ઊજવી શકાય? જેમનું પ્રાકટ્ય પાપભારથી કચરાયેલા જગતના ઉદ્ધારમાટે હોય તેમની. કોનો જન્મદિન મહોત્સવ માની શકાય? જેમનો પ્રાદુર્ભાવ માયાના અંધકારમાં ગુંગળાતા માનવસમૂહને જ્ઞાનપ્રકાશમાં લાવવામાટે હોય તેમનો. ઈશ્વર **અવતાર**-રૂપે માનવજગતમાં પ્રકટે છે–અસુરદલના નાશમાટે અથવા જ્ઞાનતિમિરને ટાળવામાટે. જગતના વાસ્તવિક કલ્યાણમાટે પ્રકટેલા પ્રભુના જન્મદિવસને **ભારત** જયંતીમહોત્સવતરીકે ઉજવે છે. અસુરસંહારમાટે પ્રભુ **ક્ષત્રિયશરીર** ધારણ કરે છે; માયાના સૂક્ષ્મતર સામ્રાજ્યને અંકુશમાં લાવવાને પ્રભુ **બ્રાહ્મણતનુ** ધરે છે.

ભારતમાતા ધન્ય છે, ભારતવાસીઓ ધન્ય છે, કારણ યુગે યુગે ભારતને આંગણે મનુષ્યરૂપમાં **ઈશ્વર** અવતરે છે–પાવનપગલાંવડે પ્રભુ **ભારતને** પાવન કરે છે. ભારતમાં **ચૈત્ર સુદિ નોમ** શામાટે ઊજવાય છે? શામાટે શ્રાવણવદિ **આઠમ** ઊજવાય છે? **વૈશાખસુદિ પાંચમ** શામાટે મહોત્સવ મનાય છે? ચૈત્રસુદિ નોમ પ્રભુ **રામનો** જન્મદિન છે; શ્રાવણવદિ આઠમ કૃષ્ણચંદ્રનો જન્મદિન છે; વૈશાખસુદિ પાંચમ ભગવાન્ **ભાષ્યકારનો** જન્મદિન છે. અસુરસંહારમાટે અને ધર્મસ્થાપનમાટે **રામ** અને કૃષ્ણરૂપે પ્રભુ **ક્ષત્રિયકુલમાં** પ્રકટ્યા હતા. કેવલાદ્વૈતસિદ્ધાંતના પ્રતિપાદનમાટે ને અધર્મના નાશમાટે મહેશ્વર **શ્રીશંકરાચાર્યજીરૂપે બ્રાહ્મણ**-કુલમાં પ્રકટ્યા હતા. ભારતની પેઠે ભિન્ન ભિન્ન દેશો પણ પોતપોતાના **પયગંબરો** તથા **ધર્મસ્થાપકોના** જન્મદિવસો પાળે છે.

આજે આવોજ મંગલદિન છે, આવોજ મહોત્સવ છે. એક **અવતારી** સંતનો આજે

પ્રાકટ્યદિન છે. ગઈકાલસુધી એટલે સંવત્ ૧૯૮૭ના વર્ષની આશ્વિનવદિ અગીઆરશ ને શુક્રવારના સુપ્રભાતસુધી તો આ **મહાસંત** સ્થૂલશરીરે બિરાજતા હતા—માનવકલ્યાણમાટે વિદ્યમાન હતા.

કાઠિયાવાડમાં ઝાલાવાડ પ્રાંત છે. એ પ્રાંતમાં લીંબડી સંસ્થાન છે. એ સંસ્થાનમાં **મોજીદડ** નામનું ગામ છે. આ ગામ તેઓશ્રીનું જન્મસ્થાન છે. સંવત્ **૧૯૧૪**નું વર્ષ, આસો માસ, શુક્લપક્ષ, તિથિ ચોથ, વાર રવિ ને રાત્રિના સુમારે આઠનો સમય તેઓશ્રીનો જન્મસમય છે. શુક્લયજુર્વેદની માધ્યંદિની શાખાના ઔદિચ્ય વિપ્ર રાવલ **પીતાંબરજી** તેઓશ્રીના પિતાનું નામ અને **નંદુબા** તેઓશ્રીનાં માતુનું નામ.

તેઓશ્રીનું વય બે વર્ષનું હતું ત્યારે તેઓશ્રીને જોઈને કોઈ સાધુપુરુષે ભવિષ્ય ભાખેલું કે **" આ બાલક મહાત્મા થશે. "** આ ભવિષ્યકથન સાચું પડ્યું.

મોજીદડ, ચુડા તથા રાજકોટમાં તેઓશ્રીએ **ગુજરાતી વિદ્યાભ્યાસ** કર્યો હતો. પોરબંદર તાબે અડવાણામાં, બાંટવાતાબે લીંબુડામાં તથા જાફરાબાદમાં તેઓશ્રીએ **શિક્ષક**-તરીકે કામ કર્યું હતું. માંગરોલમાં અને વરલમાં તેઓશ્રીએ **રાજ્યની નોકરી** કરી હતી. કાશી—**આનંદગુફા**માં અને જૂનાગઢ—**મુચુકુંદગુફા**માં તેઓશ્રીએ **એકાંતજીવન** ગાળ્યું હતું. સંવત્ ૧૯૪૭ના કાર્તિકમાસના ગુરુપૂજનપછી તેઓશ્રી **પ્રકટ** આચાર્યરૂપે બહાર પડ્યા હતા.

હિમાલયના ઉન્નતશિખરપરથી ઊતરતી ભગવતી ગંગા ધીમેધીમે વિસ્તાર પામતી જાય છે તેમ તેમ એ મોજીદડના **બાલસંત** અને ચુડા રાજકોટના એ લૌકિકવિદ્યાર્થી **અધ્યાત્મવિદ્યા**માં આગળ વધતા જાય છે. અડવાણા, લીંબુડા ને જાફરાબાદના એ ગુજરાતી શિક્ષક સાથે સાથે **બ્રહ્મવિદ્યાના મહાઆચાર્ય** થવાની તૈયારી કરતા હતા. માંગરોળ ને વરલના એ રાજકર્મચારી **ઈશ્વરીજીવન**માં પગલાં માંડી ચૂક્યા હતા. મોજીદડ, ચુડા, રાજકોટ, અડવાણા, લીંબુડા, જાફરાબાદ, માંગરોળ અને વરલ આ બધાં સ્થાનો કાઠિયાવાડમાં આવેલાં છે. મોજીદડથી ઊપડેલી **જીવનગંગા** વરલના **હરદ્વાર**સુધી આવી પહોંચે છે. વરલમાં તેઓશ્રીનો વ્યવહાર પૂરો થાય છે. જાફરાબાદમાં શિક્ષક હતા ત્યારથીજ તેઓશ્રીએ આજીવન **નૈષ્ઠિક** બ્રહ્મચર્ય પાળવાનો દઢ સંકલ્પ કર્યો હતો તે પ્રમાણે તેઓશ્રી વ્યવહારથી નિવૃત્ત થાય છે અને બીજીવાર એક પ્રિય શિષ્યસાથે તેઓશ્રી **હિમગિરિ**તરફ પ્રયાણ કરે છે. સંવત ૧૯૪૩ના વર્ષના વૈશાખમાસમાં તેઓશ્રી વરલ છોડે છે, અને કાશીમાં ગંગાકિનારે આવેલ **આનંદગુફા**માં સિદ્ધયોગીતરીકે વસે છે. તેઓશ્રીની ઉન્નત યોગદશાના સ્મારકરૂપે તેઓશ્રી રચિત **" યોગકૌસ્તુભ "** ત્યાંજ પ્રકટ થાય છે. જૂનાગઢની મુચુકુંદગુફા આનંદગુફા છોડ્યા પછી તેઓશ્રીની તપોભૂમિ બને છે. પ્રયાગરાજની પેઠે મુચુકુંદગુફામાં ભક્તિ, યોગ ને જ્ઞાનનો **ત્રિવેણીસંગમ** થાય છે. મોજીદડથી પ્રકટેલા જ્ઞાનગંગાના આ ત્રિવેણીસંગમમાં નહાવા અનેક જિજ્ઞાસુઓ આવે છે, પ્રયાગથી બંગાળના ઉપસાગરતરફ જતા ગંગાપ્રવાહની **જેમ** ભક્તિ, યોગ ને જ્ઞાનનું **ગુંજન** કરતો એ જીવનપ્રવાહ આગળ ને આગળ ચાલ્યો જાય છે.

૧ સંવત્ ૧૯૪૯ના વર્ષમાં શ્રીપોરબંદર આનંદાશ્રમની સ્થાપના થાય છે.

૨ સંવત્ ૧૯૫૨ના વર્ષમાં શ્રીબીલખા આનંદાશ્રમની સ્થાપના થાય છે.

૩ સંવત્ ૧૯૬૫ના વર્ષમાં લીંબડીતાબાના ગામ મોજીદડમાં આનંદાશ્રમની સ્થાપના થાય છે.

૪ સંવત્ ૧૯૭૨ના વર્ષમાં બાંટવાતાબે લીંબુડામાં આનંદાશ્રમની સ્થાપના થાય છે.

શ્રીબીલખા આનંદાશ્રમ તેઓશ્રીનું મુખ્યનિવાસસ્થાન હતું. તેઓશ્રીના સ્વરૂપાવસ્થાનપછી કરાચી અને અમદાવાદમાં પણ આનંદાશ્રમો સ્થપાયાં છે.

મોજીદડે તેઓશ્રીનું બાલજીવન જોયું છે. એ સમયે તેઓશ્રી **પ્રકૃતિનું** અવલોકન કરતા અને તેમાં રહેલા પ્રભુને આંખોમાં ને હૃદયમાં ભરતા હોય એવો ભાસ થતો. મોજીદડની ગુજરાતીશાળાના એકાંતભાગમાં એ બાલવિદ્યાર્થી કેટલીકવેળા આંખો **મીંચી** બેઠેલા દેખાતા. કેટલીકવેળા તેઓશ્રી પોતાના મટિયલ ઘરનાં મટિયલ ઓટલાપર કલાકો-સુધી **ધ્યાનમગ્ન** બનતા.

રાજકોટ **ટ્રેનિંગ** કૉલેજના એ વિદ્યાર્થી અન્ય વિદ્યાર્થીઓથી તદ્દન **જુદા** તરી આવતા. ત્યારથીજ તેઓશ્રીના જીવનમાં **ચમત્કૃતિ** જણાતી. ત્યારથીજ તેઓશ્રીના જીવનમાં **ગંભીરતા** જણાતી. એટલેજ તેઓશ્રીપ્રતિ વિદ્યાર્થીઓને **માનબુદ્ધિ** રહેતાં અને શિક્ષકહૃદયમાં તેઓશ્રીને **સ્થાન** હતું.

અડવાણા, લીંબુડા ને જાફરાબાદના એ શિક્ષકમાં ઘણા સદ્ભાગીને સાચા **સદ્ગુરુનાં** દર્શન થયેલાં. નહિતર, એ સમયે એક ગુજરાતીશાલાના શિક્ષકને ચરણે જીવન **ન્યોચ્છાવર** કરવા અને તેઓશ્રીને **સદ્ગુરુપદે** સ્થાપવા કોણ તૈયાર થાત ?

મંગરોળ અને વરલે એ રાજકર્મચારીમાં સમર્થ **યોગી**ની ઝાંખી કરેલી અને યોગના ચમત્કારોનો અનુભવ કરેલો. યોગીનો **સંયમ,** યોગીનો **પ્રતાપ,** યોગજીવનની **અડગતા** પણ એ સ્થાનોએ પ્રસક્ષ કરેલી.

આનંદગુહા-કાશી અને મુચુકુંદગુહા-જુનાગઢ તેઓશ્રીની જીવનગંગાના **ભવ્યઘાટો** છે. એ ઘાટોએ સ્નાન કરનારને તેઓશ્રીની **તપશ્ચર્યા**નું ભાન થશે, તેઓશ્રીના **ત્યાગ**નું ભાન થશે, તેઓશ્રીના **પ્રભુત્વ**નું ભાન થશે. એ સમયે તેઓશ્રી **પરવૈરાગ્ય**ની રાખે જીવનને રંગી રહ્યા હતા. એ સમયે એ જીવનમાં ભક્તિની **નિર્મલતા** પણ હતી, યોગની **ઝળક** પણ હતી, જ્ઞાનનો **પ્રકાશ** પણ હતો. એટલેજ તેઓશ્રીનું શરણ લેનાર સુભાગીને એ જીવનમાંથી પ્રભુનો **પ્રેમ** સાંપડતો, યોગેશ્વરના અડગ **નિશ્ચયબલ**નો અનુભવ થતો. બ્રહ્મદર્શી મહાપુરુષના **પ્રશાંતજીવન**ની ઝાંખી થતી.

શ્રીપોરબંદર આનંદાશ્રમની સ્થાપનાપછી તેઓશ્રી એ આશ્રમમાંજ નિવાસ કરતા. એ આનંદાશ્રમ દર્શન કરવાયોગ્ય છે. ત્રિવિધતાપથી તપેલા અનેક માણસોએ તેઓશ્રીનું **શરણ** સ્વીકારેલું. એ સમયે તેઓશ્રીનો **યોગ**પર બહુ ભાર હતો અને તેથી વૈદિક-કર્મકાંડ ઉપરાંત તેઓશ્રી સાધકોને **અષ્ટાંગ** યોગમાં પ્રેરતા. યમ, નિયમ, આસન, પ્રાણા-યામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ-યોગનાં આ **આઠ** અંગોનું જ્ઞાન આપતા અને શિષ્યોને તેમાં પ્રવૃત્ત કરતા. પોતેશ્રી સમર્થ **હઠયોગી** હતા એટલે સાધકો તેઓશ્રી પાસેથી નેતિ, ધૌતિ, કપાલભાતિ, બ્રહ્મદાતણ તથા ભિન્ન ભિન્ન **મુદ્રાઓ** સરલતાથી શીખી શક્તા અને યોગમાર્ગમાં આગળ વધી શક્તા.

શ્રીબીલખા આનંદાશ્રમની સ્થાપનાપછી ત્યાંજ તેઓશ્રીએ મુખ્યપણે નિવાસ કર્યો અને બીલખાને **કાશી** બનાવ્યું. બીલખા આનંદાશ્રમ માયાના કેરસાબે મંડાયેલ **જ્ઞાન-મોરચો** છે, આ આનંદાશ્રમમાં સદા અદ્વૈતવેદાંતનું **સિંહગર્જન** થતું, યોગની **અલખધૂન** ગજતી, ભક્તિની **પારાયણ** વંચાતી. આ સ્થાનમાં સાધકને કર્મ, ઉપાસના **ને** જ્ઞાનનો બોધ

મળતો; ભક્તિ, યોગ, વૈરાગ્ય ને સ્વધર્મપાલનનું શિક્ષણ મળતું.

શ્રીમીરખા આનંદાશ્રમમાં સાચા સંત વસતા હતા–ઇશ્વરને અનુભવનાર મહાપુરુષ વસતા હતા. તેઓશ્રીનું જીવન એટલે મૂર્તિમંત ધર્મ, એટલેજ ધર્મવિમુખ માનવોને તેઓશ્રીના જીવનમાંથી ધર્મ જડતો. ફક્ત વાતો કરવાનો ધર્મ નહિ, જીવનમાં જીવવાનો ધર્મ. તેઓશ્રી પ્રભુને ઓળખનાર પુરુષ હતા તેથી નાસ્તિકોપર પણ એ જીવનની અસર થતી.

નિઃસ્વાર્થબુદ્ધિથી કુટુંબનું હિત કરનાર કુટુંબમાં પૂજાય છે. જ્ઞાતિહિતચિંતક જ્ઞાતિમાં આદરપાત્ર બને છે. રાષ્ટ્રહિતકર્તા રાષ્ટ્રમાં માન મેળવે છે. તોપછી સમસ્ત માનવજાતનું કલ્યાણ ઇચ્છનારા અને કરનારા મહાપુરુષ જગતમાં પૂજાય એમાં શું આશ્ચર્ય? એવા સંતનો જન્મદિન મહોત્સવતરીકે મનાય એમાં શું આશ્ચર્ય! આજે આ કોનો જન્મદિન છે? મોઝદ્દકના મહાબ્રાહ્મણનો. એ કોણ હતા? સર્વાત્મભાવ પ્રવર્તાવનાર સંત, મનુષ્યજીવનમાં પ્રભુપ્રેમ સિંચનાર મહર્ષિ, નશ્વરજગતમાં અમરજીવનનો સંદેશ પાઠવનાર દૈવીપુરુષ. આ જયંતીપ્રસંગ કોને રોચક નહિ થાય? (ચાલુ)

———:૦:———

## શ્રીસદ્ગુરુદેવની માતારૂપે સ્તુતિ

[ લેખકઃ—"નાગ-બાલ" (આત્મપ્રકાશ) બખરલા. ]

"त्वमेव माता च पिता त्वमेव, त्वमेव बन्धुश्च सखा त्वमेव।
त्वमेव विद्या द्रविणं त्वमेव, त्वमेव सर्वं मम देवदेव!॥"

[ ઉપરોક્ત વચનાનુસાર શ્રીસદ્ગુરુદેવશ્રીને આ નીચેના પદમાં त्वमेव माता–"માતારૂપે–" સ્તવ્યા છે વ્યવહારપક્ષે પણ "બાલકને" પરમવાત્સલ્યમૂર્તિ "માતા"–સદશ અન્ય એક પણ હિતકર, પ્રેમપૂર્ણ અને પરમસુખદ સ્થાન નથી.

"મા!" આ સંબોધનમાંજ કોઈ અદ્ભુતતા ભરેલી છે. સુખને વખને પિતા, ભાઈ, મિત્ર અને બીજા સંબંધીઓ સબંધ સાંચવે છે. કારણ તે સબંધમાં ન્યૂનાધિકાંશે સ્વાર્થ સમાયેલો હોય છે. તે સ્વાર્થનો જાણે અજાણે ભંગ થતાંજ સર્વ સ્નેહ અને સગપણ બહુધા ભાંગી ભૂકો થાય છે, પણ માતાનો પ્રેમ તો પોતાના બાલકપ્રત્યે નિષ્કામભાવવાળો હોવાથી બાલકના દુઃખવખતે તો તેનું વાત્સલ્યપૂર્ણ હૃદય સ્વાભાવિક પ્રેમમાં દયાનો પ્રવાહ ભળતાં વધારે ઉછળે છે ને દ્રવીભૂત થાય છે. "कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति॥" આ વચનાનુસાર પુત્ર કુપુત્ર થાય છતાં માતા કુમાતા કદી થતી નથી. તેથીજ બહુધા કેટલાક ભક્તજનોએ પોતાના શ્રીઇષ્ટદેવને માતૃભાવે સ્તવ્યા છે. (જેમ પૂજ્યચરણ પરમહંસ શ્રીરામકૃષ્ણજી.)

"કોઈ પણ ભાવે શ્રીઇષ્ટદેવમાં પોતાની વૃત્તિ તલ્લીન કરી આ ન ભૂલાય તેવા મહાદુઃખપ્રદ સંસારને ભૂલવો એજ દરેક મત, પંથ અને સંપ્રદાયના મૂળ મહાપુરુષોનો, સમગ્રશાસ્ત્રોનો, અને વિવિધ કર્મ ઉપાસનાદિ સાધનોનો આશય છે. તેમાં બધા ભાવો કરતાં માતૃભાવ નિર્ભય, સુલભ ને સુખપ્રદ છે.

વળી કેટલાક ભક્તજનોએ જૂદે જૂદે વખતે પોતાના શ્રીઇષ્ટદેવને જૂદે જૂદે ભાવે-માતા, પિતા, સખા, પતિ અને સુફી મઝહબમાં તો માશુકભાવે પણ સ્તવ્યા છે. (જેમ મન્સુરે-મૈ તોરી ગલીમેં આયા. તોરે ઇશ્કને મુઝે ઝુલાયા, દિલદાર

હો ચૂકા હું ચાહે બોલો ના બોલો." ઈત્યાદિ શબ્દોમાં પ્રભુને જ સ્તવ્યા છે.)

બધા ભક્તજનોનું ધ્યેય નામરૂપાત્મક દુઃખદ સંસાર ભૂલવો અને શ્રીઈષ્ટાકાર વૃત્તિનો પ્રવાહ **સતત્** ચલાવવો અને તેના પરિણામે "કૃષ્ણ! કૃષ્ણ!! કરતીથી, હું કૃષ્ણ હો ગઈ."

એ વચનાનુસાર પોતાનું પૃથક્ત્વ ભૂલી **શ્રીઈષ્ટરૂપ** થઈ જવું એજ છે. **યોગની, ભક્તિની** અને **જ્ઞાનની** પરાકાષ્ઠા પણ "**જીવનો** કલ્પિત ભેદ મટી વાસ્તવિક અભેદ થવો એજ છે."

"**तदा द्रष्टुःस्वरूपेऽवस्थानम्.**" (ત્યારે એટલે ચિત્તવૃત્તિઓના સર્વાંશે નિરોધકાલે દ્રષ્ટા-જીવ-પોતાના વાસ્તવિક સ્વરૂપ-બ્રહ્મસ્વરૂપે-સ્થિત થાય છે.) એ શ્રી ભગવાન્ **પતંજલિ** અને "**ब्रह्मविद् ब्रह्मैव भवति**" (બ્રહ્મને જાણનાર બ્રહ્મ જ થાય છે.) એ શ્રીશ્રુતિભગવતી જીજ્ઞાસુપ્રત્યે એજ વાત પ્રબોધે છે. કારણ સર્વત્ર સભર એક જ બ્રહ્મતત્ત્વ ભર્યું છે. તેમાં **વૃત્તિજ** વિવિધ નામરૂપ કલ્પી મહાભયંકર સંસારરૂપ **ભૂતાવળ** ઊભી કરે છે, અને પોતાની કલ્પનાએજ "જીવ" **મહાકષ્ટ મહાભય** અને **મહાસૃતિનો** ભોક્તા બને છે. માટેજ તે **વૃત્તિનોજ** પોતાના વાસ્તવિક સ્વરૂપમાં **લય** કરવો જોઈએ. વૃત્તિ લય થતાંજ **જીવનું** **જીવપણું** પણ લય પામી, અવશેષમાં જે કાંઈ મનવાણીના અવિષયરૂપ તત્ત્વ રહે છે "**તેજ તે છે.**" એમ એ દિવ્યોત્તર સ્થિતિનો **અપરોક્ષ** અનુભવ કરનારા મહાપુરુષો કથે છે.

અનાદિ કાળની બહિર્મુખ અને બહુવિધ થયેલી વૃત્તિનો એકજ ઝપાટે અર્થાત્ થોડા ઘણા પ્રયત્ને નિરોધ થઈ શકેજ નહિ. પણ કંટાળ્યા સિવાય સતત્ વિધિવત્ પ્રયત્ન અભ્યાસ વૈરાગ્યવડે વૃત્તિનિરોધ થાય છે. આ વાત સર્વ શાસ્ત્રો પોકારીને કહે છે તેના પ્રમાણો આપવાની જરૂર નથી. માટે **શ્રેયેચ્છુએ** પોતાના **શ્રીઈષ્ટદેવના** સગુણસ્વરૂપમાં કોઈપણ સાત્વિક ભાવ પ્રકટાવી વૃત્તિને પુનઃ પુનઃ તે આકારે કરવારૂપ **અભ્યાસ** કર્યા કરવો અને વાણીવડે તેઓશ્રીના ગુણોનું ગાન કર્યા કરવું. આવી રીતે અંતઃકરણ અને ઇંદ્રિયેનો પ્રવાહ સતત્ શ્રીઈષ્ટસ્વરૂપમાં વહેતો રાખવો. આમાં અભ્યાસ અને વૈરાગ્યના પરિપાકે શ્રીઈષ્ટદેવના સગુણસ્વરૂપનો સાક્ષાત્કાર થઈ તેઓશ્રીના નિર્ગુણસ્વરૂપનો **અપરોક્ષાનુભવ-નિશ્ચય** થઈ **જીવ** કૃતાર્થ થાય છે. **જીવ** મટી **શિવ** બને છે.

ભક્તિપક્ષે કહું તો **શ્રીઈષ્ટદેવરૂપી** પરમ વાત્સલ્યમૂર્તિ માતાનું જીવરૂપી **બાલક** આ મહાસંસાર અરણ્યમાં ભૂલું પડતાં મહાદુઃખાનુભવ કરતાં કોઈ મહાપુન્ય પ્રભાવે પુનઃ પોતાના શ્રીઈષ્ટદેવરૂપી માતાના પરમ સુખદ અને પરમ શાંતિપ્રદ અંકને-ખોળાને-પામી પરમ પ્રેમામૃતથી પરિતૃપ્ત થઈ પરમશાંતિથી પરમનિર્ભયતાને અનુભવી દિવ્યાનંદના ભોક્તા બની કૃતકૃત્ય થાય છે. અર્થાત્

ટપકતે **નયનોએ, દીનતા**પૂર્ણ મુખવડે, અને અતી **માધુર્યપૂર્ણ** "મા!" "માવડી!!"ના અલૌકિક સંબોધને જે દિવ્યોત્તર આનંદ તે **ભક્તહૃદય** અનુભવે છે તે **અકથનીય** અને **સ્વાનુભવ**ગમ્ય છે. (જાણે તે જ માણે.)

આ હૃદયમાંથી પણ પ્રસંગે પ્રસંગે શ્રીઈષ્ટચરણે ઈશ્વર, ગુરુ, માતા, પિતા, સખા, પતિ આદિ ભાવોએ વહન કર્યું છે, અર્થાત્ તે ભાવોવડે સ્તવ્યા છે, અને તેનો ઉદ્દેશ પણ એકજ હોય છે કેઃ- "અનેક આકારે થતી વૃત્તિઓને એકજ ધ્યેયાકાર કરી વૃત્તિવડે

કલ્પેલા દુ:ખદ નામરૂપ સંસારનું વિસ્મરણ કરવું, અને શ્રીઈષ્ટસ્વરૂપે વિરામવું–તદ્રુપ થવું'" આ સ્થિતિએ પહોચ્યા પછી સગુણ–નિર્ગુણના વાદવિવાદ રહેતા નથી. ત્યાં તો કેવલ અભેદામૃતનાં પયપાનથી મત્ત થયેલું બાલક પોતાનું બાલકપણું વિસરી માતા–રૂપજ બની જાય છે. (બ્રહ્મરૂપ થાય છે.).

એ અભેદામૃતનાં **પયપાન શ્રીનાથપ્રભુરૂપી** પરમવાત્સલ્ય અને કૃપામૂર્તિ દિવ્ય માતાએ અતિ અનાડી છતાં **પોતાના** પ્રિયબાલ "**નાગ**" ને ચાલીશ ચાલીશ વર્ષોસુધી (પાંચવર્ષ દરિયાપાર નાટાલ–ટ્રાન્સવાલની ભૂમિપર યોગજન્ય દિવ્યસ્વરૂપે, અને પાંત્રીશવર્ષ પોતાશ્રીના શ્રીલીલાતનુદ્વારા શ્રીઆનંદાશ્રમોની દિવ્યભૂમિપર) પોતાશ્રીના પરમ સુખદ કૃપારૂપી દિવ્ય અંક–ખોળામાં–ધરી પાયાં છે તેથીજ '**નાગ**' સદા **મત્ત** છે, **મસ્ત** છે, લાપરવાહ છે, અને તેથીજ બોલાઈ ગયું છે કે'—"ચઢી ખુમારી હવે નવ ઉત્તરે, **નાગ** પીયાલી પ્રેમ પીધી છે." કોઇ પૂછે કે:—આવી પ્યાલી કોણે પાઈ? જવાબ સ્પષ્ટ છે કે:—"મારી વાત્સલ્યમૂર્તિ "**નાથ માવડીએ,**" અને તેથીજ એ દિવ્ય **માવડીના શ્રીલીલાતનુના** પ્રાકટ્યની (આસો સુદિ ૪) તિથિના મંગલ પ્રભાતે શ્રીહૃદયમંદિરમાં સ્થિત શ્રીઅંતર્યામીસ્વરૂપ "માતા"ને શ્રવતે નયને અને ગદ્‌ગદ્ કંઠે સ્તવું છુ કે:—]

હે વાત્સલ્યમૂર્ત્તિ! હે કૃપામૂર્તિ!! હે મા! હે માવડી!!

૫૬

| | |
|---|---|
| ૧ અમે તારે ખોળે છેયે માવડીરે! | તેથી નિર્ભય <u>નાગ</u> દિનરાત, પ્રિય માત! તા૦ ટેક૦ |
| ભલું ભૂરું અમે નથી જાણતાં રે! | નથી જાણતાં કંઈ હિતકર વાત, પ્રિય માત! તા૦ ૧— |
| અમે અબૂઝ અનાડી તવ બાલકો રે! | તોય માયાળુ તું મમ માત, પ્રિય માત! તા૦ ૨— |
| કાલાં ઘેલા બોલીએ અમે બોલડાં રે! | તોય રીઝો છો ઊર ભલીભાત, પ્રિય માત! તા૦ ૩— |
| ક્ષણે ક્ષણેરે સંભાળ લો છો બાલની રે! | પૂછી પ્રેમે સુખદુ:ખડાની વાત, પ્રિય માત! તા૦ ૪— |
| સુખે સુખી દુ:ખે દુ:ખી થાઓ છો રે! | ધરી હર્ષ ઊરે રે વિષાદ, પ્રિય માત! તા૦ ૫— |
| નવ ચાલતાં હે માત! <u>પથ પામીએ રે</u>! | <u>કરો</u> પૂરી <u>કટી ધરી વાટ</u>, પ્રિય માત! તા૦ ૬— |
| "પયાં <u>પેટે</u> તો પ્રેમે પ્રસો! | પાળવાં રે! <u>નાગ</u> વિનવે માયાળુ મમમાત! પ્રિય માત! * તા૦ ૭— |

———[ ॰ ]———

૧ અમે એટલે શ્રીનાથપ્રભુ ચરણાવલંબો સર્વ બાળકો.

* આમાં વિદ્વાનની વિદ્વતા નથી, પણ ભક્તિ, યોગ અને જ્ઞાનના અતિ વિકટ પંથે તરવારની ધારજેવા અતિ દુર્ગમ પથપર ચાલવા અસમર્થ બાલકની દર્દભરી આર્તતા છે.

# શ્રીનાથજયન્તી મહોત્સવ

## [ શ્રીઆનંદાશ્રમ ]

આશ્વિન સુદિ ૪ એ પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીનાથભગવાનની મંગલમય જન્મતિથિ હોઈ તે દિવસે આ મંગલમહોત્સવ ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો હતો.

સવારના ૭ા વાગે મહાપૂજનના નિયત સમયે શ્રવણમંદિરમાં શણગારેલા હીંડોળા-ઉપર પૂજ્યપાદ કૃપાનાથનાં છબીજીને, તથા એક સુંદર પાટલાઉપર પાદુકાજી પધરાવી શ્રીસદ્‌ગુરુદેવનું ષોડશોપચારવિધિથી મહાપૂજન કરવામાં આવ્યું હતું. શ્રીદક્ષિણામૂર્તિ સ. ધ. વિદ્યાલયના શાસ્ત્રીજીએ તથા વિદ્યાર્થીઓ આદિએ મંગલોચ્ચારરૂપે વેદપાઠ કર્યાપછી પૂજન-કાર્યનો આરંભ થયો હતો; જેમાં આનંદાશ્રમવાસીઓ, બહારગામથી આવેલાં બંધુબહેનો અને ગામનાં બંધુબહેનો મળી આશરે સોએક માણસોએ લાભ લીધો હતો. પૂજન વેળાએ વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ બોલાતી હતી. પૂજન સમાપ્ત થયા પછી શ્રીમહારાણીદાસ ભાઈએ "જયંતીપ્રસંગે સ્તુતિ" વાંચી સંભળાવી હતી. સવારના ૯ા વાગે બીલખા સ્ટેટતરફથી આવેલ બે ઘોડાની ગાડીમાં પૂજ્યપાદશ્રીનાં છબીજીને પાદુકાજી પધરાવી છડી, ચામર, છત્ર ને બેંડસાથે ધામધૂમથી બીલખા ગામમાં તથા બરવાળા તાલુકાના નવા ગામમાં વરણાગી ફેરવવામાં આવી હતી. માર્ગમાં ભાવિકોએ ભાવભીના હૃદયે પૂજ્યપાદશ્રીની પધરામણી તથા પૂજનઅર્ચન કર્યાં હતાં.

વરણાગીમાં આનંદાશ્રમના બ્રહ્મચારીઓ, શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ, શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ, શ્રી. જયચંદ બહેચર વકીલ, શ્રી. ઈશ્વિરલાલ ધનેશ્વર વ્યાસ, શાસ્ત્રીજી શિવલાલ બહેચરલાલ મહેતા, શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ આદિ ગુરુબંધુઓ, આનંદાશ્રમના નિવાસ કરતા સ્થાનિક ટ્રસ્ટીઓ તથા અન્ય સાધક બંધુઓ અને શ્રીદક્ષિણામૂર્તિ સ. ધ. વિદ્યાલયના શાસ્ત્રીજીઓ, વિદ્યાર્થીઓ અને આનંદાશ્રમવાસીઓ તેમજ બીલખા ગામના કેટલાક ગુરુબંધુઓ પૂજ્યપાદશ્રીની ઘોડાગાડી આગળ ચાલતા હતા. માર્ગમાં શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ, જયધ્વનિઓ, જયશંકરમહિમ્નસ્તોત્રાદિ ને ધૂન બોલાતાં હતાં. આવી રીતે ભાવિકજનોનાં પૂજનસત્કાર ગ્રહણ કરતાં કરતાં ગામના તથા નવાગામના મુખ્યમાર્ગે ફરીને આશરે બે કલાકે વરણાગી આનંદાશ્રમમાં આવી હતી.

આજના દિવસે નવાગામની ગુજરાતી નિશાળ, બીલખાની ગુજરાતી ઈંગ્રેજી નિશાળ, ને કન્યાશાળામાં અભ્યાસ કરતાં આશરે ૧૦૦૦ બાલકબાલિકાઓને શ્રીઆનંદાશ્રમતરફથી બાલયોગ્ય આનંદાશ્રમની પુસ્તિકાઓ વહેંચવામાં આવી હતી, ને દરેક નિશાળમાં રજા પાડવામાં આવી હતી.

આ મહોત્સવમાં ભાગ લેવા આવેલા જિજ્ઞાસુઓ, વિદ્યાર્થીઓ, આનંદાશ્રમમાં વસતા સાધકો તથા આનંદાશ્રમવાસીઓ આદિએ આજે ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું. તે સર્વેને પાટણનિવાસી શ્રી. વામનરાય જટાશંકર વસાવડાતરફથી ફલાહાર કરાવવામાં આવ્યું હતું, ને પારણાને દિવસે તેમના તરફથી આનંદાશ્રમવાસીઓ, મેમાનો આદિ ૧૫૦ બંધુબહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું.

સાંજે શ્રવણવેળાએ પ્રથમ શ્રી. માણેકલાલભાઈએ પૂ. કૃપાનાથનો જયંતી પ્રસંગનો ઉપદેશ સં. ૧૯૭૦ ને સં. ૧૯૮૬ ની સાલનો ઉપદેશ "આનંદાશ્રમ" માસિકમાંથી વાંચી સંભળાવ્યો હતો. શ્રી. શિવલાલ બહેચરલાલ શાસ્ત્રીજીએ જયંતીપ્રબોધ" એ

વિષયપર વ્યાખ્યાન કર્યું હતું. સારબાદ શ્રી. માણેકલાલભાઇએ શ્રી. કરણસિંહજીભાઇએ લખેલો "જયંતીમહોત્સવ" નામનો લેખ વાંચી સંભળાવ્યો હતો. બીજે દિવસે શ્રી. શિવલાલભાઇ શાસ્ત્રીજીએ શ્રવણભક્તિઉપર ને આચાર્યભગવત્કૃત પટ્પદીઉપર એમ બે વ્યાખ્યાનો કર્યાં હતાં. શ્રી. મહારાણીદાસભાઇએ "પૂજ્યપાદ કૃપાનાથનો ઉપદેશ" એ વિષયપર પ્રવચન કર્યું હતું.

બીજે દિવસે એટલે શ્રીમન્નાથજયંતીના પારણાને દિવસે બીલખા ગામની ચોરાશી શ્રીઆનંદાશ્રમતરફથી જમાડવામાં આવી હતી.

કરાંચી–આનંદાશ્રમમાં સર્વાના ગુરુબંધુઓએ શ્રીજયંતીમહોત્સવ નીચેના કાર્યક્રમપ્રમાણે ઉજવ્યો હતોઃ—

### કાર્યક્રમ–પ્રાતઃકાલ–૯ થી ૧ સુધી.

| | |
|---|---|
| ૯– ૦ થી ૯–૧૦ સંયમ. | ૯–૧૦ થી ૯–૪૦ પૂજન. |
| ૯–૪૦ થી ૯–૫૫ શ્રવણ, શ્રી અંતર્યામીના આદેશ. | ૯–૫૫ થી ૧૦–૫ વ્યાખ્યાન, શ્રી મગનલાલ જાની. |
| ૧૦– ૫ થી ૧૦–૧૫ કીર્તન, શ્રી કૃષ્ણદાસ વર્મા. | ૧૦–૧૫ થી ૧૦–૨૫ વ્યાખ્યાન, શ્રી મંગળપ્રસાદ છાયા. |
| ૧૦–૨૫ થી ૧૦–૩૫ કીર્તન શ્રી રામકૃષ્ણ જાની. | ૧૦–૩૫ થી ૧૧–૦ શ્રવણ, શ્રીનાથચરિતામૃત દ્વિ. પ્ર. |
| ૧૧–૦ થી ૧૧–૪૫ વ્યાખ્યાન, **પૂ. સ્વામી શ્રી અસંગાનંદજી.** | ૧૧–૪૫ થી ૧૨–૧૫ કીર્તનો. |
| | ૧૨–૧૫ થી ૧૨–૨૫ વ્યાખ્યાન, શ્રી. બાબુભાઈ. |
| ૧૨–૨૫ થી ૧૨–૩૫ ધૂન, | |
| ૧૨–૩૫ થી ૧૨–૪૦ કીર્તન, શ્રી કૃષ્ણદાસ વર્મા. | ૧૨–૪૦ થી ૧૨–૫૦ આરતી. |
| | ૧૨–૫૦ થી ૧–૦ હોમ. |

### કાર્યક્રમ–સાયંકાલ–૬ થી ૧૦ સુધી.

| | |
|---|---|
| ૬– ૦ થી ૮– ૦ વરણાગી. | ૮–૦ થી ૮–૩૦ કીર્તનો. |
| ૮–૩૦ થી ૯– ૦ વ્યાખ્યાનો. | ૯–૦ થી ૯–૩૦ કીર્તનો. |
| ૯–૩૦ થી ૧૦–૦ પ્રભુશ્રીના પ્રાકટ્યનું દર્શન આરતી વિ. | |

વરણાગી શ્રીઆનંદાશ્રમમાંથી બરાબર ૬ વાગે નીકળશે તે લોરેન્સ રોડ, મીઠાદર રોડ, નાનકવાડા તથા રણછોડલેન વિ. સ્થળે થઈ શ્રીઆનંદાશ્રમમાં ૮ વાગે પાછી ફરશે.

**કરાંચી, આનંદાશ્રમ.**
તા. ૨૭–૯–૪૩
**સોમવાર.**

લી. સેવકો,
**પ્રાગજી દેવજી,**
**કૃષ્ણદાસ શ્યામજી**
વ્યવસ્થાપકોના જયસદ્ગુરુ.

પોરબંદર—આનંદાશ્રમમાં ગુરુબંધુઓએ નીચે જણાવેલા કાર્યક્રમપ્રમાણે જયંતી મહોત્સવ ઉજવ્યો હતોઃ—

આજે જયંતીપ્રસંગે અ. ભા. વ. વર્ણાશ્રમસ્વરાજસંઘતરફથી ધર્મપ્રચારાર્થે પ્રવાસ કરતા પૂજ્ય પં. શ્રીદેવનાયકાચાર્યજી તથા પં. કલ્પનાથશર્માએ વ્યાખ્યાનો કર્યાં હતાં. તેમજ વેદશાસ્ત્રીને પૂ. શાસ્ત્રીજીઓએ પણ પ્રસંગને લગતાં વ્યાખ્યાનો કર્યાં હતાં.



## કાર્યક્રમ

તા. ૩-૧૦-૪૬:

વેદઘોષ : સમય સવારે ૮ાા થી ૯

શ્રી સદ્ગુરુપૂજન : " " ૯ થી ૧૦ાા

દિવસે ૭ થી રાત્રિના ૧૦ સુધી અખંડ દીપ તથા જપ.

રાત્રે ૮ થી ૧૦ વેદઘોષ, ભજન, ધૂન, તથા શ્રીસદ્ગુરુજીવન મહિમાઉપર વ્યાખ્યાન થશે. તો શ્રવણમાટે સમયસર અવશ્ય પધારશો.

———[ * ]———

**મુંબઈ:—આનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી** નીચેના કાર્યક્રમપ્રમાણે શ્રીનાથજયંતી મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

## કાર્યક્રમ

સ્થળ :—**માધવબાગ** પાઠશાળાના સામેના હોલમાં પહેલે મજલે.

**લાઉડસ્પીકરની** ગોઠવણ રાખવામાં આવી હતી. **સ્ત્રીઓની બેઠક તથા દ્વારો જુદા રાખવામાં આવ્યા હતા.**

### સવાર

| | નવો ટાઈમ |
|---|---|
| ૧ વેદઘોષ | ૯ાા થી ૧૦ાા |
| ૨ શ્રીસદ્ગુરુમહાપૂજન | ૧૦ાા થી ૧૨ |

### સાંજના

૩ સંગીતવિશારદ પંડિત શ્રીયુત દેવેન્દ્રવિજયનાં સુમધુર સંગીતમય ભજનો, ૩ાા થી ૫ાા.

૪ શ્રીમાન્ દયાલસિંહ લાલસિંહજી ઠાકોર આદિનું વ્યાખ્યાન ૫ાા થી ૬ાા.

૫ શ્રીમાન્ રા. રા. શેઠ જમનાદાસ હરખજી સંઘવીનાં સુપુત્રીઓ તથા સુપુત્ર નીચે પ્રમાણે વ્યાખ્યાન આપશે.

(ક) હરિઃૐ કુમાર તથા કુમારી ઇન્દુમતી, વેદધ્વનિ.

(ખ) શ્રીકલાકુમારી-સ્ત્રીઓના ધર્મ.

(ગ) વ્યાકરણવિશારદ વ્યાખ્યાનસરસ્વતી કુમારીશ્રી નિર્મલાદેવીનું પ્રવચન. ૬ાા થી ૭ાા.

૬ શુદ્ધાદ્વૈત પ્રતિષ્ઠાપન્, પરમાચાર્ય, અખંડભૂમંડલાચાર્યવર્ય જગદ્ગુરુ શ્રીમદ્ વલ્લભાચાર્ય વંશોદ્ભવ **ગોસ્વામીશ્રી દીક્ષિતમહારાજશ્રીનું** સુંદર પ્રવચન ૭ાા થી ૮ાા.

૭ વેદાંતભૂષણ, શાસ્ત્રવિશારદ વિદ્યાસાગર શ્રીયુત મનુભાઈ ચંદવિદ્યાનંદ પંડ્યા સોલીસીટર, મણિશંકર ત્રિ. ભટ્ટ સુરતવાલા આદિ વક્તાઓનું **આચાર્ય શ્રીમથુરામ શર્માજીના જીવનપરિચયસંબંધી કથન** ૮ાા થી ૯ાા.

૮ હ. ભ. પ. પંડિત શ્રીવિષ્ણુ વિનાયક **અભ્યંકર શાસ્ત્રીજી** "વેદાંત વિષય" ઉપર સુંદર હરિકીર્તન ૯ાા થી.

———[ * ]———

**લીંબુડા** આનંદાશ્રમમાં ને **બ્રાહ્મણ** આનંદાશ્રમમાં ને **ભાવનગરમાં** પણ શ્રીનાથજયંતી-મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. **ભાવનગરમાં** લોહાવાળા ગીતાપાઠશાળામાં શ્રીસદ્ગુરુપૂજન ઉપરાંત પંડિત શ્રીશ્યામસુંદર ઝા, શ્રી. ભાઈશંકર ધનજી દવે તથા વાંસદાસ્ટેટના મહારાજના ગુરુશ્રી-પૂજ્ય સ્વામીજીએ પૂજ્યપાદશ્રીના જીવનસંબંધી વ્યાખ્યાનો કર્યાં હતાં. **મોજીદડ-આનંદાશ્રમમાં** પણ જયંતીમહોત્સવ ઉજવાયો હતો. પૂજ્યપાદશ્રીનાં છબીજીની સ્વારી ગામમાં ફેરવવી હતી. ને ગામના બ્રાહ્મણોને પ્રસાદ તથા પાઠશાળાના વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચવામાં આવ્યાં હતાં.

માંડલ, જાળુસર, કુંડલા આદિ સ્થળોએ પૂ. કૃપાનાથનો જયંતીમહોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

પૂજ્યપાદ "મહારાજ શ્રીનથુરામશર્મા"–આનંદાશ્રમ-બીલખાતરફથી

## સનાતનધર્મના શિક્ષણની યોજના

ગુજરાતી અંગ્રેજી શાળાના જે હિંદુ શિક્ષકો તથા ટ્રેનિંગ કોલેજના હિંદુ વિદ્યાર્થીઓ ધર્મનાં ઉચ્ચ તત્ત્વોને જાણી, ઈશ્વરને ઓળખવા પ્રયત્ન કરી, જીવનમાં સાચી શાંતિનો અનુભવ કરવા ઇચ્છતા હોય તથા પોતાના વિદ્યાર્થીઓને પોતે પ્રાપ્ત કરેલા ધાર્મિક જ્ઞાનનો લાભ આપી, તેઓને ધર્મનીતિને માર્ગે દોરવા ઇચ્છતા હોય તેમને માટે બીલખા ( કાઠિયાવાડ ) આનંદાશ્રમમાં પ્રતિવર્ષ શિયાળાની ને ઉનાળાની રજાના સમયમાં ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. એ પ્રમાણે આ ઉનાળાની રજામાં પણ ધાર્મિક શિક્ષણ અપાશે

એ રજાના દિવસોમાં સંધ્યા, દેવપૂજન આદિ નિત્યકર્મ, આસનપ્રાણાયામાદિ યોગનાં સાધનો અને ભક્તિ, જ્ઞાન તથા યોગના ભગવદ્ગીતાદિ ગ્રંથોનું યથાધિકાર શિક્ષણ આપવામાં આવે છે.

આ યોજનાનો લાભ લેવા આવનાર પુરુષમાં દુર્વ્યસનોનો અભાવ, સરલતા, શ્રદ્ધા, માતાપિતા-પ્રતિ ભક્તિભાવ, ગુરુભક્તિ ને પોતે [illegible] વિદ્યાનો લાભ પોતાના શિષ્યોને આપવાની ઉત્કંઠા એ શુભ ગુણો બહુધા હોવા જોઈએ વા તેમાં અભિરુચિ હોવી જોઈએ

આવવા ઇચ્છનારે ઓછામાં ઓછા દશ દિવસ તો રહેવું જ પડશે પ્રતિવર્ષ આવો લાભ અમુક સંખ્યાને મળશે

ધાર્મિક શિક્ષણનો લાભ લેવા આવનારને ભોજન, પાગરણ, દીવાબત્તી તથા રહેવાની સગવડ શ્રીઆનંદાશ્રમતરફથી કાંઈ પણ દ્રવ્ય લીધાવિના કરી આપવામાં આવશે

આવવા ઇચ્છનારે નીચેના શરનામે જણાવી પત્રથી આગળથી પૂછીને આવવું

મેનેજિંગ ટ્રસ્ટીઓ
આનંદાશ્રમ-બીલખા ( કાઠિયાવાડ )



નોંધ—શ્રી કલ્યાણજી કાલિદાસ રાડીઆ-ભાણવડ હાલ આફ્રિકાવાસીતરફથી ગયા ચૈત્રમાસમાં શ્રીમદ્ભાગવતની સપ્તાહ કરાવવામાં આવી હતી એક સત્યનારાયણની કથા પણ કરાવવામાં આવી હતી

સુધારો—શ્રી ભાઈશંકર ધનજી દવેતરફથી આવેલ ભેટમાં ભૂલથી રૂ. ૧) છપાયેલ છે તે ૧૧) રૂ એમ વાંચવું જોઈએ



## વિજ્ઞપ્તિ

આ જયંતીઅંકમાં મોંઘવારીને લીધે પરચુરણ ભેટ ને અન્ય સમાચારો છપાયા નથી તેથી હવેપછીના અંકમાં તે છપાશે



Reg. No. B. 3087.

સને ૧૯૪૩ તા. ૨૫ ઓક્ટોબર

# ॥ શ્રીનાથચરિતામૃત ॥

## દ્વિતીયપ્રવાહ

પૂજ્યપાદ સદ્‌ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નથુરામશર્મા આચાર્યજીના જીવનચરિત્રનો આ બીજો ભાગ છપાઇ ગયો છે. પ્રથમ પ્રવાહજેવી સાઇઝ ને પાંચસોઉપરાંત પૃષ્ઠો છે. લગભગ ૩૦ ચિત્રો છે.

બે હજાર પ્રતિ ખપતાંસુધી એક પ્રતિની કિંમત રૂ. ૦-૧૫-૦ અને પાછલી પાંચસો પ્રતિમાં એક પ્રતિની કિંમત રૂ. ૧-૧૪-૦ રાખવામાં આવી છે.

એક પ્રતિનો ટપાલખર્ચ રૂ. ૦-૧૨-૦ થશે. ઘણુ કે તેથી વધારે પ્રતો રેલવે પાર્સલથી મંગાવવી અનુકૂલ પડશે. રેલવે પાર્સલથી મંગાવતાં એક પ્રતિ દીઠ દોઢથી બે આના ખર્ચ આવવા સંભવ છે. રેલવે પાર્સલથી મંગાવનારે કિંમતનાં નાણાં અગાઉથી મોકલી આપવાં જોઇએ.

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. ભીલખા—કાઠિયાવાડ)

તરફથી

P. O. Bilkha (Kathiawar-India).

---

જે જે બંધુઓપાસે આ દ્વિતીયપ્રવાહનું પુસ્તક આવેલ હોય તેમણે પુસ્તકમાંનાં ચિત્રો અનુક્રમણિકાપ્રમાણે મળી જવાં તથા પૃષ્ઠો પણ મળી જવાં, ને ઓછાં હોય તો તુરત જણાવવું.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ ભીલખા-કાઠિયાવાડ

—[०]—

સૂક્ત

જય ભવતારક જય સુખ ધામ,

નાથનિરંજન, શ્રીભગવાન્ !

—:०:—

વર્ષ ૧૨ મું
કાર્તિક
અંક ૬ ઠ્ઠો
સંવત્ ૨૦૦૦

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂા. ૧–૦–૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः ।
यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલો તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન્ (શ્રીમન્નથુરામશર્મા), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીસદ્ગુરુમહિમા. | ૮૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૮૨ |
| ૩ | શ્રીઆનંદાશ્રમમાં સૂત્રધારાઓ. | ૮૩ |
| ૪ | શ્રીકાર્તિકી પૂર્ણિમાનો શ્રીસદ્ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ. | ૯૦ |
| ૫ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૯૨ |

———[*]———

**શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈતરફથી** વિનતિ કે:—આપણા પૂજ્યપાદ શ્રીનાથપ્રભુજીનાં પૂજ્ય પ્રતિમાજીનું તથા પાદુકાજીનું **શ્રીદત્તજયંતી નિમિત્તે માગશરસુદિ ૧૫ શનિવાર તા. ૧૧-૧૨-૪૩ને** દિવસે સવારના ૯ થી ૧૦ ( નવો ટાઈમ ) ષોડશોપચાર પૂજન માધવભુવન કાંદાવાડીમાં થશે. તો મુંબઈમાં વસતા સર્વે ગુરુબંધુઓને વિનતિ કરવામાં આવે છે કે આ શુભ અવસરે વખતસર પધારી પોતાના જીવનને શ્રીનાથપ્રભુના શરણમાં લઈ જવા વધુ ઉત્સાહી બને.

લી. સેવકો

**શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળના સભ્યો**

મુંબઈમાં **શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળે** કાર્તિકસુદિ ૮ ( અક્ષયનવમી )ને દિવસે પૂજ્યપાદ સદ્ગુરુશ્રીનું ષોડશોપચાર પૂજન કર્યું હતું.

જાહેરાત

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ-**આંગરોળ**-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, **નવાગામ-પોસ્ટ બીલખા** ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઈ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦-કાર્તિક [ અંક ૧

## श्रीसद्गुरुमहिमा

[ શ્રીનાથભગવાન્ ]

ઝૂલણા છંદ

પૂજ્ય ગુરુદેવનું સ્મરણ કર સર્વદા, નિત્ય આનંદપ્રદ એજ જાણી;
ચરણસેવનથકી તું કૃતારથ થશે, સત્ય એ સત્ય એ વેદવાણી. પૂજ્ય૦ ૧
શ્રીગુરુદેવના ચરણમાં ધર્મ ને, જ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્ય રે' છે;
ક્લેશ વિપાક ને કર્મ આશયતણા, ત્યાં નથી લેશ એમ શાસ્ત્ર કે' છે. પૂજ્ય૦ ૨
ત્રિવિધ દુઃખ ટાળવા પરમ સુખ પામવા, પાપના પુંજનો પ્રલય કરવા;
રજસ્તમ કાઢવા સત્ત્વ વધારવા, બ્રહ્મરૂપે થવા ગુરુજ ભજવા. પૂજ્ય૦ ૩
બાધ થઈ દશ્યનો મોહ તેનો જશે, અખંડ સુખઘન સત્તા પ્રકટ થાશે;
કાલમાયાતણી જ્વાલ પછી ક્યાં રહી, જ્યાં અવિદ્યા સર્વે વિલાઇ જાશે. પૂજ્ય૦ ૪

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીનાથભગવાન્ ]

ક્ષુદ્ર સુખના અનુભવરૂપ વિષયાનંદ બ્રહ્માનંદરૂપ મહાસાગરના બિંદુ છે. જેમ મહાસાગરમાં જલનાં બિંદુઓ અંતર્ભાવ પામી જાય છે તેમ બ્રહ્મ સર્વ વિષયાનંદો અંતર્ભાવ પામી જાય છે. બ્રહ્માનંદનું માહાત્મ્ય નહિ જાણ પામર ને વિષયી મનુષ્યો બ્રહ્માનંદને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા નથી, ને મેળવવામાટે પાપપુણ્યનો કાંઈ પણ વિચાર નહિ કરતાં સર્વદા ઉદ્યમી રહે

અંતઃકરણને બ્રહ્મદર્શનમાટે હઠવડે નહિ પીડતાં તેને સર્વમાં સચ્ચિ રૂપે વ્યાપેલા બ્રહ્મમાં વિરામવા દેવું-સર્વત્ર બ્રહ્મદર્શનવાળું રાખવું. કોઈ કાલે કોઈ પણ સ્થળે પ્રતીત થયેલા, વર્તમાનમાં પ્રતીત થતા ને ભવિ પ્રતીત થવાના પ્રાણિપદાર્થો સત્ય નથી, પણ સર્વદા સર્વત્ર વ્યાપી અવિકારી બ્રહ્મજ સત્ય છે એમ અંતઃકરણને સમજાવ્યા કરવું, અને વિલોકયા કરે એમ પ્રયત્ન કરવો.

ત્રણે શરીરના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જાણે પોતાનાં ત્રણે શરીરોમાં સ્ફુર્યા છે એવી ભાવનાવડે ત્રણે શરીરોનો બ્રહ્મમાં બાધ કર્યા કરવો, અને દૃશ્યને તેના અધિષ્ઠાનમાં વિલીન થતું અનુભવ્યા કરવું.

પ્રતીત થતા પ્રાણિપદાર્થોના સંગમાં આવ્યા છતાં તે સર્વ તમારા સાક્ષિ વિલાસ છે એમ સમજી તે સર્વના દ્રષ્ટા રહેવાનો સ્વભાવ પાડશો.

બ્રહ્મભાવના જ્યારે પરિપાક પામશે ત્યારે બ્રહ્મરૂપે અંતઃકરણ સ્થિતિ ક લાગવાથી તેનો રાગ, દ્વેષ, ખેદ ને ભયાદિવડે પરાભવ નહિ થાય.

સર્વ પ્રાણીઓના દેહાદિવડે થતી ક્રિયાઓ પણ બ્રહ્મમાં કલ્પિત હોવા બ્રહ્મરૂપજ છે, બ્રહ્મથી ભિન્ન નથી, આવો નિશ્ચય પણ મનમાં સુસ્થિર ક કરશો.

જપ કરો છો તેમ પ્રીતિપૂર્વક કરતા રહેશો. જપકાલે જે જે બી વિચારો આવે તેની ઉપેક્ષા કરતા રહેશો, ને પરમાત્મધ્યાનમાં મનને વધ વેગવાળું રાખશો.

સર્વ શુભ પ્રયત્ન ચાલુ રાખશો.

પોતાના અંતઃકરણમાં રહેલા ગુણદોષનો વિચાર કરો, દોષોને દૂર કરે ગુણોની વૃદ્ધિ કરો, અને અનાદિકાલની મોહનિદ્રાનો જે અંશ તેમાં રહેલ હોય તેને દૂર કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપ પોતાના વાસ્તવિક સ્વરૂપ જાણી તેમાંજ વિરામો. ૐ

(ચાલુ)

—[*]—

## શ્રીઆનંદાશ્રમમાં લૂંટારાઓ

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

ગયા આસુ વદ ૫ તા. ૧૮-૧૦-૪૩ની રાતે પ્રથમ ભાગમાંજ આઠ વાગ્યાના અરસામાં શ્રીસદ્ગુરુદેવના પ્રતિમાજીના આરાત્રિકપૂજનની પરિસમાપ્તિએ સર્વે આશ્રમવાસીઓ પોતપોતાના માર્ગવ્યવસાયમાં વ્યાપૃત થતાંજ આશરે વીશ પચીશ ધાડપાડુઓ આનંદાશ્રમમાં દાખલ થયા હતા:

સર્વે આશ્રમવાસીઓને બંદૂકો બતાવી જે ને તે સ્થળે સ્થગિત કરી તેઓએ આશ્રમમાં લૂંટ ચલાવવાનું કાર્ય કર્યું હતું.

પાસેના નવાગામમાં કે બીલખા ગામમાં કોઈ દ્વારથી કોઈ ખબર પહોંચાડી ન શકે એવા ચોકીપહેરાનો તેમણે તેમનાં પોતાનાં માણસો ગોઠવી પાકો બંદોબસ્ત કરેલો હતો.

લગભગ દશ વાગ્યાસુધી લૂંટ કરવાનું કાર્ય તેમણે ચાલુ રાખ્યું હતું.

આશ્રમની રોકડ અને પદાર્થોના રૂપની આશરે રૂપિયા દશેક હજારની મિલ્કતનું તેમણે જબરદસ્તી વાપરીને તથા ભાંગફોડ કરીને અપહરણ કર્યું હતું.

આશ્રમવાસીઓની તથા બહારથી આવેલા અનુયાયી ગૃહસ્થોની પણ રોકડ અને પદાર્થના આકારની આશરે પાંચ ૭ હજારરૂપીઆની મિલ્કતનું તેમણે જબરદસ્તી અને ભાંગફોડ કરીને અપહરણ કરેલું છે.

આશ્રમવાસીઓમાંના જેમની પાસેથી તેમને ધારેલી અનુકૂળતા ન મળી તેમને તેમણે ઓછાવધતો માર પણ મારેલો છે.

સાધુભૂષણ બ્રહ્મચારી શ્રીસહજપ્રકાશજીને ઘાતકી રીતે માર મારેલો છે.

સંતપુરુષ જેવા આપણા વૃદ્ધબંધુ શ્રી. માણેકલાલભાઈને પણ થોડી વ્યથા પહોંચાડી તેમનું પણ થોડું રોકડ દ્રવ્ય લૂટી લીધું છે.

સજ્જનશિરોમણિ વ્યવસ્થાપકજી શ્રી. ત્રિભુવનભાઈને પણ અસહ્ય માર મારેલો છે.

વાંકાનેરતરફના શ્રી. રાજસીભાઈ જેમનો વેપારધંધો મુંબઈમાં છે તેઓ થોડા દિવસથી આશ્રમમાં આવી રહેલા હતા અને જ્વર આદિના વ્યાધિવડે વ્યગ્ર હતા તેમનાં પત્નીના શરીરપરથી તેમણે દાગીનાઓ ઊતરાવી લીધા હતા તથા શ્રી. રાજસીભાઈ પાસે પણ જે રોકડ તથા દાગીના હતા તે લઈ લીધા હતા અને વધારે મેળવવાની દુરાશામાં તેમનું પોતાનું અપહરણ કરી જવાની તથા મહાવ્યથા ઉપજાવવાની ધમકીઓ આપી હતી અને વાતવાતમાં કંટલકિ વ્યથા તો ઉપજાવેલીજ હતી.

અન્ય કેટલાક બંધુઓને થોડીઘણી વ્યથા ઉપજાવી હતી.

પણ આ સર્વ અપકૃત્યોની ટોચજેવું તેમનું મુખ્ય અપકૃત્ય તો એ હતું કે ચાંદીરૂપાના લાભની દુરાશામાં તેમણે પૂજ્યપાદ કૃપાનાથનાં પ્રતિષ્ઠિત પ્રતિમાજીનો છેદ કરવાના હેતુથી તેમના ઉપર તેમણે છેદક શસ્ત્રોનો ઉપયોગ કરેલ હતો.

પ્રતિમાજી સંપૂર્ણપણે ચાંદીરૂપાનાંજ બનાવેલાં છે એવું અથવા છેવટ ઉપરના ભાગમાં ચાંદીરૂપાનાં પતરાં જડેલાં હશે એવું કોઈના કહેવાપરથી તેમણે માનેલુ હશે.

પણ છેદક શસ્ત્રના પ્રયોગથી તુરતજ તેમના જાણવામાં આવ્યું કે તેમને મળેલી એ ખબર ખરી નહતી· તે ઉપરથી પછી તેમણે પ્રતિમાજી ઉપર શસ્ત્રના પ્રહાર કરવાનું તો બંધ કરેલું હતું.

પણ પ્રતિમાજીની નીચેના આસનમાં ઘણું દ્રવ્ય દાટેલું હશે એમ જાણી તે મેળવવાની

લાલચમાં તેમણે પ્રતિમાજીને આસન ઉપરથી ઉથલાવી નાંખ્યાં હતાં.

આશ્રમનો પ્રત્યેક ખંડ અને આશ્રમની ભૂમિનો પ્રત્યેક ભાગ જે નિત્ય અત્યંત પવિત્ર સ્થિતિમાં રહે છે તથા દર્શન કરનારને જેમાંથી પવિત્રતાનાં કિરણો વછુટતાં દેખાય છે તે પ્રત્યેક ખંડમાં તથા ભૂમિના તે પ્રત્યેક ભાગમાં તેમણે સોપાનસંચાર કરીને અપવિત્ર કરેલો છે.

આ આખું પ્રકરણ ઘણું અનિષ્ટજનક થયું છે તથા તેનો ખેદ અદમ્ય છે.

શ્રીઆનંદાશ્રમ પ્રથમ એજન્સીના ખીલખાથાણાની હકુમતમાં હતો તે થાણું ઉપાડી લેવડાવવામાટે ભાગદારોએ કરેલી ગોઠવણથી પછી આશ્રમ બરવાળાતાલુકા નીચે હતો તેમ રહેલો છે.

બરવાળાતાલુકાના મુખ્યગામ વાઘણીયાથી આશરે ૧૨ ગાઉ દૂર હાલ થોડો વખત થયાં નવાગામ નામે ગામ વસાવેલું છે તે ગામની હદમાં તથા હકુમતમાં આનંદાશ્રમ આવેલો છે.

નવાગામમાં સાદી પોલીસનાં ત્રણચાર માણસો રહે છે.

આવી સ્થિતિમાં ખીલખાસ્ટેટના મુખ્ય ગામ ખીલખાની પાસે હોવાના કારણથી આશ્રમને તાત્કાલિક સંરક્ષણનો જે લાભ હતો તે લાભ હવે આશ્રમને રહ્યો નથી.

અને આશ્રમની આવી પરિસ્થિતિનો લાભ લૂંટારાઓએ લીધેલો છે એ પ્રત્યક્ષ છે.

લૂંટ થઈ તેને વળતે દિવસે સવારેજ તાલુકાના દરબારસાહેબને તેના તારથી ખબર આપેલા હતા.

પણ મુખ્યગામ વાઘણીયા આશ્રમથી આશરે ૧૨ ગાઉ દૂર હોવાના કારણે વળતા દિવસે બપોરબાદના ત્રણ વાગ્યાસુધી તો કાંઈ સમાચાર ફરી વળ્યા ન હતા.

બપોરબાદ ત્રણ વાગ્યાના સુમારે દરબારસાહેબ પોતે મારતે ઘોડે આશ્રમમાં આવી પહોંચ્યા હતા.

તેઓએ આ દુઃખદ બનાવથી પોતાને ઘણું દુઃખ થયાનું જણાવ્યું હતું અને લૂંટારાઓની બાતમી કાંઈ મળી શકે તો મેળવવા તુરત ખડીયાભણી મોટરમાં પ્રયાણ કર્યું હતું.

સાંજે દરબારસાહેબ મોટરમાં જ પાછા ફર્યા હતા અને લૂંટારાઓ જે રાતે લૂંટ ચલાવી તે સોમવારની રાતે એટલામાં રહેલા હતા અને વળતા દિવસની એટલે મંગળવારની રાતે એટલામાંથી ઉપડી જવાના છે એવી મતલબની બાતમી મળી હોવાનું તેમની વાતપરથી જણાયું હતું.

પણ મંગળવારની રાતે પણ તેમનો પીછો પકડી શકાય એવી માણસોની તથા શસ્ત્રોની સામગ્રીના અભાવે તેમનો તુરતાતુરત પીછો પકડી શકાય એમ નથી એવું પણ તેમની વાતપરથી જણાઈ આવ્યું હતું.

તરતના અરસામાં થયેલી ફેડરેશનની વ્યવસ્થામાં બરવાળાતાલુકા અમરેલીનીચે મૂકાયેલો હોવાથી અમરેલીના ફેડરેશન અમલદારને પણ લૂંટ થઈ તેને વળતે દિવસે ખબર દેવામાં આવેલ હતા પણ તેમના તરફથી તો અદ્યાપિ કાંઈ પ્રત્યુત્તર કરવામાં આવેલ નથી.

વડોદરાના દિવાનસાહેબને પણ તારથી ખબર દેવામાં આવેલ હતા તેમના તરફથી

પણ અદ્યાપિ કાંઈ પ્રત્યુત્તર થયેલ નથી.

રાજકોટના રેસિડેન્ટ સાહેબને કરેલા તારનો પ્રત્યુત્તર તેમના તરફથી મળેલો છે.

તેમણે જણાવ્યું છે કે અહિંથી કરેલો તાર તેમણે અમરેલીના ફેડરેશન અમલદારતરફ ઘટતું કરવા મોકલી આપેલો છે,

પણ અમરેલીના ફેડરેશન અમલદારે ઘટતું શું કરેલું છે તેના અદ્યાપિ કોઈના તરફથી કશા ખબર મળ્યા નથી.

લૂંટારાઓ તાલુકાની હદ છોડી ગયા પછી તેમને હાથ કરવા કે લૂંટના મુદ્દામાલને હાથ કરવાનું કામ ઘણું કઠિણ છે.

લૂંટારાઓ કોણ કોણ છે ક્યાંના ક્યાંના છે તથા લૂંટના માલની વ્યવસ્થા તરતાતરત કેવી કેવી રીતે કરે છે એ બહુધા લગતા સર્વે તાલુકાઓ તથા સ્ટેટના અમલદારોના જાણવામાં છે તથા પોતપોતાના તાલુકા વા સ્ટેટમાં લૂંટ કરી પોતપોતાના તાલુકા વા સ્ટેટની હદ છાંડી ગયા પછી તેઓને હાથ કરવા કે લુંટના મુદ્દામાલને હાથ કરવો એ લગભગ અશક્ય જેવું છે એમ પણ લગતા તાલુકાઓ અને સ્ટેટના અમલદારો બહુધા જાણે છે અને પોતપોતાની હદ છાંડી ગયા પછી તેમને હાથ કરવાનું તથા મુદ્દામાલને હાથ કરવાનું શા કારણથી અશક્ય છે તે પણ લગતા સર્વે તાલુકાઓ અને સ્ટેટના અમલદારોના જાણવામાં છે.

ઉપર પ્રમાણેની પરિસ્થિતિ જે કહેવાસાંભળવામાં આવે છે તે ખરી હોય તો તે ખરેખર ખેદજનક છે!

પણ એવી પરિસ્થિતિમાં લૂંટારાઓનો તુરતાતુરત પીછો પકડીને તેઓ લૂંટવાળી હદના તાલુકાની કે સ્ટેટની હદ છાંડી ન જાય તે પહેલાં તેમને મુદ્દામાલ સાથે પકડી પાડવા એ પ્રત્યેક તાલુકાની કે સ્ટેટની પહેલી ફરજ થાય છે,

પણ લૂંટારાઓની સંખ્યા તથા બળની અપેક્ષાએ બરવાળા તાલુકો ઘણો નાનો. હોવાથી તેની પાસે તેની ફરજનેઃ અમલ થવાની આશા રાખવી નિષ્ફળ છે.

અને ફેડરેશનના બંધારણ પ્રમાણે ફેડરેશનના અમલદારે પણ અમલ કરવાના તંત્રમાં જો ફેડરેશન અમલદાર લૂંટારાઓનો તાલુકાથી નિરપેક્ષપણે સીધો પીછો પકડી શકે એવું ન હોય તો તરતાતરત સીધો પીછો પકડવાની ફરજ અને જવાબદારીમાંથી ફેડરેશન અમલદાર કે સ્ટેટ તો સલામતરીતે મુક્તિ મેળવી શકે છે.

આવી પરિસ્થિતિમાં નથી તાલુકો લૂટારાઓનો તરતાતરત પીછો પકડી શક્યું કે નથી ફેડરેશન અમલદારે કે સ્ટેટે તેમનો પીછો પકડ્યો.

કાર્તિકી પૂર્ણિમાના મહોત્સવપ્રસગે આશ્રમના અનુયાયીઓ કે જેઓ બહુધા પોતપોતાના નિવાસસ્થાને અન્યત્ર રહે છે તેઓનું આશ્રમમાં સમેલન થતાં આ અનિષ્ટ પ્રસંગ ઉપર ફરી પાછું સત્તાવાળાઓનું ધ્યાન ખેંચવાનો ટ્રસ્ટીમંડળનો ઠરાવ થતાં તાલુકાના નામદાર દરબારસાહેબ કે જેમનો મુકામ અહિંની હદમાં તેમને બંગલે હતો તેમને જાતે મળીને પાછી વિનતિ કરવામાં આવી છે તથા લગતા સત્તાવાળાઓને પણ પાછી તારથી ઘટતી વિનતિ કરવામાં આવી છે.

ઉપરાંત પુખ્ત વિચાર કરીને જે કાંઈ પ્રવૃત્તિ કરવાનું આવશ્યક જણાશે તે જે

તે સમયે કરવામાં આવશેજ.

પણ આ સઘળી પ્રવૃત્તિ લોકવ્યવહારની દૃષ્ટિથી વ્યવહારપક્ષે કરવાની હોવાથી કરાય છે તથા કરવામાં આવશે.

શાસ્ત્રીયદૃષ્ટિની લક્ષણામાટે ધર્મ અને પરીક્ષિતના જે સંવાદનું સ્મરણ કરવું ઘટે છે તેનો અગત્ય પુરતો ભાગ આ છેઃ—

तत्र गोमिथुनं राजा हन्यमानमनाथवत् ।
दंडहस्तं च वृषलं ददृशे नृपलांछनं ॥

ત્યાં રાજાના વેષમાં કોઈ શૂદ્રને એક ગાય તથા એક બળદને તેઓ જાણે અનાથ હોય તેમ હાથમાં દંડ લઈને મારતો પરીક્ષિતે જોયો.

वृषं मृणालधवलं मेहन्तमिव बिभ्यतं ।
वेपमानं पदैकेन सीदन्तं शूद्रताडितं ॥

ધોળા કમળજેવો ધોળો બળદ ભય પામતો હતો ને જાણે ભયથી મૂત્ર કરતો હતો તેને તે શૂદ્ર મારતો હોવાથી બહુ દુઃખાતો ને એક પગપર થરથરતો હતો તેને જોયો.

गां च धर्मदुघां दीनां भृशं शूद्रपदाहतां ।
विवत्सां साश्रुवदनां क्षामां यवसमिच्छतीं ॥

અને ધર્મરૂપ દૂધને દેવાવાળી પણ તે શૂદ્રની પાટુઓવડે વારેવારે હણાતી વાછરડાંના વિયોગવાળી આંસુવાળાં મુખવાળી ભુખથી પીડાયેલ અને તેથી ઘાંસ ખાવા ઈચ્છતી દીન થયેલી ગાય હતી તેને પરીક્ષિતે દેખી.

पप्रच्छ रथमारूढ कार्तस्वरपरिच्छदं ।
मेघगंभीरया वाचा समारोपितकार्मुकः ॥

ધનુષ્ ઉપર બાણ સાંધીને રથમાં બેઠેલા પરીક્ષિતે સોનેરી વેષને ધારણ કરનારા તે શૂદ્રને મેઘના જેવી ગંભીર વાણીથી પૂછ્યું.

कस्त्वं मच्छरणे लोके बलाद् हंस्य बलान् बली ।
नरदेवोऽसि वेषेण नटवत् कर्मणाऽद्विजः ॥

જે જનપદ મારા શરણ નીચે છે તેમાં બળવાળો થઈને નિર્બળને બળથી હણનારો તું છે કોણ? વેષથી તો તું રાજા જેવો લાગે છે પણ તારો તે રાજાનો વેષ માત્ર નટના રાજાજેવો હોય એમ જણાય છે કારણ કે કર્મથી તું દ્વિજ (ક્ષત્રિય) નથી પણ શૂદ્ર છે એવું દેખાય છે.

कस्त्वं कृष्णे गते दूरं सहगांडीवधन्वना ।
शोच्योऽस्य शोच्यान् रहसि प्रहरन् वधमर्हसि ॥

તું છે કોણ? ગાંડીવધનુષ્યવાળા અર્જુનસાથે શ્રીકૃષ્ણ હવે નથી એમ જાણીને ખેદ ઉપજાવવા જેવા નહિ એવાને તું એકાંતમાં ખેદ ઉપજાવે છે તેથી તું પોતે ખેદ ઉપજાવવાજેવો છે અને તેથી તું વધનેજ યોગ્ય છે.

त्वं वा मृणालधवलः पादैर्न्यूनः पदाचरन् ।
वृषरूपेण किं कश्चिद् देवो नः परिखेदयन् ॥

અથવા ધોળા કમળના જેવા બળદના રૂપમાં ત્રણ પગ કપાયેલા અને માત્ર એક

પગવડે ચાલતા તમે તમારી આવી દશાથી અમને ખેદ ઉપજાવનારા શું કોઈ દેવ છો?

न जातु पौरवेन्द्राणां दोर्दंडपरिरंभिते।
भूतलेऽनुपतन्त्यस्मिन् विना त्वे प्राणिनां शुचः॥

આ ભૂતલ જે પુરુકુલના રાજાઓના બાહુબળવડે રક્ષાએલું છે તે ભૂતલઉપર તમારાવિના બીજા કોઈ પ્રાણીનાં આંસુ આવી રીતે કદી પડતાં નથી. એક તમનેજ હું આવું કષ્ટ દેખું છું.

मा सौरभेयानुशुचो व्येतु ते वृषलाद्भयं।
मा रोदीरम्ब भद्रं ते खलानां मयि शास्तरि॥

હે સુરભિના પુત્ર! હવે આંસુ પાડોમાં. આ શૂદ્રથી તમને થયેલો ભય હવે દૂર થાઓ.

હે મા! ખળજનોને શાસન આપનારો હું છુ તેથી હવે તમે પણ રોવોમાં. તમારું કલ્યાણ થાઓ.

यस्य राष्ट्रे प्रजाः सर्वास्त्रस्यन्ते साध्व्यसाधुभिः
तस्य मत्तस्य नश्यन्ति कीर्तिरायुर्भगो गतिः॥

જે રાજાના રાષ્ટ્રમાં અસાધુ પ્રજાવડે સર્વે સાધુપ્રજાને ત્રાસ થાય છે તે રાજમદવાળા રાજાનાં કીર્તિ, આયુષ, ઐશ્વર્ય અને પરલોકની ઊર્ધ્વગતિનો નાશ થાય છે.

एष राज्ञां परो धर्मो ह्यार्तानामार्तिनिग्रहः।
अत एनं वधिष्यामि भूतद्रुहमसत्तमं॥

દુઃખીઓના દુઃખને દૂર કરવું એ રાજાઓનો મુખ્ય ધર્મ છે માટે પ્રાણિઓનો દ્રોહ કરનારા આ નીચ શૂદ્રનો હું વધજ કરીશ.

कोऽवृश्चत् तव पादां स्त्रीन् सौरभेय चतुष्पद।
मा भुवंस्त्वादृशा राष्ट्रे राज्ञां कृष्णानुवर्तिनां॥

હે સુરભિના પુત્ર! હે ચાર પગવાળા! તમારા ત્રણ પગ કોણે કાપી નાંખ્યા? કૃષ્ણ ભગવાનના અનુયાયી રાજાઓના અમારા રાષ્ટ્રમાં તમારા જેવા દુઃખી કોઈ હોજોમાં.

आख्याहि वृष भद्रं वः साधूनामकृतागसां।
आत्मवैरूप्यकर्तारं पार्थानां कीर्तिदूषणं॥

હે વૃષભ! તમારું કલ્યાણ થાઓ તમારાજેવા સાધુ અને નિરપરાધના દેહને આવી રીતે વિરૂપ કરનારો અને એમ કરીને અમે પાર્થ રાજાઓની કીર્તિને કલંક લગાડનારો આ કોણ છે તે કહો.

जनेऽनागस्यघं युंजन् सर्वतोऽस्य च मद्भयं।
साधूनां भद्रमेवस्यादसाधुदमने कृते॥

નિરઅપરાધ મનુષ્યને દુઃખી કરનારાને સર્વબાજુથી મારો ભય થાઓ. એવા અસાધુ મનુષ્યોનું હું દમન કરું તેથી મારા રાષ્ટ્રમાં સાધુ મનુષ્યોને સદા કલ્યાણજ હો.

अनागःस्विह भूतेषु य आगस्कृन्निरंकुशः।
आहर्तास्मि भुजं साक्षादमर्त્यस्यापि सांगदं॥

અહિ મારા રાષ્ટ્રમાં નિરપરાધ પ્રાણિઓપ્રતિ જે નિરંકુશપણે અપરાધ કરે તે સાક્ષાત્ દેવ હોય તો તેનો પણ બાજુબંધસહિતનો હાથ હું કાપી નાંખીશ."

राज्ञो हि परमो धर्मः स्वधर्मस्थानुपालनं ।
शासतोऽन्यान् यथाशास्त्रमनापद्युत्पथानिह ॥

રાજાઓનો આ તો મુખ્ય ધર્મ છે કે તેમણે સ્વધર્મમાં સ્થિતિ કરી રહેનારાઓનું સંરક્ષણ કરવું અને આપત્તિના સમય વિના બીજા જેઓ આડે માર્ગે ચાલનારા હોય તેમને શાસ્ત્રને અનુસરીને દંડ દેવો.

धर्म उवाच

ધર્મ કહે છેઃ—

एतद्वः पांडवेयानां युक्तमार्त्ताभयं वचः ।
येषां गुणगणैः कृष्णो दौत्यादौ भगवान् कृतः ॥

જેમના ગુણગણોવડે શ્રીકૃષ્ણભગવાન્ પોતે દૌત્ય આદિ કાર્યોમાં જોડાયા તે પાંડવોના પુત્રોને તમને દુઃખીને અભય કહેનારું આવું વચન ઘટેજ છે.

न वयं क्लेशबीजानि यतः स्युः पुरुषर्षभ ।
पुरुषं तं विजानीमो वाक्यभेदविमोहिताः ॥

પણ હે રાજન્! જે પુરુષમાંથી દુઃખનાં બીજો ઉત્પન્ન થાય છે તે પુરુષના સંબંધમાં જુદાં જુદાં વચનો હોવાથી તે વચનોવડે મોહિત થયેલા અમે તો તે પુરુષને નિશ્ચયપૂર્વક જાણી શકતા નથી.

केचिद्विकल्पवसना आहुरात्मानमात्मनः ।
दैवं मन्ये परे कर्मस्वभावमपरे प्रभुं ॥

વિકલ્પ કર્યા કરનારાઓમાંના કેટલાક તો પોતાને દુઃખ દેનારો પોતેજ છે એમ કહે છે—બીજાઓ પોતાને દુઃખ દેનારું પોતાનું દૈવ છે એમ કહે છે બીજાઓ પોતાને દુઃખ દેનારું પોતાનું કર્મ છે એમ કહે છે વળી બીજાઓ પોતાને દુઃખ દેનારો પોતાનો વા વિશ્વનો સ્વભાવ છે એમ કહે છે અને બીજાઓ વળી પોતાને દુઃખ દેનારા પરમેશ્વર છે એમ કહે છે.

अप्रतर्क्यादनिर्देश्यादितिकेष्वपि निश्चयः ।
अत्रानुरूपं राजर्षे विमृषस्व मनीषया ॥

હે રાજર્ષે! દુઃખનાં બીજોની ઉત્પત્તિ જેમાંથી થાય છે એવો તે પુરુષ તર્ક તથા નિર્દેશનો વિષય નહિ હોવાથી તમને મેં કહ્યાં તેમાંનું કોઈ અથવા બીજું કોઈ આ પ્રસ્તુત પ્રસંગમાં દુઃખ દેનારું કારણ છે એમ તમે નિશ્ચય કરી શકતા હો તો પ્રસ્તુત પ્રસંગને અનુરૂપ દુઃખનું કારણ તમે તમારી બુદ્ધિથી વિચારી લ્યો.

एवं धर्मे प्रवदति स सम्राड् द्विजसत्तम ।
समाहितेन मनसा विखेदः पर्यचष्ट तं ॥

ધર્મે આમ કહ્યું એટલે હે બ્રાહ્મણ! તે રાજાએ પોતાના મનને સમાહિત કર્યું અને તેથી પછી ખેદરહિત થઈને તે તેને કહે છેઃ—

धर्मं ब्रवीषि धर्मज्ञ धर्मोऽसि वृषरूपधृक् ।
यदधर्मकृतःस्थानं सूचकस्यापि तद्भवेत् ॥

હે ધર્મને જાણનારા! તમે ધર્મજ કહો છો અને જે કોઈ અધર્મ કરનારનું સ્થાન

સમજે તે પણ અધર્મનો ભાગી થાય એમ જાણીને તમે તમને અધર્મ કરનારાનું સ્થાન સમજવતા નથી એટલે કે આ શૂદ્રે તમને અધર્મ કરેલ છે એવું કહેતા નથી તેથી મેં જાણ્યું છે કે તમે વૃષભના રૂપને ધારણ કરનારા સાક્ષાત્ ધર્મ પોતેજ છો.

अथवा देव मायाया नूनं गतिरगोचरा।
चेतसो वचसश्चापि भूतानामिति निश्चय ॥

અથવા પરમેશ્વરની માયાની ગતિ ખરેખર પ્રાણીઓનાં મન અને વચનથી કળી જાતી નથી એવો નિશ્ચય છે.

ધર્મ અને પરીક્ષિત રાજાના સંવાદના ઉપર કહેલાં વચનોનું યથાવત્ મનન કરીને આપણે આપણા આ અનિષ્ટ પ્રસંગના કારણનો આપણી પોતાની બુદ્ધિથી નિશ્ચય કરી લેવાનો છે. પણ તેથી જે ભૂમિમાં આપણો આશ્રમ વસેલો છે તે ભૂમિ ઉપર પોતાનું રાજ્ય છે એવું માનનારા રાજાએ પણ આપણા આશ્રમના સંરક્ષણમાટેના પોતાના સ્વધર્મને વિસારે પાડવો ઘટે નહિ.

તાલુકાના દરબારસાહેબને મળવાથી તથા બીજી રીતે જણાયું છે કે તેઓ પોતાના એ સ્વધર્મને જાણે છે તથા અપરાધીઓને શાસન આપવાના શક્ય સઘળા પ્રયાસો કરી રહેલા છે, પણ પ્રથમ કહ્યું છે તેમ તાલુકો નાનો છે અને અપરાધીઓ જુદી જુદી હકુમતની ભૂમિમાં રહેનારા હોઈને એક વખત તેઓ તાલુકાની હદ છાંડી ગયા પછી તેમને હસ્તગત કરવા કઠિણ છે.

બીજી રીતે ભારતવર્ષની વર્તમાન રાજ્યવ્યવસ્થા વિચિત્ર વર્તે છે એટલે કે આપણાં શાસ્ત્રમાં કહેલી રાજ્યવ્યવસ્થા પ્રમાણેની રાજ્યવ્યવસ્થા વર્તમાનમાં નથી એવી પરિસ્થિતિમાં તાલુકાના કે તાલુકા ઉપર વર્ચસ્વ ધરાવનારી બીજી કોઈ રાજ્યસત્તાના બળ ઉપર આપણા સંરક્ષણમાટે આપણે આશા બાંધી બેસવાથી આપણી તે આશા સફળ થાય એવો સંભવ નથી.

અને स्ववीर्याद्राज्यवीर्याच्च स्ववीर्यं बलवत्तरं।
तस्मात्स्वेनैव वीर्येण निगृह्णीयादरीन् द्विजः ॥

બ્રાહ્મણના પોતાના બ્રાહ્મબળ અને રાજ્યના રાજ્યબળ એ બે બળોની તુલનામાં બ્રાહ્મણનું બ્રાહ્મબળ વધારે બળવાન્ છે માટે બ્રાહ્મણે પોતાના બ્રાહ્મબળવડે જ શત્રુઓનો નિગ્રહ કરવો જોઈએ.

આ મનુસ્મૃતિના વચનને અનુસરીને આપણા બ્રાહ્મબળવડેજ આપણે આપણું સંરક્ષણ કરવાનું છે એમ જાણીને તેની સદા જાગૃતિ રાખવી જોઈએ છે. પણ આ વિશ્વમાં યથાવત્ વ્યવસ્થા રાખી રહેનારા ખરા સમ્રાટ્ શ્રીવિશ્વેશ્વર છે એમ જાણીને આપણા સંરક્ષણનો સર્વ ભાર ખરીરીતે એમનાપર રાખી રહેવામાં ખરુ ડહાપણ છે એવો પણ આપણે નિશ્ચય કરવો જોઈએ.

આપણાં સુકૃતને વશ થઈને એજ વિશ્વેશ્વરે પોતે આપણા સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાનના સ્વરૂપમાં આપણને કૃતાર્થ કરેલાં છે.

એજ વિશ્વેશ્વરે પોતે આપણાં કોઈ દુષ્કૃતને લક્ષમાં લઈને આપણને અત્યંત અનિષ્ટ એવો આ પ્રસંગ દેખાડ્યો છે.

એમ જાણીને શાસ્ત્રની દૃષ્ટિથી આપણે કોઈ દુષ્કૃત ન કરીએ અને સુકૃત સદા

કરતા રહીએ એવા નિશ્ચયવાળા થઈ આપણે એવા આચારવિચારમાં સ્થિત થવું જોઈએ એવો આ પ્રસંગથી ઉપદેશ લઈને આપણે આપણા સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના ઉપદેશને અનુસરી રહેવાના દૃઢ નિશ્ચયવાળા થઈ રહેવું ઘટે છે.

વિશેષમાં આ સંપૂર્ણ વિશ્વ માયાની રચના હોઈને તેમાંનો કોઈ વ્યતિકર ખરો નથી પણ સર્વે વ્યતિકરો મિથ્યા છે.

ખરું ન હોય છતાં જે ખરાજેવુંજ જણાય તે મિથ્યા કહેવાય.

અને મિથ્યા વ્યતિકરથી ખરા હર્ષને કે ખરા ખેદને વશ થવું વિવેકીને ઘટે નહિ એમ જાણી આ અનિષ્ટજેવા પ્રસંગથી પણ ખરા ખેદને વશ થવું આપણને ઘટતું નથી.

એટલુંજ નહિ પણ એકજ વિશ્વેશ્વર પોતે માયાવડે જીવોના રૂપમાં અનેક થયેલા છે તેથી લૂંટારાઓ પણ ખરીરીતે જોતાં વિશ્વેશ્વર પોતેજ છે એમ જાણીને તેમના પ્રતિના વૈરની કોઈ લાગણીને આપણે અવકાશ આપવો ઘટતો નથી.

લૂંટારાઓ પોતાને લૂંટારાના રૂપમાંજ જાણે છે. તેઓ કોઈ પોતાને પોતાના પરમેશ્વર-રૂપે જાણતાજ નથી તેથી તેઓ આપણા પ્રતિ લૂંટનો અનિષ્ટ પ્રસંગ ઉપજાવે તે સંભવે છે.

પણ સર્વે જીવો વસ્તુતાએ વિશ્વેશ્વર છે એવું સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના ઉપદેશથી જાણીતા થયેલા આપણે લૂંટારાઓપ્રતિ પણ વૈરના ભાવને ઉપજાવીએ તે ઘટેજ નહિ.

આપણે તો સર્વથા સર્વપ્રતિ નિર્વૈરજ રહેવું ઘટે.

અને વ્યવહારદૃષ્ટિથી જણાતા અનિષ્ટ પ્રસંગની નિવૃત્તિ અર્થે વ્યવહારની રીતે કરવાના પ્રયત્નને ચિત્તના સમભાવપૂર્વક કરતા રહીએ એજ આપણને માટે ઘટે છે.

———:o:———

## શ્રીકાર્તિકી પૂર્ણિમાનો શ્રીસદ્‌ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ

### ( સ્થળ: શ્રીઆનંદાશ્રમ )

ગત આશ્વિન માસના અંકમાં જણાવ્યા પ્રમાણે કાર્તિક સુદિ તેરશ પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્‌ગુરુપરમાત્માશ્રીના મહાપૂજન મહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્ત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળ પ્રસંગનો લાભ લેવામાટે મુંબઈ તથા ગુજરાત કાઠિયાવાડમાંથી લગભગ બસો બંધુબહેનો આવ્યાં હતાં.

કાર્તિક સુદિ ૧૨ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયતસમયે સૌ ગુરુબંધુઓ અને બહેનો એકત્ર થયાં હતાં, અને શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, એમણે મહાપૂજનમહોત્સવ અને સાધનક્રમસંબંધી આવશ્યક વિવેચન કર્યું હતું.

આધ્યાત્મિક સાધનક્રમની યોજનાપ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, જપ-ધારણાધ્યાન, અધ્યાત્મપ્રવચન, શ્રીઈષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુબહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

કાર્તિક સુદિ ૧૫ ગુરુવારે ૧૦ વાગે પૂજ્યપાદ સદ્‌ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિસનાતનધર્મવિદ્યાલયના શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગળાચરણ કર્યું હતું. ત્યારબાદ શ્રીસદ્‌ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલાતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રી મહારાણીદાસભાઈએ લખેલા ને સદ્‌ગત શ્રી. ઘેલાભાઈ સુંદરજી જામવેચાના સ્મરણાર્થે કુંતિયાણાવાળા સદ્‌ગત સોની પુરુષોત્તમ સુંદરજી જામવેચાવતી તેમના પુત્રોએ છપાવી પ્રસિદ્ધ કરેલા શ્રીઉપદેશ ગ્રંથાવલિના "શૌચ" નામના ૧૦૪મા અંકના કેટલાક ભાગનું તથા પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીપ્રણીત દોહરા "શ્રીનાથસુબોધમાલા"ના કેટલાએક ભાગનું વાચન કર્યું હતું, અવશિષ્ટ ભાગના અંકનું તથા દોહરાનું વાચન પણ અનુકૂળ સમયે કર્યું હતું.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદશ્રીના નિજમંદિરમાં શ્રીઈષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્નભિન્ન બંધુઓએ એકેક કલાક ધૂપદીપસાથે જપ કરવામાં યથાશક્ય લાભ લીધો હતો.

સાધનક્રમના દિવસોમાં નીચેના વક્તાઓએ ભિન્નભિન્ન વિષયોપર વ્યાખ્યાનો કર્યાં હતાં:—

| વક્તાનું નામ | વિષય |
|---|---|
| ૧ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા | મહાપૂજનમહોત્સવ ને સાધનક્રમ |
| ૨ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ | શ્રીઉપદેશગ્રંથાવલિના ૧૦૪મા અંકનું તથા શ્રીનાથસુબોધમાલાનું વાચન. |
| ૩ શ્રી. અમરશી સુંદરજી | અવતારી ગુરુદેવ. |
| ૪ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ | સત્સુખની શોધ. |
| ૫ પં. શંકરશાસ્ત્રી | ધર્મ |
| ૬ પં શ્રીકેશવશર્મા | બ્રહ્મજ્ઞાન |
| ૭ શ્રી. ભાઈશંકર ધનજી દવે | વ્યવસ્થિતસંગઠન, સદ્‌ગુરુપ્રતાપ, તથા શ્રી માણિક્યવર્માની ગુરુસ્થાન પ્રતિની સેવા. |
| ૮ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર | સેવામંડળ. |



શ્રીગુરુપૂર્ણિમાના મહોત્સવના ત્રણે દિવસો દરમ્યાન નીચેના ગૃહસ્થો તરફથી પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવની પાવનસેવામાં થાળ ધરાવવા ઉપરાંત આનંદાશ્રમવાસીઓ તથા મહોત્સવમાં ભાગ લેવા આવેલા સૌ જિજ્ઞાસુ બંધુબહેનોને મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યાં હતાં:—

| | |
|---|---|
| કાર્તિક સુદિ ૧૩ બુધવાર | એક ભક્તજન. |
| કાર્તિક સુદિ ૧૫ ગુરુવાર | શ્રી. શેઠ રવજી દેવજી ગાંધીએ અર્પણ કરેલ રકમના વ્યાજમાંથી હા. શેઠ છગનલાલભાઈ—જામનગર. |
| કાર્તિક વદિ ૧ શુક્રવાર | શ્રી. સદ્‌ગત શેઠ ભાયાલાલ છોટાલાલ ઠક્કર ભાવનગર હા. શેઠ ઈંદુકુમારભાઈ |

મહાપૂજનમહોત્સવપ્રસંગે નીચેની વસ્તુઓ ભેટરૂપે આવેલી છે:—

સદ્‌ગત શેઠ રવજી દેવજી ગાંધી હા. શેઠ છગનલાલ વાલજીભાઈ—જામનગર એમના તરફથી ભોજનમાં વપરાતો સર્વ પ્રકારનો મસાલો, એલચી, કેસર, કપૂર વગેરે.

શ્રી. ચતુરભાઈ આશાભાઈ પટેલ–અમદાવાદ, એમના તરફથી ચાહકોફી નિમિત્તે રૂા. ૨૦] વીશ આવ્યા હતા.

**શ્રીગુરુપૂર્ણિમાને દિવસે ભિન્ન ભિન્ન સ્થળે થયેલ શ્રીસદ્‌ગુરુપૂજનઃ—**

શ્રીઆનંદાશ્રમ–પોરબંદર. શ્રીઆનંદાશ્રમ–મોજીદડ. શ્રીઆનંદાશ્રમ–લીંબુડા. શ્રીઆનંદાશ્રમ–પ્રાંસા. શ્રીઆનંદાશ્રમ–કરાંચી. શ્રીઆનંદાશ્રમ–અમદાવાદ. શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ–મુંબઈ. જંબુસર, આંડળ, સીગામ, દીવા, કુંડલા, જામજોધપુર, સાદરા, કુંતિયાણા વગેરે ભિન્નભિન્ન સ્થળે સૌ ગુરુબંધુઓએ મળીને પૂજ્યપાદશ્રીનું વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું.

———[*]———

## શ્રીઆનંદાશ્રમ–સમાચાર

### [ આશ્વિન માસ ]

**શ્રીસદ્‌ગુરુપૂજનઃ**—ગત આશ્વિન વદિ ૧૧ પૂજ્યપાદશ્રીની પુણ્યતિથિનિમિત્તે પૂજ્યપાદશ્રીનું ષોડશોપચાર વિધિથી પૂજન કરવામાં આવ્યું હતું, અને સૌ આનંદાશ્રમવાસીઓએ શ્રીદક્ષિણામૂર્તિસ્તોત્રનો પાઠ તથા ગીતાપાઠ કર્યો હતા તથા ઉપવાસપૂર્વક વ્રત કર્યું હતું. શરદપૂર્ણિમાને દિવસે તેમજ નૂતનવર્ષારંભના દિવસે પણ પૂજન થયું હતું.

લીંબુડા, મોજીદડ, અમદાવાદ, કરાંચી તથા મુંબઈઆદિ સ્થળોએ પણ આ દિવસે પૂજ્યપાદશ્રીનું મહાપૂજન સૌ ગુરુબંધુઓએ મળી કર્યું હતું.

શ્રીમૃત્યુંજયમંત્રના અનુષ્ઠાનની પૂર્તિ અર્થે શ્રી. મૂળજીભાઈ તુલસીભાઈ પટેલ દીવાવાળાતરફથી મૃત્યુંજયમંત્રનો દશાંશ હોમ તથા સવાલાખ ગાયત્રીજપપુરશ્ચરણની પૂર્તિ અર્થે દશાંશ હોમ અને એક હોમાત્મક નવચંડી તેમના તરફથી કરાવવામાં આવી હતી. તેમજ આનંદાશ્રમવાસીઓ આદિ સૌને આ નિમિત્તે ભોજન આપવામાં આવ્યું હતું.

**મુખ્યભેટઃ**—રૂા. ૧૨–૦–૦ બેન જાનબાઈ ડોસા–રાણાવાવ. રૂા. ૧૦–૦–૦ શ્રી. સોમનાથ હરજીવન–વીલેપારલા. રૂા. ૫૦–૦–૦ શેઠ રાજસી જીવરાજભાઈ–મુંબઈ. રૂા. ૨૫–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૫૦–૦–૦ એક ભક્ત. રૂા. ૧૦–૦–૦ વકીલ આણંદલાલ ગોવિંદજી તરફથી બેન દમયંતીના આત્મકલ્યાણાર્થે.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેકઃ**—ગઢવી ગોવિંદ ભોજા–જાંબુડા. શ્રી. હરજીવન કેશવજી. શ્રી. જટાશંકર જગજીવન–જૂનાગઢ.

**ભોજનઃ**—રૂા. ૧૦–૧૨–૩ વિજયાબહેન લક્ષ્મીશંકર–ધંધુકા. રૂા. ૨૧–૧૫–૦ શ્રી. હરજીવન કેશવજી શાહ–મુંબઈ. રૂા. ૨૩–૩–૬ શ્રી. હરજીવન કેશવજી–મુંબઈ. રૂા. ૧૭–૯–૦ શ્રી. જગમોહનદાસ રમણિકલાલ કેશાણી–મુંબઈ (બે ભોજનના.) રૂા. ૬–૦–૦ નાનીબહેન તે સદ્‌ગત મણિલાલ મગનલાલ ત્રિવેદીનાં વિધવા–અમદાવાદ. રૂા. ૨૫–૦–૦ શ્રી. વામન...વ જટાશંકર–પાટણ–ફલાહાર નિમિત્તે. રૂા. ૨૫–૦–૦ શ્રી. રાજસી જીવરાજ–મુંબઈ.

**થાળઃ**—રૂા. ૧–૪–૦ વકીલ આણંદલાલ ગોવિંદજી–પોરબંદર. રૂા. ૧૫–૦–૦ શ્રી. છગનલાલ શવજી–મુંબઈ (બાર થાળ.) રૂા. ૭–૮–૦ શ્રી. મૂળજી આગજી–કરાંચી આગળના ભોજનના બાકી હતા તે. રૂા. ૨–૮–૦ શ્રી. મૂળજી આગજી–કરાંચી (૨ થાળ.) રૂા. ૫–૪–૦ શ્રી. વ્રજલાલ વનમાળી–દહેણું (૪ થાળના.) રૂા. ૧–૪–૦ ગઢવી ગોવિંદ ભોજા–જાંબુડા

Reg. No. B. 4087.
સને ૧૯૪૩ તા. ૧ ફેબ્રુઆરીથી સેપ્ટેમ્બર



# ॥ श्रीनाथचरितामृत ॥

द्वितीयप्रवाह

પૂજયપાદ સદ્ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીઅનાથરામશર્મા આચાર્યજીના જીવનચરિત્રનો આ બીજો ભાગ છપાઇ ગયો છે. પ્રથમ પ્રવાહજેવી સાઇઝ ને પાંચસોઉપરાંત પૃષ્ઠો છે. લગભગ ૩૦ ચિત્રો છે.

બે હજાર પ્રતિ ખપતાંસુધી એક પ્રતિની કિંમત રૂા. ૦-૧૫-૦ અને પાછલી પાંચસો પ્રતિમાં એક પ્રતિની કિંમત રૂા. ૧-૧૪-૦ રાખવામાં આવી છે.

એક પ્રતિનો ટપાલખર્ચ રૂા. ૦-૧૨-૦ થશે. માટે કે તેથી વધારે પ્રતો રેલવે પાર્સલથી મંગાવવી અનુકૂલ પડશે. રેલવે પાર્સલથી મંગાવતાં એક પ્રતિ દીઠ હાથથી બે આના ખર્ચ આવવા સંભવ છે. રેલવે પાર્સલથી મંગાવનારે કિંમતનાં નાણાં અગાઉથી મોકલી આપવાં જોઇએ.

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. ભીલખા-કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar-India).
आनंदाश्रम

શ્રી૦ ધી ફાર્બસ ગુજરાતી સભા.
ઠે૦ નં. ૩૬૫ વિઠ્ઠલભાઈ રોડ
ઓ૦ ગ્રેસલેન.
મુંબઈ-૪

જે જે બંધુઓપાસે આ દ્વિતીયપ્રવાહનું પુસ્તક આવેલ હોય તેમણે પુસ્તકમાંનાં ચિત્રો અનુક્રમણિકાપ્રમાણે મેળવી જવાં તથા પૃષ્ઠો પણ મેળવી જવાં, ને ઓછાં હોય તો તુરત જણાવવું.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ ભીલખા-કાઠિયાવાડ.

[०]

ધૂન

જય ભવતારક જય સુખ ધામ,

નાથનિરંજન, શ્રીભગવાન્ !

: o :



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।

અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦-માર્ગશીર્ષ [ અંક ૭

## શ્રીનાથપ્રભુપ્રાર્થના

[ લેખકઃ-શ્રી. માલદેવ રાણા-પોરબંદર ]

કોણ ઊતારે ભવપાર, ગુરુ બિન કોણ ઊતારે ભવપાર. ટેક.

ભવસાગરમાં નાવ પુરાણું, હાલકલોલક થાય;
કામ ક્રોધ મદ મોહરૂપી, ત્યાં જળચર જીવ અપાર. ગુરુ બિન૦ ૧

સ્નેહીજનોની સહાય ન દેખું, અકળાવે સંસાર;
ભવાટવીમાં બહુ બહુ ભટક્યો, દીઠો નહિ કંઈ સાર ગુરુ બિન૦ ૨

મન મર્કટને બહુ સમજાવું, બીગડી બાજી સુધાર;
આશાતૃષ્ણા તણા વેગથી, બચી નીકળવું બહાર. ગુરુ બિન૦ ૩

ગુરુદેવની દયાદૃષ્ટિથી, પહોંચાશે ભવપાર;
શરણ સાચું ગુરુદેવ આપતું, ધારું ધીરજ અપાર. ગુરુ બિન૦ ૪

આપ દયાથી નાથ હવે તો, સમજાશે સહુ સાર;
રાણાસુત તો બહુ બહુ વિનવે, સફળ કરો અવતાર. ગુરુ બિન૦ ૫

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીનાથભગવાન્ ]

આત્મા ત્રણ શરીરથી રહિત, અસંગ, અક્રિય, પૂર્ણકામ ને સચ્ચિદાનંદઘન છે એવો વારંવાર વિચાર રાખીને મનને શાંત રાખવાનો પ્રયત્ન કરવો.

સાત્ત્વિકી શ્રદ્ધા, ધર્મપાલનમાં અખંડ ઉત્સાહ, વાણીનિગ્રહ ને પૂર્વાપરનો પૂરો વિચાર કરીને પ્રવૃત્તિ કરવાના સ્વભાવમાં વધારો કરતા રહેશો.

પુરશ્ચરણને લગતું સર્વકામ શ્રદ્ધા, પ્રીતિ, ધૈર્ય, વિવેક ને વ્યવસ્થાથી ચાલતું હશે. શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને સાત્ત્વિકભાવમાં રાખવા સાવધાનતાપૂર્વક પ્રયત્ન ચાલતો હશે.

વાણી જીવાત્માના પ્રતિનિધિરૂપ ગણાય છે માટે તેને બહુ પવિત્ર રાખવા ધૈર્ય ને સાવધાનતાથી પ્રયત્ન કરતા હશો.

શ્રોતાને પ્રિય લાગે એવું, પરિણામે શ્રોતાનું હિત થાય એવું, યોગ્ય પ્રમાણોથી જાણવામાં આવ્યું હોય એવું, કપટવિનાનું ને પરિમિત બોલવું એ વાણીનું તપ છે. મંત્રજપ ને મોક્ષપ્રતિપાદક શાસ્ત્રનો પાઠ પણ વાણીનું તપ ગણાય છે.

કોઇને અપ્રિય લાગે એવું, કોઇનું અપમાન થાય એવું ને શિષ્ટાચારથી વિરુદ્ધ તોછડાઇવાળું ભાષણ સજ્જનો પોતાના તપના નાશના હેતુરૂપ જાણીને કરતા નથી. અંતઃકરણને તથા વાણી આદિ ઇંદ્રિયોને પરમાત્મામાં એકાગ્ર કરવી તે પરમતપ ને પરમધર્મ કહેવાય છે.

મુમુક્ષુએ એ પરમતપનું ને પરમધર્મનું સેવન કરવું જોઇએ. શાસ્ત્ર પણ એમજ કહે છેઃ—

" मनसश्चेन्द्रियाणां च ह्येकाग्र्यं परमं तपः ।
तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते ॥ "

( અંતઃકરણનું ને ઇંદ્રિયોનું જે એકાગ્રપણું તે પરમતપ કહેવાય છે એવી એકાગ્રતારૂપ પરમતપ તે સર્વધર્મોથી શ્રેષ્ઠ પરમધર્મ કહેવાય છે. )

શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષનો આદરયુક્ત વારંવાર સમાગમ કરી મોક્ષશાસ્ત્રનાં પદોવડે તથા તે પદોના અર્થોવડે પોતાની બુદ્ધિને વિશુદ્ધ કરી મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં રહેલા ગુણદોષોનો વિચાર કરવો જોઇએ એમ શાસ્ત્રનું કહેવું છેઃ—

" सत्संगमैः पदपदार्थविशुद्धबुद्धिः कुर्यान्नरः स्वगुणदोषविचारणानि । "

( સત્પુરુષોના સમાગમોથી જેણે પદોવડે ને પદોના અર્થોવડે પોતાની બુદ્ધિને ઘણી શુદ્ધ કરી છે એવો પુરુષ પોતાના અંતઃકરણમાં રહેલા ગુણોનો ને દોષોનો વિચાર કરે. )

જેમ કુશલ વૈદ્ય સૂક્ષ્મદષ્ટિવડે રોગીના રોગને ઓળખી તે રોગને દૂર કરવાનો ઉપાય કરે છે તેમ મોક્ષેચ્છુએ સૂક્ષ્મદષ્ટિવડે પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને જોવા જોઇએ, અને યોગ્ય ઉપાયવડે ક્રમપૂર્વક તે દોષોને નિવૃત્ત કરવા જોઇએ.

( ચાલુ )

—[*]—

| | |
|---|---|
| દિવસની એટલે મંગળવારની રાતે એટલામાંથી ઉપડી જવાના છે વિગેરે. | રીતે પીછો પકડી શકાય ? |
| ૪ અમરેલી ફેડરેશન અમલદારને ખબર દેવામાં આવેલ હતા પણ તેમના તરફથી તો અદ્યાપિ કાંઈ પ્રત્યુત્તર કરવામાં આવેલ નથી. | ૪ ફેડરેશન ઓફિસર સાહેબે ઘટતું કરેલું છે. |
| ૫ લૂંટારાઓ કોણ કોણ છે, લૂંટનો મુદ્દામાલ જે હાથ કરવો એ અશક્ય જેવું છે, લગતા તાલુકા અને સ્ટેટના અમલદારો જાણે છે વિગેરે. | ૫ આ હકીકત બરાબર નથી. |
| ૬ બરવાળા તાલુકો ઘણો નાનો હોવાથી તેની પાસે તેની ફરજનો અમલ થવાની આશા રાખવી નિષ્ફળ છે. | ૬ લેખક આ હકીકત જોયા જાણ્યા વગર લખી છે.<br>બરવાળા તાલુકો એ પાંચમા ક્લાસનો જ્યુરિડિક્શન ભોગવતો તાલુકો છે. વીસ-પચીસ ધાડપાડુઓની સામે થવામાં તાલુકાપાસે પુરતાં માણસો તથા સારાં હથીયારો છે વળી બરવાળા તાલુકો ફેડરેશન સ્કીમમાં બરોડાસ્ટેટ સાથે છે એટલે બરોડાસ્ટેટની મદદ મેળવી શકે છે અને તે તજવીજ પણ થઈ છે. લૂંટના વખતે દિવસે અમરેલી ફેડરેશન પોલીસ સુબા ચૌહાણસાહેબ નામદાર દરબાર સાહેબની માગણીથી નવાગામે આવ્યા હતા, આશ્રમ જોયો હતો અને ત્રણ દિવસ રોકાઈ આજુબાજુ ઘટતી તપાસ કરી હતી. વળી લૂંટ થયાબાદ બુધવારે અમરેલી પોલીસ ઇન્સ્પેક્ટરસાહેબ પણ પોલીસપાર્ટિ સાથે બરવાળા તાલુકાની મદદમાટે નવાગામ આવ્યા હતા, અને રોકાયા હતા તથા લૂંટારાસંબંધે ઘટતી તજવીજ કરી હતી. |

સદરહુ લૂંટના પ્રકરણમાં બનતી સઘળી તજવીજ બરાબર કરવા તાલુકાપોલીસને ખાસ સૂચના અપાણી છે અને પોલીસ તરફથી તેવી તજવીજ ચાલુ છે. જરૂર પડ્યે બરોડા-પોલીસની મદદ મળવા ગોઠવણ થઈ છે.

આ લેખમાં લેખક કેટલીક અતિશયોક્તિ વાપરી છે અને કહેવાસાંભળવા ઉપરથી લખેલું છે. પૂરતો તપાસ કર્યાવગર અને જોયાજાણ્યાવગર આવા કિસ્સામાં પોતાનો મત દર્શાવવો કે હકીકત પ્રસિદ્ધ કરવી વ્યાજબી નથી અને તાલુકાને ઉતારી પાડવા તથા તાલુકાસાથે બદનક્ષીભર્યું આ વર્તન છે તો ભુલ સુધારવા તક આપવામાં આવે છે, અને

તેની સભના આનંદાશ્રમના ટ્રસ્ટીઓ તથા લાગતાવળગતાને આપવામાં આવે છે. આવતા અંકમાં સુધારો કરવામાં નહિ આવે તો ધોરણસર પગલાં લેવામાં આવશે.

ઉપર મુજબ હજુર નં. ૮ તા. ૨-૧૨-૪૩થી ખબર આપવામાં આવે છે.

તા. ૨-૧૨-૪૩ મુ. નવાગામ

વિઠ્ઠલજી નાગજી
મા. ડી. વહીવટદાર."

ગયા અંકમાં ૮૩મે પાને જે લેખ પ્રસિદ્ધ થયો છે તે લેખમાંનું કોઈ લખાણ જાણીજોઈને તાલુકાને ઉતારી પાડવાના આશયથી કે તાલુકાસામે બદનક્ષીનું વર્તન કરવાના આશયથી તો લખ્યું નથીજ. જે કાંઈ લખ્યું છે તે જે કાંઈ જોવાજાણવામાં આવ્યું તેજ લખ્યું છે. એમ છતાં પણ દૃષ્ટિભેદે તાલુકાને લખનારના આશયનો દોષ દેખાય છે તે દોષ ખરેખરો નથી એવું પુરવાર કરવામાટે તાલુકાએ સૂચવેલો ઉપર પ્રમાણેનો સુધારો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ સંબંધમાં પણ આપણાં ધર્મશાસ્ત્રો તો એવું કહે છે કેઃ—

क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणां।
बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः॥

બાળક વૃદ્ધ કે પીડિત મનુષ્યો કોઈ પોતાના કાર્યપ્રસંગથી રાજા ઉપર કદી કાંઈ આક્ષેપ પણ કરે તો તેની રાજાએ ક્ષમા કરી સાંખી લેવા કારણ કે એવા આક્ષેપની ક્ષમા આપી સાંખી લેવામાં રાજાનું હિત રહેલું છે.

यः क्षिप्तो मर्षयत्यार्तैस्तेन स्वर्गे महीयते।
यस्त्वैश्वर्यान्न क्षमते नरकं तेन गच्छति॥

પીડિત મનુષ્યો જે કાંઈ આક્ષેપ કરે તેની ક્ષમા કરીને જે રાજા સાંખી રહે છે તે રાજા તેના તે ઉદાર કર્મના પરિપાકે સ્વર્ગને પામે છે તથા સ્વર્ગમાં પણ મહિમાવાળો થાય છે અને જે રાજા પોતાના ઐશ્વર્યના મદથી પીડિત મનુષ્યોના આક્ષેપોની ક્ષમા નથી કરતો તે તેના સંકોચવાળા કર્મના પરિપાકે નરકને પામે છે.

આથી આપણાં ધર્મશાસ્ત્રોની દૃષ્ટિથી તો કદી એ લેખમાં કાંઈ આક્ષેપ જેવું લખાણ જણાય તોપણ તાલુકાના અધિપતિએ તેની ક્ષમા કરવી. થાય, કારણકે પ્રસ્તુત આખો લેખ પિડિત અવસ્થામાં પીડિત હૃદયે લખાયો છે, એમ કોઈ પણ વાંચનારને પહેલી નજરે જણાઈ આવે એવું છે. અને આપણી અવસ્થા પીડિત થવામાટે તથા આપણું હૃદય પીડિત થવામાટે જે કારણ ઉભું થયેલું છે તે કારણ પણ પ્રસિદ્ધ અને ખરું છે.

આમ છતાં આજના રાજઅમલમાં બહુધા શાસ્ત્રોનોજ આધાર રહેલો નથી. આજ તો આજનાં પ્રસિદ્ધ ધારાધોરણોનો આધાર થયેલો છે. એવી સ્થિતિમાં તાલુકાના રાજા પાસેથી આપણે આપણાં ધર્મશાસ્ત્રોના આધારવાળા વર્તનમાટે આશા કે હક કરી શકીએ નહિ.

અને આપણો તાલુકો આપણી સામે કાંઈ ધારાસર કે ધોરણસર પગલાં ભરે એમ તો આપણે નજ ઇચ્છીએ પણ આપણો તાલુકો આપણી સામે કોઈ વિરોધી લાગણી દીલમાં રાખે એમ પણ આપણે કદી ન ઇચ્છીએ.

આપણો તાલુકો આપણી સામે દીલમાં કોઈ વિરોધી લાગણી તો નજ રાખે પણ આપણામાટે ભલીજ લાગણી સદા રાખી રહે એમજ આપણે તો ઇચ્છીએ. અને આપણે

એમ જે ઇચ્છીએ તે કેવળ આપણી સલામતીના વિચારથીજ ઇચ્છીએ એમ નહિ પણ આપણા પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીમન્નાથભગવાનની એવી ઇચ્છાને અનુસરીનેજ ઇચ્છીએ.

આથી ગયા અંકમાં પ્રસિદ્ધ થયેલા લેખમાં પ્રસિદ્ધ થયેલી જે હકીકત ખોટી છે એમ તાલુકાનું કહેવું છે તેને આપણે ખોટીજ જાણવી અને તેને સ્થાને તે તે હકીકતોનું જે ખરું સ્વરૂપ તાલુકાતરફથી કહેવામાં આવેલું છે તેનેજ આપણે ખરું જાણવું.

તેના પરિણામે ૧ નવાગામનામનું ગામ હાલ થોડો વખત થયાં વસેલું છે એવું નથી પણ સંવત્ ૧૯૯૨ ની સાલમાં વસેલું છે એમ જાણવું. ૨ નવાગામમાં સાદી પોલીસનાં ત્રણચાર માણસો રહે છે એમ નથી પણ રેગ્યુલરપોલીસનો હેડકોન્સ્ટેબલ પણ નવાગામમાં રહે છે તથા હાલ અત્યારે કુલ દશ માણસો હથીયારબંધ રહે છે એમ જાણવું. ૩ લૂંટારાઓનો મંગલવારની રાતે પીછો પકડી ન શકાયો, તે પીછો પકડવા માટે માણસો તથા શસ્ત્રસરંજામની ન્યૂનતાના કારણે ન પકડી શકાયો એમ નથી, પણ એવી બાતમી છેક મંગલવારે સાંજે મળી તેથી રાત્રિના સમયે પીછો પકડી શકાયો નહિ એમ જાણવું. ૪ અમરેલીના ફેડરેશન અમલદારને ખબર દેવામાં આવેલ હતા પણ તેમના તરફથી તો અદ્યાપિ કાંઈ પ્રત્યુત્તર કરવામાં આવેલ નથી એવું નથી પણ ફેડરેશન ઓફિસર સાહેબે ઘટતું કરેલું છે એમ જાણવું. ૫ લૂંટારાઓ કોણ કોણ છે વિગેરે જે હકીકત એ પારિગ્રાફમાં લખેલી છે તે તેમજ છે એવું નથી પણ એ હકીકત બરાબર નથી એમ જાણવું. ૬ અને બરવાળા તાલુકા ઘણો નાનો હોવાથી તેની પાસે તેની ફરજનો અમલ થવાની આશા રાખવી નિષ્ફળ છે એવું નથી પણ બરવાળા તાલુકા પાંચમા કલાસની જ્યુરિસ્ડીકશન ભોગવતો તાલુકા છે તથા વીશ પચીશ સશસ્ત્ર ધાડપાડુઓનો પીછો પકડવામાં પહોંચીવળે એવો છે ઉપરાંત બરોડાસ્ટેટની મદદ તે મેળવી શકે એમ છે તથા તેવી મદદ જરૂર પડયે મેળવવા ગોઠવણ પણ થઈ છે એટલુંજ નહિ પણ તાલુકાની પોલીસને આ પ્રકરણમાં બનતી સઘળી તજવીજ બરાબર કરવામાં સૂચના અપાણી છે અને પોલીસ તરફથી તેવી તજવીજ ચાલુ છે માટે તાલુકાપાસે તેની ફરજનો અમલ કરવાની આશા રાખવી નિષ્ફળ નથી પણ સફળ છે એમ જાણી આપણે આશાવંત થઈએ.

બીજી બાજુ આશ્રમમાં કોઈ કોઈ રાતે પથરા પડવાનો કે એવો કોઈ સંચર થતો રહેવાનું હજી ચાલુજ છે.

એવો છેલ્લો સંચર ગયા કાર્તક વદ ૧૪ ની રાતે જણાયો હતો. આશરે સાડા દશ વાગ્યાના સુમારે આશ્રમના ઉત્તરભણીના દરવાજાના છાપરાપર એક માણસ ચોકીયાતને જણાયો હતો ને બીજાં માણસોનો પગરવ નીચેના બહારના ભાગમાં સંભળાયો હતો. ચોકીયાતે એ વેળા બૈરાંના સ્નાનગૃહની અગાસીપર ચડી બંદૂકનો અવાજ કર્યો હતો તેપરથી માણસો નાસી ગયાં હતાં. એ સમયે દક્ષિણ ભણીના દરવાજા પાસે એક તે દિવાનખાના પાસેના બહારના ભાગમાં બે માણસો પણ એક વિદ્યાર્થીએ જોયાં હતાં તથા તે દોડ્યા ગયા તેની દડબડાટી સાંભળી હતી. એ દરવાજા પાસેના માણસને પગે બેંડેજ વીટેલા હતા ને માથે પાઘડી કાળી હતી એમ પણ વિદ્યાર્થીએ જોયું હતું. બંદૂકનો અવાજ સાંભળી દરબારી પોલિસ આવી હતી ને પગેરું કાઢી પંચાતનામું પણ કર્યું હતું.

———:o:———




॥ ૐ ॥

## શ્રીઆનંદાશ્રમ-કુતિયાણા

સોરઠપ્રાંતમાં આવેલ જૂનાગઢ રાજ્યનો કુતિયાણા એક મહાલ છે અને આ મહાલનું કુતિયાણા મુખ્ય શહેર છે. આ શહેર ભદ્રાવતી અથવા ભાદરનદીને કાંઠે વસેલું છે. જૂનાગઢથી વેરાવળ જતી આગગાડીને પહેલું સ્ટેશન શહાપુર આવે છે. શહાપુરથી સરાડિયાની જુદી ગાડી છે. સરાડિયાથી ગાડા રસ્તે કુતિયાણા આશરે પાંચ માઈલ દૂર છે. અને મોટરખટારા રસ્તે સાત માઈલ દૂર છે, મોટરખટારા રેલવેનાજ છે. એટલે મુસાફરને કુતિયાણાની સીધી રેલ્વે ટિકિટ મળી શકે છે. પોરબંદરથી કુતિયાણા આશરે ૨૬ માઈલ થાય છે પોરબંદર અને કુતિયાણા વચ્ચે ભાડુતી મોટરખટારા ચાલે છે. અહીંના ઘણા માણસો પરદેશ વેપાર ખેડે છે. અને તેથી આ શહેર સમૃદ્ધ દેખાય છે.

આ શહેરનો પૂર્વ દરવાજો ચોપડા દરવાજો કહેવાય છે. આ દરવાજાથી અંદર આગળ આવતાં ચોરાની આંબલી આવે છે. આ આંબલી સામેના ટીંબાપર "ક્ષત્રિયક્ષેત્ર" અથવા ક્ષત્રિયોને વસવાનું સ્થાન આવેલું છે. આ ક્ષત્રિયક્ષેત્રમાં શ્રીઆનંદાશ્રમ-કુતિયાણા આવેલું છે.

ખાંટવાના રહીશ સદ્‌ગત શ્રીમાન્ લાલસિંહ હરિસિંહ ઠાકોર એજન્સી વકીલ હતા. ખીલખાના આચાર્યપ્રવર શ્રીમન્નાથભગવાન્ સાથે તેમનો સમાગમ અને સબંધ ભગવાન્‌શ્રી લીંબુડામાં શિક્ષકપદે બિરાજતા હતા ત્યારથી હતો એટલેકે સંવત્ ૧૯૭૩થી શરૂ થયેલો. તે સમાગમે કેવો અને કેટલો આધ્યાત્મિક સબંધ ઊપજાવ્યો હતો તેની ઝાંખી પૂજ્ય માણિક્ય-વર્માએ સ્વરચિત શ્રીનાથચરિતામૃત પ્રથમ પ્રવાહ અને દ્વિતીય પ્રવાહમાં સારી રીતે કરાવી છે. ખીલખાના સંતશ્રીએ એક પત્રમાં લાલસિંહજીને નીચેના ભાવનું લખેલું—"લાલ એટલે વિશુદ્ધ પ્રેમથી જેમનું હૃદય રંગાયેલું છે એવા સિંહ અને સિંહ જેમ હરિણાદિ પશુઓને નસાડી મૂકે તેમ તમે પણ કામક્રોધાદિને નસાડી નામની સાર્થકતા કરશો" લાલસિંહજીએ વકીલાતના ધંધામાં સારી નામના મેળવી હતી અને વ્યવહાર શોભાવ્યો હતો. કૃપાનાથનું શિષ્યત્વ સ્વીકારી આધ્યાત્મિક માર્ગમાં સુંદર પ્રગતિ કરી શિષ્ય નામને દીપાવ્યું હતું અને આથીજ ખીલખાના યોગેશ્વર અને આપ્તકામ મહાસંત શ્રીમન્નાથપ્રભુએ લાલસિંહજીપરના એક પત્રમાં લખ્યું હતું કે "તમારા ભક્તિયુક્ત હૃદયનું સ્મરણ થતાં ચિત્તવૃત્તિ સંતોષનો અનુભવ કરે છે" શિષ્યહૃદયની યોગ્યતા અને ઉન્નતસ્થિતિનું દર્શન સદ્‌ગુરુશ્રીના શબ્દોમાં થાય છે એટલે વધુ શું લખવું હોય ?

શ્રી. લાલસિંહજી વકીલાતના કામમાટે કુતિયાણા વારંવાર આવતા તેથી પોતાના નિવાસમાટે એક મકાન બંધાવેલું. પૂજ્યપાદશ્રી જ્યારે જ્યારે કુતિયાણામાં સ્થિતિ કરતા ત્યારે ત્યારે આ મકાન પણ તેઓશ્રીના પાવન પાદારવિંદથી પવિત્ર બનતું. આ મકાને લાલસિંહજીના ભક્તહૃદયની પણ ખૂબ ઝાંખી કરેલી તેજ પ્રમાણે તે ભક્તના ભગવાનનાં પણ ઘણીવેળા દર્શન કરેલાં. આ પથ્થરોમાં વાચા હોય તો જગતને આજે કહેત કે એ ભક્ત અને ભગવાન્ કોણ હતા અને કેવા હતા !

એ અનન્યભક્તનું સ્થૂલશરીર તો સંવત્ ૧૯૬૪ના પોષમાસની સુદિ બારશની સાંજરે-જ્યારે ભગવાન્ ભાસ્કર ઉત્તરાયણે પધાર્યા ત્યારે-પડ્યું હતું. છતાં સંવત્ ૨૦૦૦ના

વર્ષના કાર્તિકમાસની વદિ અગીઆરશ અને મંગલવારના સુમંગલદિને કુતિયાણામાંના ક્ષત્રિય-ક્ષેત્રમાંના ઉપરોક્ત મકાને પોતાના પુણ્યોનું ફલ મેળવ્યું. ભક્તહૃદયની કોમલ શુભભાવનાઓને તેના પથ્થરોએ ઝીલી હશે: ભગવાન્‌ના શુભાશિષોને એ પથ્થરોએ ઝીલ્યા હશે: નહિતર ગૃહસ્થોને રહેવામાટે બનેલું મકાન સાધકોને રહેવાનું આનંદાશ્રમ ક્યાંથી બને?

સંવત્ ૨૦૦૦ના વર્ષના કાર્તિકમાસના કૃષ્ણપક્ષની એકાદશી અને મંગલવાર આ મકાનનો મંગલદિન છે-શ્રીઆનંદાશ્રમ-કુતિયાણાનો પાટોત્સવ અથવા સ્થાપના દિન છે. સદ્‌ગત શ્રીમાન્ લાલસિંહના પુત્રપૌત્રોએ એ મકાનની માલિકી અને ભોગવટો છોડી કાયમમાટે એ મકાનને "શ્રીઆનંદાશ્રમ-કુતિયાણા" બનાવ્યું છે ભગવાને ભક્તને આપેલી મીલ્કત એના વંશજોએ એ અનન્ય ભક્તની ભક્તિનો સ્મારકરૂપે ફરી એજ ભગવાન્‌ને ચરણે ધરી છે. જે વસ્તુ જેઓશ્રીની હતી તે વસ્તુ તેઓશ્રીને આપી છે. અને આપનારાઓએ પોતાને પિતૃઋણ અને ગુરુઋણમાંથી અલ્પાંશે મુક્ત કર્યા છે.

આ સ્થાન "શ્રીઆનંદાશ્રમ-કુતિયાણા" કહેવાશે. આ સ્થાનનો મુખ્ય ઉપયોગ પૂજ્યપાદશ્રીનાં પૂજન અર્ચનમાટે તથા કથાશ્રવણમાટે થશે. આ પ્રમાણેનું ટ્રસ્ટડીડ તૈયાર થઈ કુતિયાણા કોર્ટમાં નોંધાઇ ચૂક્યું છે.

"શ્રીઆનંદાશ્રમ-કુતિયાણા" બીલખાના સંતશ્રીના સ્મારકરૂપે ઊભેલાં, શ્રીપોરબંદર, શ્રીબીલખા, શ્રીમોજીદડ, શ્રીલીંબુડા, શ્રીદ્રાફા, શ્રીકરાંચી અને શ્રીઅમદાવાદમાં સ્થપાયેલા આનંદાશ્રમોને પગલે ચાલી-પોતાની યોગ્યતા સિદ્ધ કરે. પૂજ્યપાદશ્રીએ આનંદાશ્રમોમાટેના ટ્રસ્ટડીડમાં જે આજ્ઞાઓ ફરમાવી છે તેને અનુરૂપ આ આનંદાશ્રમ પણ પોતાનું જીવન ઘડે અને એ ભક્તના અમરઆત્માને તૃપ્તિ આપે તથા એ ભક્તના ભગવાનની કૃપામય અમીદૃષ્ટિ મેળવે એવું એ દયાઘન ભગવાન્ પાસે સુનમ્રભાવે પ્રાર્થી વિરમાય છે!

———:0:———

॥ ૐ ॥

જયનાથ

## સાત્વિક દાન

શ્રીવાંકાનેર કાર્તિક વદિ ૧૪ સં. ૨૦૦૦ વાર શુક્રવાર

તા. ૨૬-૧૧-૪૩

પૂજ્યપાદ મહાત્માશ્રી નથુરામશર્મા-આનંદાશ્રમ-બીલખાના માનવંતા ટ્રસ્ટી બંધુઓની સેવામાં.

મુ. આનંદાશ્રમ-નવાગામ પોસ્ટ બીલખા

જયશ્રીસદ્‌ગુરુપરમાત્માપૂર્વક સેવક રાજસી જીવરાજ વાંકાનેરવાળાની વિનતિ કે:—આપણા શ્રીસદ્‌ગુરુદેવની કૃપાથી તેઓશ્રીની પાવનસેવામાં અર્પણ કર્યાની ભાવનાપૂર્વક શ્રીઆનંદાશ્રમદ્વારા નીચે પ્રમાણે પ્રતિમાસે દાન કરવાનો મારો સંકલ્પ આપને નમ્રતાપૂર્વક વિદિત કરવા રજા લઉં છું.

૧ સનાતનધર્મની રક્ષા અને પ્રચારને અર્થે પ્રજાને ઉપયોગી થાય તેવું સરલ ધાર્મિક સાહિત્ય છપાવી વિનામૂલ્યે અથવા સ્વલ્પ મૂલ્યે ફેલાવવામાટે માસિક રૂ. ૨૫) અંકે પચીશ.

૨ વર્તમાનમાં ચાલતા વિશ્વયુદ્ધથી જે ભય, ત્રાસ, અન્નવસ્ત્રની દુર્લભતા આદિ સંકટવડે મનુષ્યો દુ:ખી છે, તેની નિવૃત્તિમાટે આનંદાશ્રમમાં નિત્યપ્રતિ શ્રીદક્ષિણામૂર્તિ નાથપ્રભુ સમક્ષ મૃત્યુંજય આદિ આવશ્યકમંત્રોવડે હોમ કરાવવો. એ હોમના હુતદ્રવ્યમાટે માસિક રૂ. ૧૫) પંદર

આપવા. આશરે એક વર્ષસુધી એ હોમ નિત્યપ્રતિ પ્રાતઃકાળે આશરે અર્ધો કલાક આનંદાશ્રમમાં યોગ્ય બ્રાહ્મણ વ્યક્તિઓ અને વિદ્યાર્થીઓદ્વારા કરાવવો એક વર્ષપછી એ માસિક રકમ સનાતનધર્મના શિક્ષણના વર્ગો ભિન્નભિન્ન સ્થળે ચલાવવાના કામમાં વાપરવી.

૩ પૂજ્યપાદ ગુરુદેવના બીલખાસિવાયના આનંદાશ્રમ શ્રીમોઝદડ, શ્રીપોરબંદર, શ્રીવીંછુડા, શ્રીદ્વારકા, શ્રીકરાચી ને શ્રીઅમદાવાદ એ સ્થળોના પ્રત્યેક આનંદાશ્રમમાં માસિક પાંચ પાંચ રૂા. આપવા તેનો ઉપયોગ નીચે પ્રમાણે થવા વિનંતિ છે.

ક શ્રીમોઝદડ–આનંદાશ્રમમાં એ પાંચ રૂા. ત્યાં ચાલતી શાળાના વિદ્યાર્થીઓ કે જે સનાતનધર્મનું શિક્ષણ મોઝદડ આનંદાશ્રમમાં લે છે, તેને સહાય કે ઉત્તેજન આપવાના કાર્યમાં વાપરવા.

ખ શ્રીઆનંદાશ્રમ–પોરબંદરમાં આપવાના પાંચ રૂા. હાલ તે આશ્રમમાં સંસ્કૃત પાઠશાળા પુત્રોની તથા પુત્રીઓની ચાલે છે તેના પ્રજ્ઞાચક્ષુ શાસ્ત્રી મેઘજીભાઈને તેઓ ત્યાં કામ કરે ત્યાંસુધી તેમને વેતન મળે છે, તે ઉપરાંત સહાયરૂપે આપવા.

ગ શ્રીદ્વારકા–આનંદાશ્રમમાં યોગ્ય પવિત્ર બ્રાહ્મણદ્વારા નાના પાયા ઉપર સંસ્કૃત પાઠશાળા કે સનાતનધર્મશિક્ષણના સંધ્યાદિનો વર્ગ ચલાવવામાટે વાપરવા.

ઘ શ્રીકરાચી–આનંદાશ્રમ અને શ્રીઅમદાવાદ આનંદાશ્રમખાતે પણ એવી ઉપરપ્રમાણેની ધર્મશિક્ષણની યોજના કરવામાટે કે ધર્મપ્રચાર કરવામાટેનું સાહિત્ય ફેલાવવામાટે પાંચ પાંચ રૂા. પ્રતિમાસે આપવા.

ઉપર પ્રમાણે મારા શરીરની હયાતી હોય ત્યાંસુધી મારે આપવાનો વિચાર છે

૪ વળી નીચેની વ્યક્તિઓને પણ આનંદાશ્રમદ્વારા માસિક રકમ આપવાની ધારણા છે.

ક શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા વાકાનેરવાળાને માસિક રૂા ૭) અંકે ૭ આપવા

ખ શ્રી. ત્રિભુવન વિઠ્ઠલજી દવેને માસિક રૂા. ૩) અંકે ત્રણ આપવા.

ગ શ્રી. કૃપાશંકર જયરામ ભટ્ટને માસિક રૂા. ૩) અંકે ત્રણ આપવા.

ઘ ગોંડલતાબે દાળિયાગામવાસી વિધવા બ્રાહ્મણબાઈ જેકુંવર જીવરામ કે જે જોશી અંબાશંકર નાનજીનાં સાળી થાય છે તેને માસિક રૂા. ૧) અંકે એક આપવો.

ઉપરની રકમો મારી તથા લેનાર વ્યક્તિની હયાતીસુધી મારે આપવાની છે એમાંથી એકની ગેરહાજરી થાય તો તે રકમ ન અપાય

જેના તેને મદદના દરમાસે મોકલવાના રૂા. સારૂ ખર્ચ કરવા રૂા ૧ અંકે એક દરમાસે આપવો.

ઉપરના એકંદર રૂા. ૮૪) અંકે ચોરાશીની હુંડી બીલખાના કોઈ વેપારીપાસે લખાવી અમારા ઉપર અમારી મુંબાઈની દુકાને બીડવાની ગોઠવણ કર્યેથી મુંબાઈની અમારી દુકાન તે હુંડી સ્વીકારી લેશે એમ કરવાથી બીલખાના વેપારીપાસેથી આનંદાશ્રમને દરમાસે રૂા. ચોરાશી મળી શકશે.

આ ચોરાશી રૂપિયા આપવાની શરૂઆત શ્રીમદ્‌ગુરુદેવનું પ્રાકટ્ય સુદિ ચોથનું હોવાથી સં. ૨૦૦૦ના માગશર સુદિ ચોથથી થશે તે એવી શરતે કે માગશર સુદિ ચોથે તા. ૧ લી ડિસેમ્બર ૧૯૪૩ હોવાથી ઇંગ્રેજી તારીખ ૧–૧૨–૪૩થી આપવાની શરૂઆત થશે. એવી રીતે ઇંગ્રેજી માસની પેલી તારીખ શરૂ થવાની ગણવા ઠરાવું છું.

રાજસી જીવરાજ સહી દઃ પોતે

તા. ૨૬–૧૧–૪૩ શુક્રવાર વાંકાનેર મુકામે.

તા. ક:—મારી હયાતીબાદ આમાં લખ્યાપ્રમાણેની કોઈ રકમ મારા વંશવારસો આપવા બંધાયેલા નથી. મારી હયાતીસુધી આ વિનતિપત્રમાં લખેલી રકમ મારે આપવાની છે.

મારો આ વિનતિપત્ર સ્વીકારવા કૃપા કરશો.

રાજસી જીવરાજ સહી દ: પોતે

તા. ૨૬–૧૧–૪૩ શુક્રવાર વાંકાનેર મુકામે

———:૦:———

## जयन्तीमहोत्सव

[ લેખકઃ–શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. ]

( ગતાંક ૫ માંથી ચાલુ )

શિવાજી, પ્રતાપ, ગેરીબાલ્ડી, વોશિંગ્ટન, લિંકન જેવા અન્યાય સામે ઝુંબેશ ઉઠાવનાર ઇતિહાસને પાને **વીરનર** તરીકે નોંધાયા છે, અને તેમનાં યશોગાન થયાં છે. દેશમાં પ્રવર્તતા અન્યાય કે જુલમને ટાળવા મથનાર અથવા દેશના સ્વાતંત્ર્યયુદ્ધમાં અગ્રભાગ ભજવનારમાટે આપણે માન દાખવીએ છીએ; તેમનાં યશોગાન કરીએ છીએ; વીરપૂજનમાટે તેમને યોગ્ય માનીએ છીએ; તો પછી વિશ્વભરને વીંટી વળેલી અને પોતાના અભેદ્ય પોલાદી પંજાવડે પ્રાણિમાત્રને ગુંગળાવી રહેલી માયાના કેર સામે સિંહગર્જન કરનાર આનંદાશ્રમના સંતશ્રીની જયંતી ઉજવવા કોણ ન તૈયાર હોય ?

વિશ્વમાં પ્રવર્તતા બધા અન્યાય, બધા જુલમો, બધા દુઃખોના મૂળમાં આ માયા છે. માનવદેહમાં, કુટુંબમાં, જ્ઞાતિમાં, સમાજમાં કે રાષ્ટ્રમાં જણાતાં દુઃખો તો આ મહામાયાની ચિનગારીઓ છે, એક ને ઠારતાં બીજી ઊભી થાય છે અને બીજીને ડાબતાં ત્રીજી ઉપજે છે. સમયમાટે એ અન્યાય, એ જુલમ, કે એ દુઃખ બંધ પડે છે, પરંતુ સદાનેમાટે તેનું નિવારણ થતું નથી. જ્યાં જ્યાં આધિ, વ્યાધિ કે ઉપાધિ દેખાય છે ત્યાં ત્યાં તેના મૂળમાં માયા છે. વિશ્વનાં ત્રણે પ્રકારનાં દુઃખોનું સર્જન માયાશક્તિવડે થાય છે, બ્રહ્મથી અભિન્ન આત્મદર્શનવડે માયાનો બાધ થાય છે અને ત્યારેજ માનવ બધાં દુઃખોથી મોકળો થાય છે, ત્યારેજ તે નિત્યસુખને મેળવે છે. વર્ષોસુધી જગતને આ ઉપદેશ આપનાર શ્રીનથુરામશર્માજીનો આ પ્રાકટ્યદિન છે.

માયાસામેનું યુદ્ધ મોટું છે, વિકટ છે, છતાં સૂક્ષ્મ છે એટલે ઇતિહાસની નજરે પડતું નથી, જુલમગાર સામેનું યુદ્ધ પ્રમાણમાં નાનું ને નહિ જેવું છતાં સ્થૂલ હોવાથી ઇતિહાસને પાને નોંધાય છે. માયાસાથેનાં યુદ્ધમાં પ્રથમ **મન** સાથે લડવું પડે છે, **મનોવિકારસામે** યુદ્ધ ખેલવું પડે છે એટલે એને જીતવામાં દેખાડેલી વીરતા **અગોચર** રહે છે અને તેથીજ ઇતિહાસને પાને સંતપુરુષો વીરનરતરીકે નોંધાતા નથી. આ દષ્ટિએજ સંતજીવનપર **તુલનાત્મકવિચારનો** અભાવ રહે છે, સંતજીવનમાં **વીરતા** જણાતી નથી, **માનવકલ્યાણમાં** તેનો ફાળો જણાતો નથી, દુનિયાના **દુઃખનાશમાં** તેનો ઉપયોગ જણાતો નથી.

ઇતિહાસે નોંધેલાં **સ્વાતંત્ર્યયુદ્ધોમાં** તો અન્યાયી અને જુલમગારોનાં સ્થૂલશરીરનો નાશ સાંભળ્યો છે. એ અન્યાયી મરે છે, તેમાં રહેલો અન્યાય **બીજે** સ્વરૂપે પ્રવર્તે છે, એ જુલમગાર મરે છે, એમાં રહેલો જુલમ **બીજરૂપે** જીવે છે, સંતોના માયાસામેનાં

યુદ્ધમાં અન્યાયી સ્થૂલસ્વરૂપે જીવે છે તેમાં રહેલો અન્યાય મરે છે, તેમાં રહેલી પશુવૃત્તિ નાશ પામે છે, તેમાં રહેલો **અહંભાવ** અને એવું એવું બધું **મલિન** સદાનેમાટે નષ્ટ થાય છે. લૌકિકયુદ્ધમાં લોહીની નદીઓ વહે છે અને મળે છે શું ? અલ્પજીવી સુખ. સંતના યુદ્ધમાં મનવડે, કર્મવડે કે વચનવડે હિંસા થતી નથી છતાં અજ્ઞાનનો નાશ થાય છે; લોહીનું એક ટીપું પડતું નથી છતાં અક્ષયસુખ મળે છે. વગર હિંસાએ સાંપડતી આ **અમર-સ્વતંત્રતા** કોને પ્રિય નથી ?

**વિશ્વવિજેતા** સાચો સ્વતંત્ર હોય છે ખરો ? સાચો વીર હોય છે ખરો ? બહિરદષ્ટિએ સ્વતંત્ર છતાં તે માનવી ઇન્દ્રિયોનો ગુલામ હોય છે, નાની મોટી અનેક પશુવૃત્તિને વશ બને છે. જ્યાંસુધી તેના અંતરમાં અજ્ઞાન છે ત્યાંસુધી તે સ્વતંત્રજેવો છતાં **પરતંત્ર** છે, સુખી જેવો છતાં **દુઃખી** છે. આમ ન હોત તો મુગટ ધરનાર **રાજવી** મુગટમાં શામાટે અશાંતિ જુએ ? રાજવૈભવ છોડી **ભર્તૃહરિ** જેવા શામાટે અરણ્યમાં વાસો કરે ?

તેઓશ્રીના ઉપદેશમાં અવિદ્યાસામે-અજ્ઞાનસામે **આંતરયુદ્ધ** ખેલવાનું સૂચન છે. આવા યુદ્ધપ્રયત્નદ્વારા માનવઅંતરમાં રહેલી પશુવૃત્તિ ટાળી **સાચો** માનવ બની શકે છે. સાચા માનવમાંથી તે દેવ બની શકે છે. તે દેવમાંથી મનુષ્યરૂપે **પ્રભુરૂપ** બની શકે છે. અને છેવટ બ્રહ્મરૂપે સ્થિતિ કરી શકે છે. જીવતાં જીવનાં આંતરવિકાસની ઉપરોક્ત સ્થિતિઓનો અનુભવ કરી શકે છે અને **પરમશાંતિ, પરમસુખ, પરમસ્વતંત્રતા** અનુભવી તે કૃતકૃત્ય થાય છે. આવી ઊંચી સ્થિતિમાં ખીલનાર ખીલખાના **સંત** હતા. એ જીવનને જોઈ બીજાઓ પોતાનું જીવન ઘડી શકતા. જિજ્ઞાસુઓમાટે એ જીવન પરમ **આદર્શરૂપ** હતું.

જગતમાં સમાનતાનો પોકાર કરનારા ઘણા છે. પરંતુ એ ઘોષણા કરનાર કદી કદી કોઈને પોતાની સ્થિતિમાં મૂક્યો સાંભળ્યો છે **સર્વાત્મભાવ**ની ઘોષણા કરનાર ખીલખાના એ મહર્ષિએ તો સૌમાટે અદ્વૈતસામ્રાજ્ય ખુલ્લું મૂક્યું છે. પ્રત્યેક જીવાત્મા તેઓશ્રીના **અભેદ માર્ગ**નો પ્રવાસી બની શકે, પોતાહીની અનુપમ બ્રહ્મદશા પ્રાપ્ત કરી શકે, પ્રત્યેક માનવ એ **અમરસંદેશ**નો વારસદાર બની શકે તે માટે જીવનભર તેઓશ્રીએ પ્રયત્ન સેવેલો અને કેટલાક સુભાગીને એ ઉન્નતપદે પહોંચાડેલા પણ ખરા.

માનવમાત્ર **સદાનેમાટે** દુઃખથી મુક્ત થાય અને **નિત્યસુખ**ને મેળવે એ માટેજ તેઓશ્રીનું જીવન હતું. પ્રવાસદ્વારા, લેખનદ્વારા, વાર્તાદ્વારા અને બોધદ્વારા તેઓશ્રીએ જીવનની છેલ્લી ઘડી સુધી આ કાર્યજ કરેલું. જેમણે જેમણે એ બોધને પોતાના જીવનમાં ઉતાર્યો છે તેમણે તેમણે પોતાનું જીવન **ધન્ય** કર્યું છે. હજુ જેઓ તદનુસાર વર્તશે તેઓ **પરમસુખી** થશે. ( ચાલુ )

——[ * ]——

## કૃપાનાથ સાથે પ્રવાસના સંસ્મરણો

( સંગ્રાહક:—અંબાશંકર ભાઇશંકર ત્રિવેદી-જોરાવરનગર )

નીચેનો પ્રસંગ લગભગ સને **૧૯૧૨-૧૩**ની સાલના સમયનો છે, કુંડલાવાળા સદ્ગત કરુણાશંકર મૂળજી વૈદરાજે કુંડલામાં એક માસ પર્યંત કૃપાનાથની પધરામણી કરાવેલ વખતનો આ પ્રસંગ છે. પોતે બહુ ઉત્સાહી અને પ્રેમાળ હૃદયના હોવાથી પોતાના આપ્તજનને, સંસર્ગમાં આવેલા અગ્રગણ્ય શિષ્યમંડળને તથા પોતાના સગાસંબંધીઓને, જાણે

કે પોતાના ઘરે માંગલિક વિવાહ પ્રસંગ હોય તેવી રીતે આમંત્રણ માટે કંકોતરીઓ (કુમકુમ પત્રિકા) લખી મોકલેલી. આધ્યાત્મિક માર્ગના મારા પ્રથમ માર્ગદર્શક હોઈ મને પણ કંકોતરી લખી મોકલેલી. કંકોતરી મળી કે તુરત મેં બે માસની રજા મંગાવી ને હું કુંડલા આવ્યો. વૈદ્યરાજના સગાસંબંધીઓ તથા અન્ય બહારગામના શિષ્યો પણ આ પ્રસંગનો લાભ લેવા આવ્યા હતા. બહારના શિષ્યમંડળમાં ખાસ કરીને પાટડી દરબારના પુત્ર કેસરીસિંહજી બધાનું ધ્યાન ખેંચતા હતા. તેમનો કૃપાનાથ પ્રત્યે સારો ભાવ હતો. અમુક પ્રસંગ નીકળ્યો તેને ઉદ્દેશીને કૃપાનાથ દરબાર કેસરીસિંહ તરફ દૃષ્ટિ કરી બોલ્યા કે "સંત પુરુષો પાસે લાખો રૂપીયાનો ઢગલો કર્યો હોય પણ હૃદયનો ભાવ ન હોય તો તે ઢગલા પ્રત્યે તેઓ તેમની દૃષ્ટિ પણ કરતા નથી, ભાવ પ્રત્યે તેમની દૃષ્ટિ રહે છે. તેઓ તો ભાવના ભૂખ્યા છે. યોગી પુરુષો શિષ્યના પાપ સંસ્કારો કાગળની પેઠે વાંચી શકે છે. ઉંડાણમાં રહેલા દોષો જોઈ શકે છે. અરે! શિષ્યોની રગેરગને તેઓ જાણતા હોય છે, પણ તેમનું હૃદય એટલું બધું વિશાળ છે કે બધું તેમાં સમાઈ જાય છે. આંખના અણસારે પણ તેઓ બીજાને જણાવતા નથી."

દરબાર કેસરીસિંહે પ્રશ્ન પૂછ્યો કે "જીવન્મુક્ત પુરુષ પોતાનું આયુષ્ય લંબાવી શકે કે નહિ? કૃપાનાથે ઉત્તર આપ્યો કે "જીવન્મુક્ત પુરુષ જો યોગી હોય તો ઉદ્દાલક અને હુતહવ્યની પેઠે સ્વેચ્છાએ પોતાનો દેહ ત્યાગ કરી શકે એટલે પોતાનું આયુષ્ય લંબાવી શકે. જો યોગી ન હોય તો તેમ કરી શકે નહિ, પણ જ્ઞાનીને શરીર સાથે સંબંધ હોતો નથી. તેઓ તો પોતાના આત્મસ્વરૂપમાંજ સદા સ્થિર હોય છે એટલે તેઓ તો પ્રારબ્ધનો ક્યારે ક્ષય થાય અને ક્યારે આ શરીર પડે એમ વાટ જોઈનેજ બેઠા હોય છે.

આ વખતે એક વણિક બાઈ જેની દીકરી ગાંડી થઈ ગઈ હતી તે આવી અને કૃપાનાથને કહેવા લાગી કે "મેં સાંભળ્યું છે કે આપ સમર્થ યોગી છો સર્વ શક્તિવાન્ છો, માટે મારી દીકરી સાજી થાય તેવો ઉપાય બતાવવા કૃપા કરો." કૃપાનાથે કહ્યું કે, "સદા સર્વદા શ્રદ્ધા ફળે છે. સંપૂર્ણ શ્રદ્ધા હોય તોજ આ કાર્ય સિદ્ધ થાય." બાઈએ કહ્યું કે, "મને આપનામાં સંપૂર્ણ શ્રદ્ધા છે. આપ સંકલ્પસિદ્ધ છો માટે મારા ઉપર દયા કરો." કૃપાનાથે કહ્યું કે, "તમારા જૈનધર્મ પ્રમાણે જે સામાયિક (સમ્યક્ધ્યાન) કરો છો તે શ્રદ્ધાભક્તિ પ્રમાણે કર્યા કરજો. ધીરે ધીરે સ્થિતિ સુધરશે. આ બાઈના મગજની સ્થિતિ ધીરે ધીરે બે માસ પછી સુધરી ગઈ હતી.

કુંડલા પછી અમારે લાઠી જવાનું હતું. અસાધારણ વરસાદ પડવાને લીધે રેલવે લાઇન ધોવાઈ ગઈ હતી એટલે અમારે પગરસ્તે વાહનમાં નજીકના સ્ટેશન **લીલીયા** જવાનું હતું. કૃપાનાથે રીગરામમાં જરા વહેલા પ્રયાણ કર્યું. અમે બધા ગાડામાં રવાના થયા. લગભગ સાંજના પાંચ વાગે અમે લીલીયા પહોંચ્યા. ફક્ત એક રાત્રીજ ત્યાં રોકાવાનું હતું. ગામ બહાર હોસ્પિટલ હતી ત્યાં ઉતારો રાખ્યો હતો. ઘણું કરીને દેવશંકરભાઈ ભાવનગરના માજી તાલુકાસ્કૂલ માસ્તરના પુત્ર જ્ઞાતે પ્રશ્નોરા, સંતોષરામભાઈ ત્યાં ડૉક્ટર હતા. રસ્તામાં ઘણો વરસાદ પડવાથી અમે ભીંજાઈ ગયા હતા. ચતુરભાઈને રસ્તામાં સખત તાવ ચઢ્યો. હોસ્પીટલના કમ્પાઉન્ડમાં લગભગ આખું ગામ દર્શનાર્થે આવીને ઉભું હતું.

કૃપાનાથે ડૉક્ટર તરફ દૃષ્ટિ કરી પૂછ્યું "કેમ પ્રસન્ન છો? સંધ્યા વિગેરે બધું બરાબર નિયમિત ચાલે છે?" ડૉક્ટરે કહ્યું "હાજી, સાંજની સંધ્યા કરતો નથી વખત મળતો નથી" પછી ચતુરભાઈ તરફ કૃપાનાથે દૃષ્ટિ કરી ડૉક્ટરને કહ્યું કે "તમારા દરદીની મલાખત લઈ આવો દવા આપવી ઘટે તે આપો" સંધ્યા થઈ રહ્યા પછી કૃપાનાથ તથા ડૉક્ટર બંને સાથે ચતુરભાઈ પાસે ગયા કૃપાનાથને આવતા જોઈ, ચતુરભાઈ પથારીમાંથી ઊભા થઈ ગયા નઈ જવાનુ કહ્યુ એટલે સૂઈ ગયા તાવના ઘેનમાં "બાપા આવ્યા, બાપા આવ્યા" એમ ચતુરભાઈ બબડવા મંડ્યા

ગૌરે નવા જિજ્ઞાસુઓ ગામમાંથી આવવા લાગ્યા હોલ ચીકાર ભરાઈ ગયો. ડૉક્ટરે પ્રશ્ન પૂછ્યો "બ્રહ્મ સાક્ષાત્કારનો અર્થ શું? કોઈ કહે કે મને બ્રહ્મ સાક્ષાત્કાર થયો છે પણ બ્રહ્મ તો નિર્ગુણ નિરાકાર છે હવે નિર્ગુણ નિરાકારનુ પ્રતિબિંબ હોયજ નહિ શાસ્ત્ર કહે છે કે यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह (જ્યાં મન અને વાણી પહોંચી શકતા નથી એવું બ્રહ્મનું સ્વરૂપ છે) તો પછી બ્રહ્મદર્શન કોને થયુ?"

કૃપાનાથે જવાબ આપ્યો 'આકાશ નિર્ગુણ નિરાકાર છે અને કે તે સૂક્ષ્મ દ્રવ્ય ગણાય છે પણ તેનુ પ્રતિબિંબ પડે છે, તેનુ પ્રતિબિંબ હોય છે. પડવો પડવો એ તેનુ પ્રતિબિંબ કહી શકાય સત્ ચિત અને આનંદ એ બ્રહ્મના સ્વભાવો ચિત્તવૃત્તિના અમુક ભાગમાં સ્ફુરે એ બ્રહ્મનુ પ્રતિબિંબ પડ્યું કહેવાય આપણે આપણું મુખ જોઈ શકીએ નહિ પણ અરિસો સામો રાખીએ તો આપણા મુખનુ પ્રતિબિંબ જોઈ શકાય એટલે ઔપચારિક રીતે આપણે આપણુ મુખ જોઈ શકયા એમ બોલાય છે તેવીજ રીતે યોગાભ્યાસ દ્વારા જ્યારે ચિત્ત અત્યન્ત સર્વ પાપ સંસ્કારોથી રહિત અને એકાગ્ર થાય ત્યારે ચિત્તરૂપી શુદ્ધ અરિસામાં બ્રહ્મનુ પ્રતિબિંબ પડી શકે અને તેનો અનુભવ થઈ શકે, એટલે સત્ ચિત અને આનંદ એ ત્રણ સ્વભાવો હૃદયમાં સ્ફુરે એટલે બ્રહ્મનો સાક્ષાત્કાર થયો એમ ઔપચારિક રીતે મનાય છે, એટલે નિદિધ્યાસનો નાશ થાય છે અને આત્મા બ્રહ્મસ્વરૂપે સ્થિતિ કરે છે કોઈ કહે કે હું મારી ખાંધ ઉપર બેઠો એના જેવુ આ છે આતો ચોખ્ખો વદતો વ્યાઘાત દોષ છે (ચાલુ)



## नवां प्रकाशनो

१ સદ્ગુરુશ્રીનુ અન્નપુર્મંદિર — કિં ૦-१-६

લેખક—શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ.

પ્રકાશકો—શ્રી કનૈયાલાલ ચકુલાલ ત્રિવેદી—જોરાવરનગર

તથા

શ્રી નથુરામ લક્ષ્મીરામ—નાકરા

હાલ: રેલાગોવા—(આફ્રિકા)

२ જયંતીમહોત્સવ — કિં ૦-૦-६

લેખક.—શ્રી કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી એ

પ્રકાશકો:-(१) શ્રી ચંદ્રસિંહજી, (२) શ્રી શિવસિંહજી, (३) શ્રી. ભદ્રસિંહજી, (४) શ્રી ઉપેંદ્રસિંહજી, (५) શ્રી નરેંદ્રસિંહજી

# અનુક્રમણિકા



——:૦:——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ઘણું કરતાં વખતે આ આઠમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઉતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા-કાઠિયાવાડ.

——[ૐ]——

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહાસુખીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભુવન-માંગરોળ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઇ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦-પોષ [ અંક ૮

## સંતસમાગમ

રાગ આશાવરી

સંતસમાગમ સાર જગતમાં, સંતસમાગમ સાર. ટેક.
દુર્લભ દેહ મળ્યો માનવનો, ઝટપટ ચેત ગમાર;
સમરથ સંતનું શરણું લઇને, ઉતરો ભવજલ પાર. જગતમાં૦ ૧

વશ ન થાય પ્રભુ અન્ય ઉપાયે, પ્રયત્ન કરોને હજાર;
સંતકૃપાથી દર્શન થાયે, શ્રીમુખવાણી વિચાર. જગતમાં૦ ૨

જૂઠ જગતનો મોહ લજાવે, જણાવે સત્યજ સાર;
સંતસમાગમ તીરથ મોટું, મહિમા જેનો અપાર. જગતમાં૦ ૩

સદ્ગુરુ સંત તો બ્રહ્મસ્વરૂપ છે, સંશય નહિ રે લગાર;
સંત સગુણ છે બ્રહ્મ નિર્ગુણ, વેદવાક્ય ઉર ધાર. જગતમાં૦ ૪

સંતસમાગમે પ્રેમજ પ્રગટે, થાએ સાક્ષાત્કાર;
અનુભવ નારાયણનો કરી લે, સુખ ઉપજે પારાવાર. જગતમાં૦ ૫

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીનાથભગવાન ]

જેમ જીર્ણરોગોનો ઉપાય કષ્ટસાધ્ય ગણાય છે તેમ અંતઃકરણમાં ઘણા સમયથી રહેલા દોષોની નિવૃત્તિ પણ કષ્ટસાધ્ય ગણાય છે. મુમુક્ષુ જો ધૈર્ય, સાવધાનતા ને સદાગ્રહ રાખી સતત પ્રયત્ન કરે તોજ તે પોતાના અંતઃકરણમાં સ્થિર થયેલા દોષોની નિવૃત્તિ કરવા સમર્થ થાય છે.

અસંગ, અવિકારી ને સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં અનાદિ અજ્ઞાનથી, અનાદિ વાસનાથી ને બાહ્યદૃષ્ટિથી આ વિશ્વ પ્રતીત થાય છે તે અસંગાદિ સ્વભાવવાળા બ્રહ્મનો જો સાક્ષાત્કાર કરવો હોય તો મુમુક્ષુએ વિવેકાદિવડે ને શ્રવણાદિવડે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી, તે બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાનનો, શુભવાસનાઓના સેવનવડે અશુભવાસનાનો ને અંતર્મુખવૃત્તિવડે બાહ્યદૃષ્ટિનો નાશ કરવો જોઇએ.

અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કર્યા વિના પોતાનો પ્રાપ્ત વ્યવહાર પવિત્રપણે સેવી શકાતો નથી. અંતઃકરણમાં રહેલા રાગ, દ્વેષ લોભ ને ભયાદિ વિકારો પ્રાપ્તવ્યવહારમાં મલિનતા ઉપજાવે છે, ને મલિનતા બ્રહ્મના જ્ઞાનમાં પ્રતિબંધ કરનારી હોવાથી તે અંતઃકરણમાં બ્રહ્માકારવૃત્તિનો ઉદય થવા દેતી નથી. મુમુક્ષુ જો નિરંતર ઘણામાં ઘણું ધૈર્ય, ઘણામાં ઘણી સાવધાનતા ને ઘણામાં ઘણો સદાગ્રહ રાખે તોજ તે પોતાના પ્રાપ્તવ્યવહારની શુદ્ધિ સાચવી રાખવા સમર્થ થાય છે.

શબ્દાદિ વિષયો ને તે વિષયોની પ્રાપ્તિનાં સાધનો અસત્, નિઃસાર ને દુઃખરૂપ છે એમ પોતાના અંતઃકરણને સ્પષ્ટ સમજાય ત્યારેજ તે અંતઃકરણ તે વિષયોમાં ને તેના સાધનોમાં ઉદાસીનજેવું થાય છે, નહિ તો રાગવડે તે શબ્દાદિ વિષયોનું ને તેનાં સાધનોનુંજ ચિંતન કર્યા કરે છે, પણ બ્રહ્મનું ચિંતન કરતું નથી.

મુમુક્ષુએ શ્રદ્ધાપ્રીતિથી વ્યવહારપરમાર્થને લગતાં શુભકર્મો યથાસામર્થ્ય કરવાં, સુપાત્રે યથાશક્તિ દાન કરવું, વર્ણાશ્રમના ધર્મોનું આદરપૂર્વક પરિપાલન કરવું, ને પરમાર્થની પ્રાપ્તિનાં શ્રવણાદિ સાધનોનું યથાશક્તિ સેવન કરવું, પણ તેમાં કીર્તિની તૃષ્ણા ન ઉપજવા દેવી.

કીર્તિથી લાલસા રાખી જો તે શુભકર્મો કરવામાં આવે તો તે કર્મોવડે તે મનુષ્યના ચિત્તની જોઇએ તેવી શુદ્ધિ થતી નથી, ને તેથી તેની સૂક્ષ્મતા ને એકાગ્રતા નહિ થવાથી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થઇ શકતું નથી.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણને સૂક્ષ્મતમ કરવાનું છે, માટે તેણે શાસ્ત્રોક્ત સ્થૂલકર્મોમાં ઉપયોગ પૂરતો આગ્રહ રાખવો, ને અંતઃકરણને ઉત્તરોત્તર સૂક્ષ્મ કરનાર શાસ્ત્રોક્ત શુભકર્મોમાં વધારે આગ્રહ રાખવો. તેણે પામર ને વિષયી માણસોનો સંગ નજ ચાલે તેટલો મનને વિવેકવૈરાગ્યવાળું રાખીને રાખવો. વળી તેણે પોતાનો પ્રાપ્તવ્યવહાર રાગદ્વેષને વશ રાખી સમભાવવડે ધર્મ તથા મોક્ષને વિરોધ ન આવે એવી રીતે કરવો. (ચાલુ)

———:૦:———

# હિંદુ લામાં સુધારાઓ

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ—વેદાંતભૂષણ ]

ચાલુ મહિનાની છઠ્ઠી તારીખે મુંબઇના લક્ષ્મીબાગમાં બ્રાહ્મણભગિની સમાજના સંમેલન પ્રસંગે કેન્દ્રસરકારની ધારાસભાના સભ્ય શ્રી ગોવિંદ દેશમુખે 'હિંદુ લૉમાં સુધારાઓ' એ વિષયપર બોલતાં નીચે પ્રમાણે કહ્યું હતું:—

"હિંદુ લૉમાં સુધારાઓના પ્રશ્નોમાં પ્રત્યેક હિંદુ સ્ત્રી તથા પુરુષે સક્રિય ભાગ લેવો જોઇએ કારણ કે હિંદુઓનેજ એ પ્રશ્નોના પરિણામની અસર પહોંચે એમ છે.

લગ્નના સંબંધમાં હિંદુ લૉમાં કરવાનો સુધારો અને વારસાની મિલ્કતમાં સ્ત્રીઓના હિસ્સા કે હક્કના સંબંધમાં હિંદુ લૉમાં કરવાનો સુધારો કરવાને હવે ઘણું મોડું થાય છે.

હિંદુ લૉમાં કરવાના સુધારાઓ સઘળા એક સાથે કરીને પછી એક નવો હિંદુ લૉ બહાર પાડવાની વાટ જોવા કરતાં કટકે કટકે એક પછી એક સુધારો બહાર પાડતા રહેવાનું વધારે સારૂં છે કારણ કે આખા હિંદુ લૉનું પુનઃસંસ્કરણ કરતાં ઓછામાં ઓછાં પચાસ વર્ષ પસાર થઇ જાય."

તેમણે પોતે ધારાસભામાં દાખલ કરેલ સગોત્રલગ્નબીલ સંબંધમાં બોલતાં તેમણે કહ્યું હતું કે "આજસુધીમાં જે કાયદો અમલમાં છે તે કાયદા પ્રમાણે જે કુટુંબો જુદા જુદા પ્રાંતમાં રહેતાં હોય અને લોહીના સંબંધથી જેઓ જરા પણ સગપણ સંબંધવાળાં ન હોય તેઓ પણ માત્ર તેઓ એક ગોત્રવાળાં હોવાના કારણે લગ્નસંબંધથી જોડાઈ શકે નહિ. આ સ્થિતિ દૂર કરવાના આશયથી તેઓએ બીલ ધારાસભામાં રજુ કરેલું છે અને હિંદુઓની એકતાની વાતો કરનારાં સર્વેએ એ બીલને આવકાર આપવો જોઇએ."

આ પ્રસંગે સંમેલનના પ્રમુખ ડૉ. ખરે સાહેબે કહ્યું હતું કે "ચાલુ જમાનાને બંધ બેસે એ માટે કાયદાઓમાં સુધારા વધારા કર્યાજ કરવા જોઈએ. હિંદુસ્થાનના ઇતિહાસમાં હિંદુઓના સામાજીક ધારાઓમાં આવા ઘણા ફેરફારો થતા રહેલા છે એવું હરકોઇને દેખાઇ આવે એમ છે."

આર્યાવર્તના આર્યોનું વા હિંદુસ્થાનના હિંદુઓનું જીવન તેમની પ્રાચીન ધર્મપરંપરાની પ્રણાલિવાળું છે. અને તે તેમનાં અફર શાસ્ત્રસિદ્ધાંતોના સુદૃઢ આધારવાળું છે. એમના જીવનનું નિયમન કરવા માટે કે એમની રહેણીકરણીનું નિયમન કરવા માટે કેમ કોઈ નવા ધારા કરવાની અગત્ય નથી તેમ તેમના જીવનક્રમમાટેનાં આધારભૂત ધર્મશાસ્ત્રોમાં કે તેમના સિદ્ધાંતોમાં કોઈ નવા સુધારાવધારા કરવાનો પણ અવકાશ નથી.

આર્યાવર્તના આર્યોનાં વા હિંદુસ્થાનના હિંદુઓનાં ધર્મશાસ્ત્રો સર્વજ્ઞજેવા ઋષિમુનિઓદ્વારા આવિર્ભાવ પામેલાં છે. એ શાસ્ત્રોમાં વા તેમના સિદ્ધાંતોમાં અલ્પ પણ ફેરફાર કરવામાં આવે તો તે આર્યોના હિતને કરનારો નજ થાય પણ અહિતનેજ કરનારો થાય એ દેખીતું છે.

એ ધર્મશાસ્ત્રોએ કહેલું જીવન જીવવામાં જેમની ક્ષતિ થાય તેમને પાછા એ જીવન જીવતા કરવાનો પ્રબંધ કરવો એ રાજ્યનું તેમજ આગેવાનોનું કર્તવ્ય છે.

પણ એ ધર્મશાસ્ત્રોએ કહેલા જીવનથી ભ્રષ્ટ થએલાંઓને અધિક અધિક ભ્રષ્ટ થતા રહેવાની સગવડ રચી દેવા માટેના કાયદા કરવા કે તેવા કાયદાઓમાં સુધારાવધારો કરવા રાજ્યને કે આગેવાનોને અધિકાર નથી.

અનધિકાર કરવામાં આવતી પ્રવૃત્તિનો સામનો કરવા પ્રજાનું ભૌતિક કે નૈતિક બળ ન હોય ને તેથી પ્રજા કદાચ તેનો સામનો ન પણ કરે તેથી રાજ્ય કે આગેવાનો પ્રજાની અવનતિ કરવાના પાપમાંથી છટકી જશે એમ માનવું વૃથા છે.

આ આખું વિશ્વ એક પરમેશ્વરનું સર્જન છે. આ વિશ્વમાંની પ્રત્યેક તથા સઘળી પ્રજા પરમેશ્વરની પ્રજા છે. આ વિશ્વની પ્રત્યેક તથા સઘળી પ્રજા ઉપર એ કારણે ખરૂં રાજ્ય પરમેશ્વરનું છે. અહિં જે કોઈ જીવનું કે જીવોનું રાજ્ય જોવામાં આવે છે તે તેમના પૂર્વપુણ્યોના યોગે પરમેશ્વરે આપેલું હોવાથી જોવામાં આવે છે. એવી રીતે જેઓ કોઈ પ્રજાના આગેવાન થયેલા જોવામાં આવે છે તેઓ પણ તેમના પૂર્વનાં પુણ્યોના યોગે તેમને પરમેશ્વરે પ્રજાના આગેવાન કરેલા હોવાથી પ્રજાના આગેવાન થયેલા હોય છે. પણ એવા રાજાનું તથા આગેવાનોનું એકજ કર્તવ્ય પ્રજાને તેમના શાસ્ત્રોના સિદ્ધાંતને અનુસરતું જીવન જીવતા કરવાનું તથા એવા જીવનને નિભાવી રાખતા કરવાનું છે.

પોતાનું ડહાપણ ડોળી શાસ્ત્રના સિદ્ધાંતોથી તલભારપણ ફરકવાળા નવા કાયદા કરવાનું કે તેવા નવા કાયદાપ્રમાણે તેમના જીવનની દોરવણી કરવાનું તેમનું કોઇનું કર્તવ્ય નથી. છતાં કદી તેવા કોઇ તેવા નવા કાયદા કરે તો પ્રજામાંના જેમનું પુણ્ય લોપ નથી પામ્યું હોતું તેવાઓઉપર તો તેવા કાયદાની અસર પહોંચતીજ નથી પણ જેમનું પુણ્ય લોપ પામ્યું હોય છે તેમના દુર્દૈવને યોગે તેઓ તેવા કાયદાઓને અનુસરીને ઉત્તરોત્તર અવનતિ પામવાના માર્ગમાં હડસેલાઇ જાય છે પણ તેથી તેવા કાયદાઓ કરનારા તેમના તે પાપના પરિપાકે દુઃખી થયા વિના રહે નહિ.

પ્રત્યેક અને સર્વે મનુષ્યોનાં કર્મો અને તેમનાં ફળો ભોગવવાનો જે કાયદો પરમેશ્વરે નિર્માણ કરેલો છે તે કાયદાની કલમો સર્વેએ જાણી તે કાયદામાં પોતપોતાને માટે વિહિત કહેલું કર્મ કરવું અને અવિહિત કહેલું કર્મ ન કરવું એવી રીતનું પોતપોતાના જીવનનું બંધારણ સર્વેએ ગોઠવવું જોઇએ.

મનસ્વી જીવન જીવવાથી કે મનસ્વીરીતે બીજાઓને પોતાની મરજી પ્રમાણેનું જીવન જીવતાં કરવાથી પરિણામે પોતાને દુઃખી થવું પડે તેનો પ્રત્યેકે વિચાર કરવાનો છે.

આર્યાવર્તના આર્યોનો વા હિંદુસ્થાનના હિંદુઓના જીવનક્રમમાં અશાસ્ત્રીય ફેરફાર કરનારા કાયદાઓ આજસુધીમાં અનેક થયાં છે તેમ હજી થયે જાશે તે વર્તમાન પ્રજાના પુણ્યની ન્યૂનતાનું સૂચક છે.

આર્યાવર્તના જે આર્યો વા હિંદુસ્થાનના જે હિંદુઓ તેમના શાસ્ત્રીય પ્રણાલિપ્રમાણેના જીવનથી ભ્રષ્ટ થયેલા છે તથા હજી ભ્રષ્ટ રહેવા માગે છે તેમને માટે કદી નવા કાયદાઓ કરવામાં આવે તે તેવા આર્યો વા હિંદુઓ અને રાજ્ય વા આગેવાનોની પરસ્પરની મરજીની વાત છે.

પણ જે આર્યો વા જે હિંદુઓ પોતપોતાના શાસ્ત્રીય પ્રણાલિના જીવનનેજ વળગી રહેવા માગે તેમની માથે પણ નવા કાયદા લાદવામાં આવે એ તો એક પ્રકારનો રાજ્યનો વા આગેવાનોનો જુલમજ ગણાય.

પશ્ચિમની કેળવણીવડે કેળવાયેલા રાજ્યને તથા પશ્ચિમની કેળવણીવડે કેળવાયેલા આગેવાનોને પૂર્વના શાસ્ત્રોના સિદ્ધાંતો બુદ્ધિમાં ન ઉતરે એ સંગત છે પણ ગમે તેવી કેળવણીવડે

કેળવાયેલા છતાં તેઓ કોઈ સર્વજ્ઞ નથી તેથી તેઓ કોઈ પોતાનું તથા પ્રજાનું ખરૂં હિત જાણી શકે તેના કરતાં સર્વજ્ઞ જેવા ઋષિમુનિઓ વિશેષ જાણી શકે એ દેખીતું છે એમ જાણનારા આર્યો એવા હિંદુઓએ આર્યશાસ્ત્રોના સિદ્ધાંતોથી અલ્પ પણ વિરૂદ્ધજનારા કાયદાઓ કરવા સામે પોતાનો વિરોધ દર્શાવવો જોઈએ.

આર્યાવર્તના આર્યો વા હિંદુસ્થાનના હિંદુઓ સર્વે કોઈ ને કોઇ ઋષિના વંશની પરંપરામાં હોય છે. જે ઋષિની પરંપરામાં જેનો જન્મ હોય તે તે ઋષિના ગોત્રવાળો ગણાય છે. આથી ખરી રીતે એક ગોત્રવાળાઓ લોહીનાજ સબંધથી સગપણ ધરાવનારા ગણાય છતાં એક ગોત્રવાળાઓ લોહીના સંબધથી સગપણવાળા હોતા નથી એવું કેન્દ્રની ધારાસભાના સભ્ય શ્રી દેશમુખ માને છે અને એ સભ્યની દરખાસ્ત ઉપરથી એક ગોત્રવાળાઓ પરસ્પર લગ્ન કરી શકે એવો કાયદો કેન્દ્રની સરકાર પસાર કરવાની છે.

જુદા જુદા પ્રાંતમાં રહેવાથી પણ જાણે સગપણસંબધ નિવૃત્ત થતો હોય તેમ જુદા જુદા પ્રાંતમાં રહેવું એને પણ શ્રી. દેશમુખ લગ્નના કાર્યમાં એક અનુકૂળતા ગણતા હોય એવું જણાય છે. પણ લોહીનાજ સબધથી સગપણસંબધવાળાઓ પણ જુદા જુદા પ્રાંતોમાં રહેતા હોવાનું બને છે માટે જુદા જુદા પ્રાંતોમાં રહેવું એ સગપણસબધમાં કાંઈ પણ ન્યૂનતા કરનારૂ નથી.

કાયદાઓને આધુ જમાનાને બંધબેસતા કરવા જોઇએ એવું શ્રી. ખરેનું કહેવું પણ પોતાના અફર કાયદાઓવાળા આર્યોએ માનવા જેવું નથી.

આર્યોને તેમનાં ધર્મશાસ્ત્રો એ તેમના અફર કાયદાઓ છે. તેમાં કોઈ સમયે કાંઈ ફેરફાર શક્ય નથી. કદી તેમાં કાંઈ ફેરફાર મનસ્વીપણે કરવામાં આવે તે અહિતકરજ નીવડે. એવી રીતે જ્યારે જ્યારે પણ મનસ્વી ફેરફારો કરવામાં આવેલા છે ત્યારે ત્યારે તેનું અહિતકર પરિણામ અનુભવેલુંજ છે. આજની પરિસ્થિતિ એ એવા મનસ્વી કે પ્રમાદથી ઉપજેલા ફેરફારોનુંજ પરિણામ છે એમ પણ હરકોઇને દેખાઈ આવે એવું સુસ્પષ્ટ છે.

આર્યોનો વા હિંદુઓનો જે મોટો ભાગ ૯૭ પોતાના શાસ્ત્રીય જીવનને નિભાવી રાખવાના આગ્રહવાળો છે તેણે જાગૃત થઈ શાસ્ત્રોના સિદ્ધાંતોથી વિરોધી કાંઈ નવા કાયદાઓ થયા હોય તે રદ કરાવવા ને નવા ન થવા દેવા સાવધાન રહેવું જોઇએ. જો પ્રમાદ કરવામાં આવશે તો તેના ફળનો ભોગ કરાવવાના પરમેશ્વરના અચળ કાયદામાંથી પછી કોઈ રીતે બચી શકાય એવું નથી.

લગ્નસંબધથી જોડાવાથી એકતા થતી હોવાનું શ્રીદેશમુખસાહેબનું માનવું પણ અનુસરવા જેવું નથી, લગ્નના સબધથીજ જોડાયેલાઓમાંજ મોટી દુશ્મનાવટ ઉભી થયેલી હોવાના દાખલા ઇતિહાસમાં છે.

મિત્રતા થવી કે દુશ્મનાવટ થવી એ પરસ્પરના અનુકૂળ તથા પ્રતિકૂળ પૂર્વ અને વર્તમાન સંસ્કારો ઉપર અવલંબ રાખે છે.

દેખીતી રીતના કોઈ સગપણસંબધવિનાનાં મનુષ્યોમાં પરસ્પર ગાઢી મૈત્રી હોવાનું દેખાય છે ને સગાંભાઈઓમાં કે ભાઈબ્હેનમાં ગાઢી દુશ્મનાવટ દેખાય છે.

માટે મોટા કહેવાતાઓનાં વચનોને અનુસરવામાં પણ આજ પુખ્ત વિચાર રાખવો ઘટે છે.

——[*]——

રૂ. ૧-૪-૦ શ્રી. જીવણદાસ આણંદરામ-ખીલખા. રૂ. ૧-૪-૦ બેન ગંગાબાઈ-સીંધુડા. રૂ. ૧-૪-૦ શ્રી. લક્ષ્મીશંકર લાલજી-ધોરાજી. રૂ. ૧-૪-૦ ભાઈ ધનસુખરાય, રૂ. ૧-૪-૦ ભાઈ ખટુકલાલ. રૂ. ૧-૪-૦ ભાઈ યશશ્ચંદ્ર હા. શ્રી. વસંતરાય છબીલારામ ઘોળકીયા-પાટણ. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ-ખીલખા. રૂ. ૧-૪-૦ એક ભક્તજન. રૂ. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂ. ૧-૦-૦ વિદ્યાર્થી નાનાલાલ મૂળશંકર-આનંદાશ્રમ. રૂ. ૧-૪-૦ ચિ. સૌ. મધુકાંતા કૃપાશંકર ભટ્ટ-ભાવનગર. રૂ. ૧-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી-ખીલખા. રૂ. ૧૩-૧૨-૦ શ્રી. શેઠ હરગોવિંદદાસ રામજી શાહુકારના આત્મ-કલ્યાણાર્થે પોષ વદિ ૪થી માસ ૧૧ સુધી દરમાસે વદિ ૪ના દિવસે થાળ ધરાવવામાટે. હા. શ્રી. મહાદેવપ્રસાદ-કુંડલા. શ્રી. લાભશંકર ભવાનીશંકર માંકડ-રાજકોટ. શ્રી. સાકરલાલ મણિશંકર-ખંભાત. શ્રી. ચતુર્ભુજ ભીમજી દવે-પોરબંદરવાળાતરફથી અર્પણ થયેલ રકમના વ્યાજમાંથી ભોજન.

**અખંડદીપક:**—રૂ. ૧-૪-૦ શ્રીમતી મણિબેન ચંદારાણા. રૂ. ૧-૪-૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ-માંગરોળ. રૂ. ૧-૦-૦ ક્ષત્રિય જીણાભાઈ આણંદજી-મુંબઈ. રૂ. ૧૧-૮-૦ શ્રી. મહાદેવપ્રસાદ હરગોવિંદદાસ-કુંડલા.

**શ્રીસદ્‌ગુરુપૂજન:**—ગત માર્ગશીર્ષ સુદિ ૧૧ના દિવસે શ્રીગીતાજયંતી નિમિત્તે પૂજ્ય-પાદ કૃપાનાથનું સૌ આનંદાશ્રમવાસીઓએ મળી યથાવિધિપૂજન કર્યું હતું. તેમજ દત્તજયંતી-નિમિત્તે પણ શ્રીસદ્‌ગુરુપૂજન થયું હતું.

**જપાત્મક શ્રીમહારુદ્રયજ્ઞ:**—ગત માગશર વદિ ૪ના દિવસે માહીમનિવાસી ગુરુબંધુ ડૉ. પીરોજશાહ એરચશાહ હાંયવ્રાંય તરફથી આનંદાશ્રમના શાસ્ત્રીઓ અને વિદ્યાર્થીઓદ્વારા જપાત્મક મહારુદ્રયાગનો પ્રારંભ થયો હતો. માગ. વ. ૭ને દિવસે તેની પૂર્ણાહુતિ થતાં વિદ્યાર્થીઓ, ગુરુબંધુઓ ને આશ્રમવાસીઓ મળી આશરે ૧૫૦ બ્રાહ્મણાદિને મિષ્ટાન્ન ભોજન અપાયું હતું. તેમજ યજ્ઞના પાંચે દિવસોમાં પૂજ્યપાદ કૃપાનાથને તેમના તરફથી થાળ ધરાવવામાં આવ્યા હતા.

ભાવનગરનિવાસી રાવસાહેબ શ્રી. મહાશંકર છગનલાલ રાવળે પોતાના માતાપિતાના કલ્યાણાર્થે પૂજ્યપાદ કૃપાનાથને અર્પણ કરેલ રૂ. ૫૦)ના વ્યાજમાંથી આશ્વિન વદિ ૧૧ના દિવસે વિદ્યાર્થીઓને ભોજન આપ્યું હતું, તેમજ પૂ. શ્રીને થાળ ધરાવવામાં આવેલ હતો.

શિહોરનિવાસી શ્રી. ભાઇશંકર ધનજી દવેએ પૂજ્યપાદશ્રીને અર્પણ કરેલ રૂ. ૧૨૫)ના વ્યાજમાંથી આસો વદિ ૧૧ના દિવસે ૨ થાળ ધરાવવામાં આવેલ હતા, ને તેજ દિવસે કુંડલાવાળા શુક્લ વિશ્વનાથભાઈએ અર્પણ કરેલી રકમના વ્યાજમાંથી પણ થાળ ધરાવવામાં આવ્યો હતો.

**શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઇ**-તરફથી વિ. કે:—આપણા પૂજ્યપાદ શ્રીનાથપ્રભુનાં પૂજ્ય પ્રતિમાજીનું તથા પૂજ્ય પાદુકાજીનું ષોડશોપચારવિધિથી પૂજન મહાશિવરાત્રિનિમિત્તે માઘવદિ ૧૩ મંગળવાર તા. ૨૨-૨-૪૪ સવારના ૧૦॥-૧૧॥ (નવો ટાઇમ) અને પાટોત્સવનિમિત્તે ફાગણસુદિ ૫ સોમવાર તા. ૨૮-૨-૪૪ સવારના ૯ થી ૧૦ (નવો ટાઇમ) **માધવભુવન, કાંદાવાડીમાં** થશે, તેથી મુંબઈ તથા પરાંઓમાં વસતા ગુરુબંધુઓને વિનતિ કરવામાં આવે છે કે આ શુભપ્રસંગે સમયસર પધારી પોતાના જીવનને શ્રીનાથપ્રભુના શરણમાં આગળ વધારવા વિશેષ ઉત્સાહી બનાવે.

[*]



# परचुरण भेट

## [ આગશર માસ ]

૫–૦–૦ શ્રી. મગનલાલ કાલાભાઈ
૨–૦–[illegible] [illegible] જીવન કેશવજી
૧–૨–[illegible] [illegible] કાળાવાળા તથા સુમરી-
બેન [illegible]વાળા
૨–૮–૦ [illegible] ભગવાનજી
૫–૦–[illegible] [illegible] કાલિદાસભાઈ
[illegible] આણુભા
[illegible] આનંદાશ્રમમાં ગત
[illegible] પુજનના આવેલા તે હા. શ્રી.
[illegible] મયારામ ભટ્ટ
[illegible] પોપટલાલ હરગોવિંદ
[illegible] માસ્તર–જૂનાગઢ
[illegible] આશ્રમમાં આવેલી ભેટના
હા. [illegible] કરસનદાસભાઈ
[illegible] [illegible] વદિ ૧૨ના કુતિયાણા
[illegible] સ્થાપના થતાં પુજન
[illegible] હા. શ્રી. દયાળસિંહજીભાઈ
[illegible] માતુ પુંજા
[illegible] હા. પ્રેમજી કરસન–જૂનાગઢ
૦–૮–૦ ચૌકભાઈ
૦–૪–૦ શ્રી. ટપુ જેરામનું કુટુંબ
૧૦–૯–૦ અમદાવાદ–આનંદાશ્રમમાં કાર્તિક
માસમાં આવેલી ભેટ હા. જયશંકર
મ. ભટ્ટ
૭–૨–૯ મોઝદડ–આનંદાશ્રમમાં આવેલી
આશ્વિન તથા કાર્તિક ને જયંતી
નિમિત્તે આવેલી ભેટના હા. શ્રી.
કરદત્તભાઈ
૬–૧૨–૦ સાણંદમાં આવેલ પૂજન ભેટના
હા. શ્રી. કાલિદાસ ઈશ્વરભાઈ
૧–૪–૦ શ્રી. લક્ષ્મીશંકર લાલજી–વીરાજી
દત્તજયંતીની ભેટના

૨–૦–૦ શ્રી. આનંદાશ્રમ–બીલખામાં
દત્તજયંતીની પૂજનભેટના
૨–૦–૦ શ્રી. કેશવલાલ મોહનલાલ મહેતા
મુંબઈ
૧–૦–૦ પુ. બ્ર. શ્રી આત્મપ્રકાશજી–ખખરાળ
૧–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦–૬–૦ શ્રીમતી મણિબેન તથા તારા
ચંદારાણા
૧–૦–૦ શ્રી. જટાશંકર રામજી–કુંકા
૧–૨–૦ શ્રીદત્તજયંતીનુ પૂજન થતાં આનં
શ્રમ–બીલખામા ભેટ
૫–૦–૦ નામદાર દરબારશ્રી રાવતવાળા સાહે
બીલખા સ્ટેટ
૧–૦–૦ સ્વામી રાવસાહેબ–મદ્રાસ
૦–૨–૦ પં. રઘુનંદનજા દત્તજયંતીની ભેટ
૦–૮–૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૩–૧૨–૦ કુતિયાણા–આનંદાશ્રમમાં ગતકાર્તિ
પૂનમના ભેટના
૨–૦–૦ શ્રી. લાલજી ઝીણાભાઈ
૧–૦–૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૦–૫–૦ ,, કેશુભાઈ દોલતસિંહજી
૧–૦–૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૧–૦–૦ શુક્લ દયાશંકર પ્રાણજીવન
૦–૬–૦ શ્રી વિઠ્ઠલજી વાલજી–જૂનાગઢ
૧–૦–૦ રા. પીરોજશાહ એરચશાહ તરફ
યજ્ઞારંભ નિમિત્તે.
૧–૦–૦ શ્રી. દયાસિંગજી લાલસિંહજી
૧–૦–૦ ,, માલદેવ રાણાભાઈ
૧–૮–૦ ,, હીરાલાલભાઈ ન્યાલચંદ–બીલખા
૧–૦–૦ ,, ગંગાબેન મૂળજી–સીસુવ
૧–૦–૦ ચાંપરાજપુરના ના. રાણીસાહેબ
૦–૬–૦ પરચુરણ

Reg. No. B. 3087.

સને ૧૯૪૪ તા. ૨૫ જાન્યુઆરી



શ્રીઆનંદાશ્રમ, વ્યવસ્થાપક (પો. બીલખા—કાઠિયાવાડ)
તરફથી
P. O. Bilkha (Kathiawar-India)
આનંદાશ્રમ

## ખેદજનક અવસાન

આ પોષમાસમાં નીચેનાં બંધુબહેનોનાં ખેદજનક અવસાન થયાં છે. પરમદયાળુ પરમાત્મા એ સર્વેના જીવાત્માને શાંતિ અર્પવા અને સદ્દગતનાં કુટુંબીજનોને તેમના વિયોગજન્ય દુઃખમાં સહનશીલતા તથા ધીરજ આપવા કૃપા કરો!

**અમદાવાદનિવાસી શ્રી. જયેષ્ઠારામ નાનાભાઇ ભટ્ટ** જેઓ સ્મોલકોઝ કોર્ટના ભૂતપૂર્વ જડજ હતા ને કચ્છરાજ્યના જ્યુડીશીઅલ આફીસરનાપદે પણ રહેલા. વેદાંતમાં તેઓ પ્રીતિવાળા હતા.

**ભાવનગરનિવાસી** અને જૂનાગઢમાં લાંબો સમયવસેલા **બાબુ સાહેબ શ્રી. ગુલાબરાય અંબાશંકર રાવળ** જેઓ આનંદાશ્રમના આધ્યાત્મિક સાધનક્રમની યોજનામાં ઉત્સાહપૂર્વક રસ લેતા, અને યોગ ને વેદાંતસંબંધી સંસ્કૃત ને અંગ્રેજી ગ્રંથોનું તેમનું અભ્યાસદૃષ્ટિવાળું વિશાળ વાચન હતું.

વાંકાનેરનિવાસી શ્રી. કરશનજી પ્રાણજીવન ઓઝાનાં સૌ. ધર્મપત્ની **શ્રીદાહીબેન** જેઓ પ્રેમાળ ભક્ત હતા.

જામનગરનિવાસી સદ્દગત શેઠ રવજી દેવજીનાં ધર્મપત્ની **શ્રીમાંધીબેન** જેમની આનંદાશ્રમની અનેક સમયની આર્થિકસેવા ને અન્ય દાનપુણ્ય શ્રી. રવજીભાઇના આત્માને સંતોષપ્રદ હતાં.

કરાંચીનિવાસી શ્રી. મીઠાલાલ મૂળજીનાં માતુશ્રી **સુંદરબાઇ** જેઓ પૂજ્યપાદશ્રીના લૌકિક નિવાસવેળા સત્સંગનિમિત્તે આનંદાશ્રમમાં રહેલાં ને આનંદાશ્રમની યોગ્ય સેવા પણ કરતાં.

જૂનાગઢવાળા શ્રી. હરજી ટીડાભાઇ પણ એક સેવાભાવી ભક્ત હતા.

—[*]—

## આનંદાશ્રમમાં પડી રહેલી સોનાની વીંટી

ગત કાર્તિકી પૂર્ણિમાપર આનંદાશ્રમમાં પુસ્તકો વેચવાના ઓરડામાં કોઈની એક સોનાની વીંટી પડી રહેલી છે, જેનું વજન વગેરેની ખાતરી આપી જેમની હોય તેમણે મેળવવામાટે લખવું.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-પોસ્ટ બીલખા-(કાઠિયાવાડ)

—[*]—

વર્ષ ૧૨ મું
માઘ
અંક ૯
સંવત ૨૦૦૦

॥ ॐ ॥

यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः।

यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલા તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્યં પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન.( શ્રીમન્મધુરામશર્મા ), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



—:૦:—

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૨મા વર્ષનો આ નવમો અંક પ્રસિદ્ધ થાય છે, જેથી જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા–કાઠિયાવાડ.

—[*]—

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ–શાંગરોળ–કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ દેવચંદ કાનજીભાઈ, ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦–માઘ [ અંક ૯

## ત્યાગ

રાગ સારંગ–દીપચંદી તાલ

[ સ્વામીશ્રી નિષ્કુળાનંદજી ]

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટિ ઉપાયજી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તે કેમ કરીને તજાયજી. ધ્રુવ.
વેષ લીધો વૈરાગ્યનો, દેશ રહી ગયો દૂરજી;
ઉપર વેષ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂરજી. ૧
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગી મૂળ ન જાયજી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાયજી. ૨
ઉષ્ણ રતે અવનીવિષે, બીજ નવ દીસે બહારજી;
ઘન વરસે વન પાંગરે, ઇંદ્રિય વિષય આકારજી. ૩
ચમક દેખીને લોહ ચળે, ઇંદ્રિય વિષય સંજોગજી;
અણભેટે રે અભાવ છે, ભેટે ભોગવશે ભોગજી. ૪
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથજી;
વણશ્યો રે વર્ણાશ્રમથકી, અંતે કરશે અનરથજી. ૫
ભ્રષ્ટ થયો ભોગ જોગથી, જેમ બગડ્યું દૂધજી;
ગયું ઘૃત મહી માખણથકી, આપે થયું રે અશુદ્ધજી. ૬
પળમાં જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગીજી;
નિષ્કુળાનંદ એ નરનો, વણ સમજ્યો વૈરાગજી. ૭

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીનાથભગવાન્ ]

અંતઃકરણને ઉત્તરોત્તર વધારે સાવધાનતાવાળું, શુભકામ શીઘ્ર કરવાના સ્વભાવવાળું, વિવેકવાળું, વ્યવસ્થાપૂર્વક કામ કરવાના સ્વભાવવાળું, વિનયી, મધુરભાષણ કરવાના સ્વભાવવાળું, ક્ષમાવાળું, અયોગ્ય સ્પૃહાથી રહિત, પ્રામાણિક, ધૈર્યવાળું, પ્રસન્ન ને નિર્ભય રાખવા સર્વદા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

અંતઃકરણની અશુદ્ધિ, સ્થૂલતા ને ચંચલતા દૂર કરવાથી તે અંતઃકરણ પરમપવિત્ર ને સચ્ચિદાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને સમર્થ થાય છે.

પ્રાણિપદાર્થની ખોટી તૃષ્ણારૂપ પરિતાપથી રહિત થયેલું સંતોષી ચિત્ત કોઇપણ દૃશ્ય પ્રાણિપદાર્થથી આત્માનો લેશપણ વાસ્તવિક સંબંધ નથી એવો પરિપક્વ નિશ્ચય કરીને સર્વદા શીતલ રહે છે.

ચિત્તની શીતલતાની પ્રાપ્તિ અનેક શુભકર્મોરૂપ તપના ફલરૂપ મનાય છે. જે મનુષ્યનું ચિત્ત શીતલ થયું હોય તેને આખું જગત્ પણ શીતલ જણાય છે.

મુમુક્ષુને જ્યારે જ્યારે દેહાદિ જડમાં આત્માની ભ્રાંતિનો ઉદય થાય તથા દૃશ્ય પ્રાણિપદાર્થોમાં સત્યપણાની ભ્રાંતિનો ઉદય થાય ત્યારે ત્યારે તેણે ધૈર્ય, સાવધાનતા, ને પ્રીતિથી જડચેતનનો ને નિત્યાનિત્યનો વિચાર કરવો.

શરીર ઇંદ્રિયો ને મનવડે જીવને બ્રહ્મસાક્ષાત્કાર થાય એવાં શાસ્ત્રોક્ત શુભકર્મો કરવાં, પણ તે ત્રણવડે જીવને સંસારમાં ભ્રમણ કરાવનારાં અશુભકર્મો નજ કરવાં.

આત્મામાં દીર્ઘકાલથી પ્રતીત થતા કર્તાપણું તથા ભોક્તાપણું આદિ સાંસારિક ધર્મો બ્રહ્મના પરોક્ષજ્ઞાનથી દૂર થતા નથી, પણ બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથીજ આત્મામાંથી તે કલ્પિત સાંસારિકધર્મો દૂર થાય છે.

બ્રહ્મનું દૃઢ અપરોક્ષજ્ઞાન પણ અંતઃકરણની એક વૃત્તિરૂપ છે. એ વૃત્તિનો ઉદય થયે મોટી ઇંદ્રજાલરૂપ સમગ્ર દૃશ્યપ્રપંચ મિથ્યા પ્રતીત થાય છે. એ વૃત્તિ પણ દૃશ્યપ્રપંચની અંતરજ હોવાથી દૃશ્યપ્રપંચનો બાધ કર્યા પછી તે પોતે પણ બાધ પામે છે. જેમ ગાંધર્વશાસ્ત્રના અભ્યાસના પરિપાકથી તે અભ્યાસી મનુષ્યના ગાંધર્વશાસ્ત્રના સંસ્કારવાળા અંતઃકરણને ષડ્જાદિ સ્વરોનો સાક્ષાત્કાર થાય છે તેમ શ્રવણ, મનન ને નિદિધ્યાસનના પરિપાકવડે વિવેકાદિવાળા ને પોતાના સદ્ગુરુના ભક્ત મુમુક્ષુના વેદાંતના સંસ્કારવાળા અંતઃકરણને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

પોતાના ત્રણ દેહોને કલ્પિત સમજી તેને સત્તાસ્ફૂર્તિ આપનારા સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા આત્માનેજ તમે પોતાનું વાસ્તવિકસ્વરૂપ સમજો, અને બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા નામરૂપક્રિયાત્મક સર્વ જગતનો વિવેકવડે બાધ કરી તેને સત્તાસ્ફૂર્તિ આપનાર અસંગ, અવિકારી, પૂર્ણકામ, વિભુ ને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જાણો. આમ સર્વ દૃશ્યનો બાધ કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાથી તમે કૃતાર્થ થશો. (ચાલુ)

# શ્રીસનત્સુજાતીયમ્

(શ્રીશાંકરભાષ્યસમેત)

[અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ]

(અનુસંધાન અંક ૪ થાના પૃષ્ઠ ૫૪થી)

उभौ लोकौ विद्यया व्याप्य याति तदाहुतं चाहुतमग्निहोत्रम् ।
मा ते ब्राह्मी लघुतामादधीत प्रज्ञानं स्यान्नाम धीरा लभन्ते ।
योगिनस्तं मपश्यन्ति भगवन्तं सनातनम् ॥ १७ ॥

બ્રહ્મજ્ઞાની પુરુષે જો તેના ગૃહસ્થ આશ્રમની અવધિપર્યંત વિધિપૂર્વક અગ્નિહોત્ર હોમ્યું ન હોય એટલે કે વિધિપૂર્વક અગ્નિનું આધાન કરી તેમાં વિધિપ્રમાણે નિત્ય તથા નૈમિત્તિક હોમ કરેલો ન હોય તો તેના મરણપછી તેને સ્વર્ગલોકની પ્રાપ્તિ ન થાય એમ તમે જાણતા હો તો તે ખરું નથી. બ્રહ્મજ્ઞાની પુરુષ તેની બ્રહ્મવિદ્યાના બળથી મરણપછી આ લોકને તેમજ સ્વર્ગલોકને વ્યાપીને રહેલા બ્રહ્મમાં અવસ્થાન કરી રહેલો હોય છે તેથી તેણે જીવતાં સ્વર્ગની પ્રાપ્તિ કરાવનારું અગ્નિહોત્ર હોમ્યું ન હોય તોપણ તેની બ્રહ્મવિદ્યાના બળે તેનાં મરણપછી તેનું અગ્નિહોત્ર હોમેલું થાય છે એટલે કે જેણે અગ્નિહોત્ર હોમ્યું હોય તેને તેના મરણપછી તેનું સ્વર્ગની પ્રાપ્તિરૂપ જે ફલ થાય છે તે અગ્નિહોત્ર ન હોમનાર બ્રહ્મજ્ઞાનીને તેની બ્રહ્મવિદ્યાના બળે થઈ રહે છે. પણ અગ્નિહોત્ર હોમનારો બ્રહ્મના જ્ઞાનવિનાનો પુરુષ તેના મરણ પછી તેના અગ્નિહોત્રના બળે જ્યારે અહિંથી સ્વર્ગલોકમાં જાય છે ત્યારે પછી તે આ લોકમાં હોતો નથી જ્યારે અગ્નિહોત્રવિનાનો બ્રહ્મજ્ઞાની પુરુષ તેની બ્રહ્મવિદ્યાના બળે તેના મરણ પછી સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહેલો હોય છે કારણ કે વસ્તુતાએ તે બ્રહ્મરૂપ થયેલો હોય છે અને બ્રહ્મ સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહેલું હોવાથી બ્રહ્મજ્ઞાની પુરુષ પણ સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહેલો હોય છે તેથી તે સ્વર્ગલોકને પણ વ્યાપીને રહેલો હોય છે તેમ તેજ સમયે આ લોકને પણ વ્યાપીને રહેલો હોય છે. તાત્પર્ય કે અગ્નિહોત્ર હોમનારો બ્રહ્મના જ્ઞાનવિનાનો પુરુષ તેના અગ્નિહોત્રના બળે તેના મરણપછી સ્વર્ગલોકમાં જાય છે અને અગ્નિહોત્ર નહિ હોમનારો બ્રહ્મજ્ઞાની પુરુષ તેની બ્રહ્મવિદ્યાના બળે તેના મરણ પછી આખા સ્વર્ગલોકને વ્યાપીને રહે છે પણ અગ્નિહોત્ર હોમનારો બ્રહ્મના જ્ઞાનવિનાનો પુરુષ તેના મરણપછી આ લોકમાં હોતો નથી જ્યારે બ્રહ્મજ્ઞાની પુરુષ તેના મરણપછી આ લોકને પણ સર્વત્ર વ્યાપીને રહેલો હોય છે એમ બ્રહ્મજ્ઞાની પુરુષે અગ્નિહોત્ર ન હોમ્યા છતાં તેના ફળનો તેની સંપત્તિમાં સમાવેશ થાય છે.

એવી રીતે બ્રહ્મના જ્ઞાનની ઇચ્છાપૂર્વકની તપશ્ચર્યાના બળે જિજ્ઞાસુ પુરુષ તેના મરણપછી બ્રહ્મલોકમાં જાય છે અને બ્રહ્મજ્ઞાની પુરુષ તેના મરણ પછી

બ્રહ્મલોકમાં જઈ શકતો નથી એમ તમારું જાણવું હોય તો તે પણ ખરું નથી. બ્રહ્મજ્ઞાની પુરુષ તેની બ્રહ્મવિદ્યાના બળે બ્રહ્મરૂપ થયેલો હોય છે અને બ્રહ્મ સંપૂર્ણ-સર્વ લોકોને વ્યાપીને રહેલું હોવાથી બ્રહ્મજ્ઞાની પુરુષ પણ તેના મરણ-પછી સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહેલો હોય છે તેથી બ્રહ્મના જ્ઞાનની ઇચ્છાવાળી તપશ્ચર્યાના ફળનો પણ તેની સંપત્તિમાં સમાવેશ થઈ જાય છે એટલુંજ નહિ પણ અગ્નિહોત્રી પુરુષ તેના મરણપછી અગ્નિહોત્રના બળે જ્યારે સ્વર્ગના એક દેશમાં જઈને રહે છે ત્યારે બ્રહ્મજ્ઞાની પુરુષ તેના મરણપછી સ્વર્ગના તથા આ લોકના સંપૂર્ણ દેશમાં વ્યાપીને રહે છે તેમજ તપશ્ચર્યાના બળે જ્યારે પુરુષ મરીને બ્રહ્મલોકના એક દેશમાં જઈને રહે છે ત્યારે બ્રહ્મજ્ઞાની પુરુષ બ્રહ્મલોકના સંપૂર્ણદેશમાં વ્યાપીને રહે છે.

એવી રીતે બ્રહ્મજ્ઞાની પુરુષ તેના મરણપછી બ્રહ્મલોકમાંજ જાય છે એમ તમે જાણતા હો તો તે પણ ખરું નથી. બ્રહ્મજ્ઞાની પુરુષ તેની બ્રહ્મવિદ્યાના બળે બ્રહ્મરૂપ થયેલો હોય છે તેથી તેના મરણ પછી બ્રહ્મ જેમ સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહેલું હોય છે તેમ તે પણ સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહેલો હોય છે. કોઈ અમુકજ લોકના અમુક એક દેશમાંજ તેની સ્થિતિની સંભાવના થઈ શકે નહિ. કોઈ અમુકજ લોકના અમુક એક દેશમાંજ જવું વા રહેવું એ સશરીર એવા જીવરૂપમાં સંભવવાળું થાય પણ અશરીર એવા બ્રહ્મસ્વરૂપમાં તેવો સંભવ થાય નહિ. આથી જીવની પેઠે બ્રહ્મજ્ઞાની પુરુષ પણ બ્રહ્મલોકના કોઈ અમુક એક દેશમાં જઈ રહે છે એવી સંભાવના શક્ય ન થાય. બ્રહ્મજ્ઞાની પુરુષ તો સંપૂર્ણ સર્વ લોકોને એકી સમયે વ્યાપીને રહે છે અને છતાં વસ્તુતાએ તો કોઈ લોકને કે લોકના કોઈ દેશને વ્યાપીને રહેલો હોતો નથી કારણકે બ્રહ્મના અજ્ઞાન સમયેજ સંપૂર્ણ સર્વ લોકોની પ્રતીતિ થાય છે બ્રહ્મના જ્ઞાન સમયે કોઈ લોકની પ્રતીતિજ હોય નહિ તેથી ઉપરમાં સંપૂર્ણ સર્વ લોકોને બ્રહ્મ તથા બ્રહ્મજ્ઞાની પુરુષ વ્યાપીને રહેલ હોય છે એમ જે કહેલું છે તે પણ બ્રહ્મના અજ્ઞાનસમયે જીવને જણાતા લોકોની અપેક્ષાએ કહેલું છે. આવી સ્થિતિમાં બ્રહ્મજ્ઞાની પુરુષ તેના મરણપછી બ્રહ્મલોકમાંજ જાય છે એમ જાણીને તમારી બ્રહ્મવિદ્યાના ગૌરવને તમે ઓછું કરશોમાં.

प्रज्ञानं ब्रह्म । એ શ્રુતિવચન શરીરમાં પોતાપણું જાણનારો અને તેથી સશરીરરૂપવાળો જીવ વસ્તુતાએ તેવો જીવ નથી પણ અશરીર બ્રહ્મ છે એવો સ્પષ્ટ ઘોષ કરે છે. એ શ્રુતિવચનને પ્રમાણ જાણીને બ્રહ્મજ્ઞાની પુરુષ એક દેશમાં રહેનારો સશરીરરૂપવાળો જીવ મટીને સર્વવ્યાપક અશરીર બ્રહ્મ થાય છે એમજ જાણવું જોઇએ અને તેથી સશરીરરૂપવાળા જીવની દૃષ્ટિનો અનુવાદ કરીને બ્રહ્મજ્ઞાની પુરુષ સંપૂર્ણ સર્વ લોકોને વ્યાપીને રહે છે એમ કહી શકાય. વસ્તુતાએ તો લોકોની તથા અન્ય સર્વ કલ્પનાઓનું મૂળ માયા હોવાથી કોઈ કલ્પના ખરી નથી તેથી બ્રહ્મ જેમ પોતાના સ્વરૂપમાંજ વ્યાપીને રહેલું હોય છે તેમ બ્રહ્મજ્ઞાની પુરુષ પણ તેના

સ્વસ્વરૂપમાજ અવસ્થાન કરી રહેલ હોય છે.

પણ સશરીર એવા જીવરૂપની દૃષ્ટિમાં જણાતા આ સંપૂર્ણ વિશ્વથી નિરપેક્ષ એવા અશરીર બ્રહ્મના વસ્તુસ્વરૂપની લક્ષણા જીવને થવી કઠિણ હોવાથી ઘણી ધીરજવાળી ને સૂક્ષ્મ તથા પવિત્ર બુદ્ધિવાળોજ કોઇ બ્રહ્મના વસ્તુસ્વરૂપને જાણી તથા પામી શકે છે સર્વેને તે સહજ સુલભ નથી તેથીજ બ્રહ્મના તથા બ્રહ્મજ્ઞાની પુરુષના સ્વરૂપ આદિના સંબંધમાં વિવિધ વાદોને અવસર થાય છે. ખરી રીતે તેમાં કોઈ વાદને ખરો અવસર નથી. શ્રુતિ એકજ તેમાં પ્રમાણ જાણવું જોઇએ

શ્રુતિનેજ તેમાં પ્રમાણ જાણીને પણ જેઓએ બ્રહ્મને પામવાના શ્રુતિએ કહેલા યોગને સાધેલો હોય છે તેઓજ તે સનાતન તથા સ્વયંસમર્થ એવા બ્રહ્મના વસ્તુસ્વરૂપને જાણે છે બીજાઓ તેને જાણી શકતા નથી

श्रीशांकरभाष्यम् ।

किं चोभाविति ।

અને વળી ઉભૌ૦ એમ આ શ્લોકવડે અધિક કહેવાનું કહે છે

उभौ लोकाविहपरौ विद्यया ब्रह्मात्मविषयया व्याप्य याति । तत्पूर्णानंदं ब्रह्म ।

બંને લોકોને એટલે આ લોકને તથા પરલોકને જીવનો આત્મા બ્રહ્મ છે એમ કહેનારી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિવડે વ્યાપીને પુરુષ સંપૂર્ણ સુખસ્વરૂપ બ્રહ્મ થાય છે.

यस्मादुभौ लोकौ विद्यया व्याप्य याति तस्मादनाहुतं चाग्निहोत्रमनेनात्मज्ञानेनाभिमुख्येन हुतं भवति ।

જેથી પુરુષ મરણપછી આ લોકને તથા પરલોકને એમ બંને લોકોને બ્રહ્મવિદ્યાવડે વ્યાપીને રહેલા બ્રહ્મસ્વરૂપમાં અવસ્થાન કરે છે તેથી પરલોકની પ્રાપ્તિ કરાવનારું અગ્નિહોત્ર તેણે જીવતાં નહિ હોમેલું છતાં આ બ્રહ્માત્મજ્ઞાનવડે મુખ્યપણે હોમેલું થાય છે

सर्वमग्निहोत्रादिकं कर्मफलं चानेनैव संपादितं भवतीत्यर्थः ।

અગ્નિહોત્ર હોમવા આદિ સર્વે કર્મોનું ફલ આ બ્રહ્માત્મજ્ઞાનવડે સાંપડેલું થાય છે એમ એનો અર્થ છે

यस्मादुभौ लोकौ विद्यया व्याप्य याति यस्मादनाहुतमग्निहोत्रं चाहुतं भवति तस्मान्मा ते ब्राह्मी ब्रह्मविषया विद्या लघुतां मर्त्यभावं कर्मवदादधीत न करोतु ।

જે કારણથી બ્રહ્મવિદ્યાવડે પુરુષ મરીને બંને લોકને વ્યાપીને રહેલા બ્રહ્મમાં અવસ્થાન કરે છે, તથા જે કારણથી ઉપર કહ્યા પ્રમાણે નહિ હોમેલું અગ્નિહોત્ર પણ સારી પેઠે હોમેલું થાય છે તે કારણથી બ્રાહ્મી એટલે બ્રહ્મને વિષય કરનારી બ્રહ્મવિદ્યાવડે પુરુષ મરીને બ્રહ્મલોકમાં જાય છે એમ બ્રહ્મવિદ્યાનું જીવની દૃષ્ટિએ ઉંચામાં ઉંચા ગણાવા જેવા પરલોકમાં જવારૂપ ફળ પણ જે વાસ્તવિક રીતે બ્રહ્મમાં અવસ્થાન પામી અમર થવા રૂપ ખરા ફળથી નીચું છે તેનેજ છેવટનું ફળ માની લેવાથી થતો બ્રહ્મવિદ્યાનું ગૌરવ ઓછું થવાનો અસ ભને થાઓમાં કારણકે જીવદૃષ્ટિથી ઉંચામાં ઉંચા

**એવા બ્રહ્મલોકમાં જવાનું પણ ફળ બ્રહ્મવિદ્યાનું નથી પણ કર્મનું છે.**

अपि तु प्रज्ञानं तमसः परं परमात्मानमात्मत्वेन संपादयतु।

અને બ્રહ્મવિદ્યાનું ફળ તો જીવનું વાસ્તવિક આત્મસ્વરૂપ જે અજ્ઞાનવાળ જીવથી પર એવા પરમાત્મા છે તેને આત્મસ્વરૂપે સાંપડવાનું છે. તમારી બ્રહ્મવિદ્યાનું એ ફળ તમને સાંપડો.

यदा ब्रह्मविद्याव्यापृतस्य परमात्मानमात्मत्वेनावगच्छतः प्रज्ञानमिति नाम स्यात् ब्रह्मेति नाम भवतीत्यर्थः।

બ્રહ્મવિદ્યાનું એ ફળ જ્યારે પુરુષને સાંપડ છે ત્યારે બ્રહ્મવિદ્યાની સિદ્ધિ માટેજ પ્રયત્નપરાયણ રહેનારા અને બ્રહ્મવિદ્યાવડે પરમાત્માને આત્મારૂપે જાણી લેનારા તેનું જીવ નામ મટીને પ્રજ્ઞાન એવું નામ થાય છે. પ્રજ્ઞાન એ બ્રહ્મનું નામ હોવાનું તે પુરુષનું જીવ નામ મટીને બ્રહ્મ નામ થાય છે એમ એનો અર્થ છે.

तथा च श्रुतिः प्रज्ञानं ब्रह्मेति।

'પ્રજ્ઞાન બ્રહ્મ છે' એમ એવું કહેનારી શ્રુતિ પણ છે.

तत्प्रज्ञानं ब्रह्म धीरा धीमन्तो लभन्ते।

તે પ્રજ્ઞાનને એટલે બ્રહ્મને ધીર એટલે બુદ્ધિમાન્ પુરુષો પામે છે.

तं योगिन एव पश्यन्ति।

જીવનો બ્રહ્મની સાથે જેમણે યોગ સાધેલો હોય છે એટલે પોતાના જીવરૂપથી છૂટીને પોતાના બ્રહ્મસ્વરૂપને પામવાનો યોગ જેમણે સાધેલો હોય છે તેઓજ બ્રહ્મને પામી શકે છે. બ્રહ્મવિદ્યાના સ્વરૂપને માત્ર વાચિકરૂપમાં જાણવાથી કોઇ બ્રહ્મને પામી શકે નહિ. (ચાલુ)

——[ * ]——

## श्रीयाज्ञवल्क्यस्मृति

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૪ના પૃષ્ઠ ૫૬ થી )

सवर्णेभ्यः सवर्णासु जायन्ते हि सजातयः।
अनिन्द्येषु विवाहेषु पुत्राः संतानवर्धनाः॥९०॥

જે વર્ણનો પતિ હોય તેજ વર્ણની જો પત્ની હોય તો તે પત્ની સવર્ણા એટલે પતિનાજ વર્ણની કહેવાય તથા જે વર્ણની પત્ની હોય તેજ વર્ણનો જો પતિ હોય તો તે પતિ સવર્ણ એટલે પત્નીનાજ વર્ણનો કહેવાય.

સવર્ણા પત્નીઓને વિષે સવર્ણ પતિઓવડે જે પ્રજા જન્મે તે સર્વેની જાતિ તેમનાં માતાપિતાની જાતિની સમાન હોય એટલે તેમનાં માતાપિતાની જે જાતિ હોય તેજ જાતિ પ્રજાની પણ હોય.

એવી સવર્ણા પત્નીઓને વિષે સવર્ણ પતિઓવડે જે પ્રજા જન્મે તે જો તેમનાં માતાપિતાનાં લગ્ન શાસ્ત્રે ઉત્કૃષ્ટ કહેલા એવા બ્રાહ્મઆદિના વિધિવડે થયાં હોય તો ઉત્તરોત્તર, તેમનાં માતાપિતાના ગુણશીલને અનુરૂપ ગુણશીલવાળી સંતતિનો વિસ્તાર કરનારી થાય.

विप्रान्मूर्धावसिक्तो हि क्षत्रियायां विश स्त्रियां ।
अंबष्ठः शूद्रयां निषादो जातः पारशवोऽपि वा ॥९१॥

બ્રાહ્મણપતિવડે ક્ષત્રિયજાતિની પત્નીનેવિષે જે પ્રજા જન્મે તે મૂર્ધાવસિક્ત કહેવાય. વૈશ્યજાતિની પત્નિને વિષે બ્રાહ્મણપતિવડે જે પ્રજા જન્મે તે અંબષ્ઠ કહેવાય અને શૂદ્ર જાતિની પત્નિનેવિષે બ્રાહ્મણપતિવડે જે પ્રજા જન્મે તે નિષાદ અથવા પારશવ કહેવાય.

वैश्या शूद्र्योस्तु राजन्यान्माहिष्योग्रौ सुतौ स्मृतौ ।
वैश्यात्तुकरणः शूद्र्यां विन्नास्वेष विधिः स्मृतः ॥९२॥

ક્ષત્રિયપતિવડે વૈશ્યજાતિની પત્નીનેવિષે જે પ્રજા જન્મે તે માહિષ્ય કહેવાય તથા ક્ષત્રિયપતિવડે શૂદ્ર જાતિની પત્નીવડે જે પ્રજા જન્મે તે ઉગ્ર કહેવાય.

વૈશ્યપતિવડે શૂદ્રજાતિની પત્નીનેવિષે જે પ્રજા જન્મે તે કરણ કહેવાય.

સવર્ણલગ્નથી ભિન્ન અન્ય અનુલોમ લગ્નવડે જન્મેલી પ્રજાને માટેની સંજ્ઞાનો આ વિધિ કહ્યો.

ब्राह्मण्यां क्षत्रियात् सूतो वैश्याद्वैदेहिकस्तथा ।
शूद्राज्जातस्तु चण्डालः सर्वधर्मबहिष्कृतः ॥९३॥

બ્રાહ્મણજાતિની પત્નીનેવિષે ક્ષત્રિયપતિવડે જન્મેલી પ્રજા સૂત કહેવાય.

બ્રાહ્મણજાતિની પત્નીનેવિષે વૈશ્યપતિવડે જન્મેલી પ્રજા વૈદેહિક કહેવાય.

અને બ્રાહ્મણજાતિની પત્નિનેવિષે શૂદ્રપતિવડે જન્મેલી પ્રજા ચંડાલ કહેવાય.

આ ચંડાલ પ્રજા શાસ્ત્રે કહેલાં સર્વે ધર્મનાં કાર્યોથી બહિષ્કૃત જાણવી એટલે ધર્મનાં કોઈ કાર્ય કરવામાટે તેની યોગ્યતા નથી.

क्षत्रिया मागधं वैश्याच्छूद्रात्क्षत्तारमेव च ।
शूद्रादायोगवं वैश्या जनयामास वै सुतं ॥९४॥

ક્ષત્રિયજાતિની પત્નીનેવિષે વૈશ્યપતિવડે જન્મેલી પ્રજા માગધ કહેવાય

ક્ષત્રિયજાતિની પત્નીનેવિષે શૂદ્રપતિવડે જન્મેલી પ્રજા આયોગવ કહેવાય

પ્રતિલોમલગ્નવડે જન્મેલી પ્રજામાટેની સંજ્ઞાનો આ ક્રમ કહ્યો.

माहिष्येण करण्यां तु रथकारः प्रजायते ।
असत्सन्तस्तु विज्ञेयाः प्रतिलोमानुलोमजाः ॥९५॥

(ક્ષત્રિયપતિવડે વૈશ્યજાતિની પત્નીનેવિષે જન્મેલા) માહિષ્યપતિવડે (વૈશ્યપતિવડે શૂદ્ર જાતિની પત્નીને વિષે જન્મેલી) કરણપત્નિનેવિષે જન્મેલી પ્રજા રથકાર કહેવાય.

સંકીર્ણ લગ્નવડે જન્મેલી પ્રજાની સંજ્ઞાનો આ પ્રકાર કહ્યો.

અનુલોમ લગ્નવડે જન્મેલી પ્રજાનો ધર્મકાર્યોમાં અધિકાર હોવાથી અનુલોમ લગ્નવડે જન્મેલી પ્રજા સત્પ્રજા જાણવી.

પ્રતિલોમલગ્નવડે જન્મેલી પ્રજાનો ધર્મકાર્યોમાં અધિકાર નહિ હોવાથી પ્રતિલોમ-લગ્નવડે જન્મેલી પ્રજા અસત્પ્રજા જાણવી.

जात्युत्कर्षो युगे ज्ञेयः सप्तमे पंचमेऽपि वा ।
व्यत्यये कर्मणां साम्यं पूर्ववच्चाधरोत्तरं ॥९६॥

અનુલોમલગ્નવડે જન્મેલી પ્રજાની પ્રજાઓના ઉત્તરોત્તર લગ્ન જો ઉંચી જાતિનેવિષે

થયાં કરે તો તેમની જાતિનો ઉત્કર્ષ થતાં ક્રમે કરીને પાંચમા કે સાતમા લગ્નવડે તે પાછી મૂળ ઉત્કૃષ્ટ જાતિને પામી રહે એવી રીતે આપત્તિના પ્રસંગવિના જે પોતાની જાતિથી નીચી જાતિને માટે વિહિત કહેલી આજીવિકાનાં કર્મો કરી આજીવિકા ચલાવતો રહે તે પાંચમી કે સાતમી પેઢીએ જે જાતિની આજીવિકા તે ચલાવતો હોય તે જાતિને પામી રહે.

તથા એવી રીતે નીચી જાતિને પામેલ પ્રજા જો ઉત્તરોત્તર ઉંચી જાતિની આજીવિકા ચલાવતી રહે તો પાંચમી કે સાતમી પેઢીએ પાછી તેની મૂળ ઉત્કૃષ્ટ જાતિને પણ પામી રહે.

( ચાલુ )

——[*]——

## जयन्तीमहोत्सव

[ લેખકઃ–શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી. એ. ]

( ગતાંક ૬ ના પૃ. ૧૦૩થી ચાલુ )

લૌકિકવૈદિકકર્મોના **નિષ્કામ** અનુસરણવડે સાધક પોતાના કુવિચાર અને કુકર્મોવડે બગડેલા ચિત્તને **શુદ્ધ** કરવું. તે પછી તેણે વૈદિક **ઉપાસના, ભક્તિ** કે **યોગના** પરિપાલનવડે પ્રબલવેગથી વિષયોભણી દોડતા અંતઃકરણને **સ્થિર** કરવું. તે પછી બ્રહ્મનિષ્ઠ ને શ્રોત્રિય **સદ્ગુરુ**પાસેથી વેદાંતનું **શ્રવણ** કરી, **મનન** કરી **નિદિધ્યાસન** કરી તે સાધક **અભેદદર્શન** કરવું. આ સ્થિતિ પ્રાપ્ત કરનારને પછી બીજું કશું જાણવાનું, બીજું કશું કરવાનું, બીજું કશું મેળવવાનું રહેતું નથી. તેઓશ્રીના બોધની આ અલ્પસ્વલ્પ **રૂપરેખા.** તેઓશ્રી રચિત સમસ્ત ગ્રંથોનો આ **સારભાગ.** તેઓશ્રીના પ્રવચનોનું આ **ઉપદેશરહસ્ય.**

"**કેવલાદ્વૈત**ની પ્રાપ્તિવડે જીવનો જીવભાવ અત્યંત દૂર થઇને દુઃખરહિત **પૂર્ણસ્વતંત્ર** અને **પરમાનંદરૂપ** થાય છે. સર્વત્ર **બ્રહ્મદર્શન** થવાથી વ્યવહાર પણ **ઉત્તમપ્રકારે** સધાય છે, કેમકે સર્વત્ર બ્રહ્મદર્શનની પ્રાપ્તિવાળા **મહાપુરુષના** ચિત્તમાં રાગદ્વેષના વેગો ઉપજી શકતા નથી, ને તેથી તેમના ચિત્તાદિમાં સાભિમાન પ્રવૃત્તિનો વેગ, વિષયાસક્તિ, શોક, દ્વેષ, ઈર્ષ્યા અસૂયા રહી શકતાં નથી. તેઓ સર્વ પ્રાણિઓપર **વિશુદ્ધપ્રીતિ**ની દૃષ્ટિથી જોઈ શકે છે કોઈનું અહિત કરવા ઇચ્છતા નથી. તેઓ પોતાનો પ્રાપ્તવ્યવહાર **આસક્તિરહિત** બુદ્ધિથી પ્રારબ્ધને સમાપ્ત કરવામાટેજ કરે છે. સર્વ મનુષ્યો જો પોતાના અંતઃકરણને આવી યોગ્યતાએ પહોંચાડે તો તેમને આ દુઃખમય જણાતો સંસાર **પરમસુખરૂપ** પ્રતીત થાય ને મૃત્યુલોક તેમને પરમાત્માના **પરમધામરૂપ** પ્રતીત થાય."*

**માનવકલ્યાણ**ની આ કેટલી સુંદર ભાવના!! સંસારરોગનું આ કેટલું **સત્ય** નિદાન!! જગતના **હિત**નો આ કેટલો તાત્વિકનિર્ણય!!

આમાં વર્ણવેલા **બ્રહ્મદર્શી** મહાપુરુષનું જીવન તેઓશ્રી જીવતા હતા. એવા **ભવ્ય** જીવનમાં રાગદ્વેષ ક્યાંથી હોય? સાભિમાન પ્રવૃત્તિ ક્યાંથી હોય? વિષયાસક્તિ, શોક, ઈર્ષ્યા કે, અસૂયા ક્યાંથી હોય? **સમદર્શી** સાધુ પુરુષ સર્વ પ્રાણીઓપર સમદૃષ્ટિથી જોતા. સૌનું કલ્યાણ તેઓશ્રી ઇચ્છતા અને સૌ **પરમકલ્યાણ** મેળવે એ માટે પ્રયત્ન કરતા. આ

* શ્રીશંકરાચાર્યજીના "**અષ્ટાદશ રત્નો**"પર પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામ શર્માકૃત ભાવાર્થ દીપિકાનામક "**દીકાશંગ્ર**"ની પ્રસ્તાવનામાંથી.

દુઃખમય સંસારને પરમસુખરૂપ કરવા તેઓશ્રીનું જીવન હતું. આ મૃત્યુલોકમાં પરમાત્માનું પરમધામ પ્રગટાવવામાટે તેઓશ્રીનું જીવન હતું.

જગતનાં સમસ્ત દુઃખો ટાળવા માયા સામે તેઓશ્રીએ માંડેલો મોરચો માનવ-ઉદ્ધારમાટેનો સાચો સંગ્રામ ખરો કે? રાવણજેવા વિશ્વવિજેતા અને વિશ્વામિત્રજેવા તપસ્વીને વશ વર્તાવનાર અને પ્રાણિમાત્રને કંપાવનાર મહાયોદ્ધા કામદેવને શિવજીના ત્રીજા જ્ઞાનનેત્રવડે બાળી નાખનાર આ અખંડ નૈષ્ઠિક બ્રહ્મચારી સાચા વીર ખરા કે? જગતમાં નરકનું દર્શન કરાવનાર અને માનવને નરપિશાચની સ્થિતિએ પહોંચાડનાર મનના વિકારોસામે અને તેમાં ઊઠતી અધમ પશુવૃત્તિઓસામે સાધકોને સંગ્રામ ખેલવાની કલા શીખવનાર ભીલખાના સંત સાચા પરોપકારી ખરા કે? અદ્વૈતદર્શનવડે સૌ માનવો પરમસુખરૂપ, પરમસ્વતંત્ર, પરમશાંતિપ્રદ સ્થાનને પામે એ માટેનો તેઓશ્રીનો જીવનક્રમ સાચી માનવ-સેવા ખરી કે?

પ્રાણિમાત્રને આત્મવત્ માનનારા, પ્રાણિમાત્રનું શુભ ઇચ્છનારા અને માનવમાત્રને સાચા કલ્યાણમાર્ગે પ્રેરનારા એ ઋષિવરની આ જયંતી છે અને એ જયંતી ઉજવવા સૌ એકત્ર થાય એમાં આશ્ચર્ય પણ શું?

મોજીદડના આ બ્રાહ્મણબટુક વિશ્વજીવનજેટલા વ્યાપક બન્યા હતા અને મોજીદડના મટી વિશ્વના બન્યા હતા. આશ્રમનું એકાંતજીવન જીવનારા આ દૈવીપુરુષમાં સદાકાલ વિશ્વકલ્યાણનું ગુંજન ગુંજતું હતું. એ ગુંજનમાંથી અનેક મહામંત્રો પ્રગટ્યા છે અને તેઓશ્રીરચિત ગ્રંથોને પાને પાને ભર્યા છે.

બંધુઓ! તેઓશ્રીરચિત ગમે તે ગ્રંથની ઝાંખી કરો અને આત્મકલ્યાણ સાધો. એ ગ્રંથને પાને પાને શાંતિના ફુવારા છે, સુખની છોળો છે. ભીલખાના મહર્ષિ સ્થૂલ-દેહે ગયા છે, પરંતુ સ્વરચિત પુસ્તકોમાં સંતજીવનના સાથીઆ પૂરતા ગયા છે.

આ જયંતીને સુમંગલપ્રસંગે આપણે સૌ એ વિશ્વપુરુષનાં માનસદર્શન કરીએ જેમ અર્જુને પ્રત્યક્ષ કર્યાં હતાં તેમ. એ મુખારવિંદમાંથી ઝરતો અમરસંદેશ ઝીલીએ, તેને જીવનનાં અંગપ્રત્યંગમાં ઉતારીએ અને જીવતાં જીવતાં અમરજીવનને અનુભવીએ તોજ સાચી જયંતી ઊજવી ગણાય, તોજ સાચો મહોત્સવ મનાવ્યો ગણાય, તોજ તેઓશ્રીના પ્રાકટ્યદિનનું મહત્ત્વ જાણ્યું ગણાય.- આથી અધિક આ મહોત્સવનું બીજું શું ફલ હોય?

પ્રતિશિવમ્

———:o:———

## શ્રીનાથજયંતીમહોત્સવ

### એટલે

શ્રીઆનંદાશ્રમ–ભીલખાના અધિષ્ઠાતા પૂજ્યપાદ મહાત્માશ્રી શ્રીનથુરામ શર્માજીનો ૮૬ મો જયંતીમહોત્સવ.

મુંબઈ–માધવબાગમાં ગત આશ્વિન સુદિ ૪ તા. ૩–૧૦–૪૩ રવિવારે આ "શ્રીનાથજયંતી મહોત્સવ" ભવ્ય રીતે ઊજવવામાં આવ્યો હતો અને હજારો ભાવિકોએ તેનો લાભ લીધો હતો.

પ્રાતઃકાલથી માંડીને રાત્રિપર્યંત મહાપૂજન, વ્યાખ્યાનો, પ્રવચનો, ભજન–ધૂન સંગીતમય કીર્તનો તથા હરિકથા-આદિ સાત્ત્વિક કાર્યોનો ક્રમ પણ સુંદર રીતે ગોઠવાયો હતો, અને

તે શાંતિથી પૂર્ણ થયો હતો.

પૂજ્યપાદ મહાત્માશ્રીનાં લાઈફ સાઈઝનાં "પ્લાસ્ટર ઑફ પેરીસનાં પ્રતિમાજી" આ મંગલપ્રસંગને અંગે તૈયાર કરાવવામાં આવ્યાં હતાં અને પ્રાચીન ઋષિ આશ્રમ જેવો દેખાવ કરીને તેમાં આ પ્રતિમાજીને કલાપૂર્વક સ્થાપન કરવામાં આવ્યાં હતાં. આ દશ્ય ખરેખર દર્શનીય અને ભવ્ય હતું. શ્રી માધવબાગના વ્યવસ્થાપક શ્રીમાન્ વિઠ્ઠલદાસ શેઠે ખાસ પરિશ્રમ લઈને ભાવપૂર્વક આ જયંતીમહોત્સવના સમારંભમાં સુંદર સેવા અર્પી હતી. તે ઉપરાંત **શ્રીદીક્ષિતજી** મહારાજશ્રીએ પધારીને ધાર્મિક પોષણ આપ્યું હતું, શ્રીમાન્ મનુભાઈ પંડ્યા આદિ વિદ્વાનોએ આ સમારંભમાં પધારીને શ્રોતાજનોને પોતાના ધાર્મિક પ્રવચનોનો લાભ આપ્યો હતો. સંગીતવિશારદ પંડિત દેવેન્દ્રવિજયનાં સંગીતમય ભજનોને શ્રોતાજનોએ ભાવપૂર્વક સાંભળ્યાં હતાં. શ્રીમતી વેદાંતતીર્થ જયગંગા બહેને નાથમહેશ્વરનો મહિમા ભક્તિભર્યા હૃદયે ને ભાવવાહી ભાષામાં ગાયો હતો.

સંસ્કૃતવિદ્યામાં વિશારદ એવાં નિર્મલાદેવીએ પણ સુંદર પ્રવચન કર્યું હતું.

પૂજ્યપાદ કૃપાનાથનાં પ્લાસ્ટર ઑફ પેરીસનાં પ્રતિમાજી ગુરુબંધુ અરજણભાઈએ ખાસ તૈયાર કરાવ્યાં હતાં,–તેમનો તથા તેમના સુપુત્રોનો સેવાભાવ ખરેખર અનુકરણીય હતો.

શ્રીમાન્ દામોદરશેઠ તથા તેમના સુપુત્રો શ્રી. કરસનદાસ શેઠ તથા શ્રી. મુકુંદદાસ શેઠનો ભાવભીનો સેવાભાવ ને સ્વાર્પણની ભાવના આ સમગ્ર સમારંભની પાછળ જળહળી રહ્યાં હતાં. પોરબંદરવાળા ગુરુભક્ત શ્રી. રતનજીભાઈનો મૂંગો ને શાંત સેવાભાવ ખરેખર ધન્યવાદને પાત્ર છે. શ્રીનાથપ્રભુના અનન્યભક્ત ને પરમ શિષ્ય સદ્ગત વકીલ લાલસિંહજીના સુપુત્રો ચંદ્રસિંહ, શિવસિંહ, ભદ્રસિંહ તથા ઉપેન્દ્રસિંહ તથા તેમના કુટુંબીજનો ગુણવંતસિંહજી, રૂપસિંહજી, શંકરસિંહ તથા મોહનસિંહ આદિએ સ્વયંસેવક તરીકેનું સેવાકાર્ય અખંડપણે કર્યું હતું. શ્રીઆનંદાશ્રમ બીલખાથી ખાસ આવેલા શ્રી. દયાલસિંહભાઈએ પોતાની ભાવવાહી ભાષામાં ને ઓજસ્વી શૈલીમાં પ્રેરક એવું કૃપાનાથના લીલાજીવન ઉપર પ્રકાશ પાડતું વ્યાખ્યાન કર્યું હતું. જે નીચેના ભાવનું હતું:—

"સત્, ચિત્ ને આનંદ એ પ્રત્યેક મનુષ્યનું સાચું સ્વરૂપ છે. તેની સાથે સ્વાતંત્ર્ય ન ભાવના પણ સ્વાભાવિક રીતે રહેલી છે. આ સ્વાભાવિક તત્ત્વોનું નિરૂપણ જેમાં અનાદિકાલથી થયેલું છે એ સનાતન શાસ્ત્રો છે. અને એ સનાતન શાસ્ત્રોનો હેતુ મનુષ્ય માત્રને સાચી શાંતિ ને સાચું સુખ મળે એ છે. પૂજ્યપાદ મહાત્માશ્રીનું જીવન પણ આ સનાતન સત્યોને જીવનમાં ઉતારવાનું ને મનુષ્ય માત્રને પ્રબોધવા માટે હતું. માણસ માત્ર પરમશાંતિ ને પરમ કલ્યાણ પામે એ માટે એઓશ્રીએ લગભગ પચાસવર્ષપર્યંત પ્રવચનોદ્વારા–પ્રવાસોદ્વારા ને પુસ્તકલેખનદ્વારા મનુષ્યશરીરથી થઈ શકે તેના કરતાં અનેક ગુણ વિશેષ પ્રયાસ કર્યો છે, એઓશ્રી સ્થૂલશરીરે હાલ વિદ્યમાન નથી છતાં પોતાશ્રીના રચેલાં **સો** ઉપરાંતનાં પુસ્તકપુસ્તિકામાં એઓશ્રી **અક્ષરદેહરૂપે** બિરાજમાન છે. એટલે હવે એઓશ્રી પ્રણીત ગ્રંથોનું પરિશીલન કરવું એ એઓશ્રીની પરમપૂજા છે. અને એઓશ્રીનો દિવ્ય સંદેશ પાંચે ખંડના માનવ બંધુઓ ને બહેનોને પહોંચે એવો પ્રયાસ કરવો એ એઓશ્રીની પરમસેવા છે......" (ચાલુ)



## स्वर्गस्थ रावसाहेब महाशंकर छगनलाल रावळ

જન્મ સં. ૧૯૨૧ શ્રાવણ સુદ ૨ — દેહવિલય સં. ૨૦૦૦ મહાસુદ ૬ સોમવાર

શ્રીબીલખા–આનંદાશ્રમના મેનેજીંગ ટ્રસ્ટી પૈકીના એક પૂ. નાથસ્વરૂપના અનન્યશિષ્યો પૈકીના રા. સા. મહાશંકર છગનલાલ રાવળ ગઈ તા. ૩૧–૧–૪૪ મહા સુદિ ૬ સોમવારે ૧–૨૩ વાગે ઉત્તરાયણના સૂર્ય હતા તે સમયે પરમાવસ્થા પામ્યા. તેઓ ૭૯ વર્ષ અને ૬ માસની આયુમર્યાદાસુધી પહોંચ્યા હતા, અને અંત સમયે પૂર્ણ શાન્તિથી યોગનિદ્રામાં હોય તેમ શ્વાસોશ્વાસથી નિવૃત્ત થયા.

તેમનું જીવન સમસ્ત શુદ્ધ અને પ્રામાણિક પુરુષાર્થથી ઉન્નત બન્યું હતું, અને ઈ. સ. ૧૮૮૮માં રાજકોટમાં હતા ત્યારથી પૂજ્યપાદ નાથપ્રભુચરણના અનુરાગી બન્યા હતા. તેમજ પોરબંદર, જૂનાગઢ, ગોગાજી વગેરે સ્થળે પોસ્ટમાસ્તરના હોદ્દાપર રહેતા છતાં સતત સમાગમ અને સાધના વધાર્યાં હતાં. પૂર્વકાળથી તેમના સ્નેહીમંડળમાં રાજકોટ ટ્રેનિંગકોલેજના પ્રીન્સીપાલ શ્રી ગણપતરામભાઈ શ્રી. વિશ્વનાથભાઈ પાઠક, શ્રી. મંગળજીભાઈ ઓઝા, શ્રી. માણેકલાલભાઈ, શ્રી ગોવિંદજીભાઈ, શ્રી. હરગોવિંદભાઈ પંડ્યા વગેરે અન્ય ગુરુબંધુઓ હતા, તેથી કુટુંબમાં પણ નિત્ય ઉપાસના અને સત્પ્રવૃત્તિનો વારસો મળ્યો હતો. તેમનાં સદ્ગત સહધર્મચારિણી શ્રી. ઉજમબાઈની પણ શ્રીનાથપ્રભુપ્રત્યે અનન્ય શ્રદ્ધા હતી અને તેઓ પણ જીવનપર્યંત આસન, ધ્યાન, ભજન કરી ઉત્તમ જીવનનાં ભોક્તા બન્યાં હતાં.

સદ્ગત મહાશંકરભાઈએ પોસ્ટખાતામાં ૧૯૧૯ સુધી નોકરી કરી છેવટ અમદાવાદના હેડપોસ્ટમાસ્તરના પદેથી નિવૃત્ત થઈ ભાવનગરમાં મર્હુમ નામદાર ભાવસિંહજીમહારાજ ખુદની ઇચ્છા અને આમંત્રણથી દરબારીબેંકના મુખ્ય અધિકારી બન્યા અને પોતાની પ્રમાણિક નિષ્ઠા અને કાર્યક્ષમતાથી એ બેંકને હિંદની એક આગળ પડતી બેંક જેવી પ્રસિદ્ધ કરી અને તેની કરોડોની શાખ સ્થાપી હતી. એકવીસ વર્ષ પોતાની સેવા આપી, રાજનો અને પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ ભોગવી તેઓ ૨૯–૧૦–૪૦ને રોજ નિવૃત્ત થયા. છતા બીલખા આનંદાશ્રમના ટ્રસ્ટીતરીકે શરીરમાં પ્રવાસની શક્તિ હતી ત્યાંસુધી પૂર્ણિમાપ્રસંગે એઓ ટ્રસ્ટીમંડળમાં હાજરી આપતા અને મહત્ત્વનું માર્ગદર્શન આપતા. નાણાંપ્રકરણમાં અને વ્યવસ્થામાં તેમની દૃષ્ટિ સજાગ્રત અને પૂર્ણ વ્યવહારુ હતી તેથી આશ્રમને ઘણો લાભ થતો.

એમણે અંતસમય પહેલાં પોતાના સર્વ પરિવારનો મેળાપ કરી લીધો હતો. સર્વ સત્કાર્યો સાધી જીવનભાર ઉતારી મનને પૂર્ણકામ કર્યું હતું, અને શુભ મનોવૃત્તિવાળા પુત્રો શ્રી રતિલાલભાઈ, શ્રી. રવિશંકરભાઈ, શ્રી. નર્મદાબ્હેન અને સ્વ. પ્રાણશંકરભાઈના પુત્ર જનાર્દન, તથા રતિલાલભાઈના ચાર પુત્રો, રવિશંકરભાઇના ત્રણ પુત્રો અને એક પ્રપૌત્રને નીરખી સંસારપક્ષે મહા સદ્ભાગી થઈ ગયા છે. તેમની સદ્ગતિ અર્થે યોગ્ય રકમ જ્ઞાતિનાં બાળકોને વિદ્યાસહાયમાટે તથા નિરાધાર વિધવાની સહાયમાટે આપવામાં આવી છે જે બીજાને દૃષ્ટાંતરૂપ થાઓ.

—[*]—

# શ્રીઆનંદાશ્રમ સમાચાર

## ( પૌષ માસ )

**શ્રીસદ્‌ગુરુપૂજનઃ—**ગત મકરસંક્રાંતિને દિવસે પર્વનિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું સૌ આનંદાશ્રમવાસીઓએ યથાવિધિપૂજન કર્યું હતું.

**મુખ્યભેટઃ—**રૂ. ૪૧–૦–૦ શ્રી. પુરુષોત્તમ વલ્લભ–ડરબન. રૂ. ૪૧–૦–૦ શ્રી. દુર્લભ વલ્લભ–ડરબન. રૂ. ૧૩–૧૦–૦ શ્રી. ભીખા પુરુષોત્તમ–ડરબન. રૂ. ૧૩–૧૦–૦ શ્રી. ભગવાનભાઈ દુર્લભ–ડરબન. રૂ. ૨૮–૧૨–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૬૬–૩–૬ કરાંચી આનંદાશ્રમમાં આવેલ પરચુરણ ભેટ હા. કૃષ્ણદાસભાઈ. રૂ. ૧૦–૦–૦ શ્રી. ચત્રભુજ નરભેરામ–જૂનાગઢ.

**લઘુરુદ્રઃ—**શ્રી. પુરુષોત્તમ વલ્લભ–ડરબન. શ્રી. એકભક્ત–મુંબઈ ( રુદ્રાભિષેક ).

**ભોજનઃ—**રૂ. ૪૦–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણ આસો સુદ ૫ ના ભોજન ખર્ચના બાકીના. રૂ. ૧૧–૩–૦ શ્રી. પુરુષોત્તમ ભીમજી–ભાવનગર. રૂ. ૩૮–૦–૦ શ્રી. વામનરાય જટાશંકર–પાટણવાળાના જયંતી પ્રસંગના ભોજનના બાકી હતા તે. રૂ. ૧૮–૩–૦ સદ્‌ગત જયકૃષ્ણ ઈંદ્રજી તથા કુંવરબાઈ તરફથી ભોજન હા. શ્રી. પ્રભાશંકર જમનાદાસ–પોરબંદર. રૂ. ૨૦–૫–૩ શ્રી. ગં. સ્વ. વિજયાબેન તરફથી સદ્‌ગત શ્રી. જ્યેષ્ઠારામ નાનાભાઈ ભટ્ટના કલ્યાણાર્થે હા. શ્રી. રવિભાઈ રાવળ. રૂ. ૮–૦–૦ શ્રી. મગનલાલ કુબેરદાસ–અમદાવાદ.

**થાળઃ—**રૂ. ૬–૪–૦ શ્રી. પુરુષોત્તમ વલ્લભ–ડરબનવાળા તરફથી ૫ થાળના. રૂ. ૧–૪–૦ એકભક્ત–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર. રૂ. ૧–૪–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ. રૂ. ૧–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. ચંદ્રસિંહજીનાં માતુશ્રી અવલબાઈ–મુંબઈ. રૂ. ૧–૦–૦ શ્રી. શાંતિલાલ નરોત્તમદાસ–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. કાકુભાઈ ભીમજી–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રીમતી સાકરબેન–કરાંચી. રૂ. ૧–૪–૦ ગં. સ્વ. જયાબેન–કરાંચી. રૂ. ૧–૪–૦ શ્રી. ચંપકલાલ મૂળશંકર–મેંદરડા. રૂ. ૫–૧૨–૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ (૩ થાળ.) રૂ. ૧–૪–૦ કસ્તુરબેન ગોરધનદાસ–મુંબઈ. રૂ. ૧–૦–૦ શ્રીમતી મણિબેન–જોરાવરનગરવાળા તરફથી સાંજરે પ્રસાદ ધરવામાટે. રૂ. ૧–૪–૦ શ્રી. મેઘજી રૂડા–જૂનાગઢ.

**પુસ્તકપ્રકાશન પ્રચારઃ—**રૂ. ૫–૦–૦ શ્રી. મૂળજી માધવજી જોશી–મુંબઈ.

**અખંડદીપકઃ—**રૂ. ૧–૪–૦ શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર. રૂ. ૦–૧૨–૦ શ્રી. શંકરલાલ મોહનલાલ. રૂ. ૧૫–૦–૦ એક ભક્તજન. રૂ. ૧–૪–૦ શ્રી. ગોરધનદાસ હીરજી. રૂ. ૦–૪–૦ શ્રી. દયારામ જેઠાભાઈ રૂ. ૦–૪–૦ શ્રી. કાકુભાઈ–કરાંચી.

——[*]——

## વિજ્ઞપ્તિ

**આનંદાશ્રમનાં પુસ્તકો મંગાવનારા ગ્રાહકોને વિદિત થાય કે હાલમાં નીચેનાં પુસ્તકો સિલકમાં નથી તેથી મોકલી શકાશે નહિ.**

**૧ દુરાચાર ગિરિવજ્ર ૨ શ્રીનૈમિત્તકકર્મપ્રકાશ ૩ શ્રીપંચરત્નગીતા**
**૪ રાસપંચાધ્યાયી ૫ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને ઇશાવાસ્યાદિ**
**૬ ગુરુગીતાસાર ૭ શ્રીનાથભગવાન્ ( ગુજરાતી ) ૮ શ્રીસૂક્ત**
**૯ સ્વદેશસેવા ૧૦ શંકરાચાર્યજીનાં અષ્ટાદશરત્નો**

**વ્યવસ્થાપક આનંદાશ્રમ, પોસ્ટ બીલખા–કાઠિયાવાડ**

## परचुरण भेट

૧-૦-૦ શ્રી. પ્રેમશંકર શિવશંકર-આધોઇ
૬-૮-૦ ,, ભગવાન ગંગારામ-દરબન
૩-૮-૦ ,, હરગોવિંદ કાળાભાઇ ,,
૬-૧૩-૦ ,, ઇચ્છારામ રૂગનાથજી ,,
૬-૮-૦ ,, કાશીરામ ગંગારામ ,,
૬-૮-૦ ,, કલ્યાણજી દયારામ ,,
૬-૧૩-૦ ,, બાબાભાઇ કલ્યાણજી ,,
૬-૧૩-૦ ,, ભગવાનજી કાળાભાઇ ,,
૩-૮-૦ ,, રણછોડ લાલજી ,,
૩-૮-૦ ,, મોહનલાલ લાલજી ,,
૬-૧૩-૦ ,, મોતીરામ કાળાભાઇ ,,
૬-૧૩-૦ ,, રામલાલ ગોવિંદજી ,,
૬-૧૩-૦ ,, ગોવિંદજી દયારામ ,,
૩-૮-૦ ,, મગનલાલ લાલજી ,,
૬-૧૩-૦ ,, મોહનલાલ હરગોવિંદ ,,
૬-૧૩-૦ ,, મકનજી કાળાભાઇ ,,
૬-૧૩-૦ ,, કુરવાણજી બાબુભાઇ ,,
૬-૧૩-૦ ,, મણિલાલ પરશોતમ ,,
૬-૮-૦ ,, ઝીણા ગોવિંદજી ,,
૩-૪-૦ ,, ઝીણાભાઇ ગંગારામ ,,
૦-૧૨-૦ ,, નાથાલાલ ભગાભાઇ

---

૧૧૨-૨-૦
૧-૦-૦ શ્રી. ત્રિભુવન શંકર દવે
૦-૨-૦ ,, લાલજી ઓધવજી
૦-૪-૦ ,, જાદવ વિશ્રામ-કુદારસાર
૧૭-૮-૦ ,, મુંબઇમાં શ્રીદત્તજયંતીનિમિત્તે પૂજન ભેટના હા. શેઠ દામોદરદાસભાઇ
૮૪-૦-૦ ,, રાજસી જીવરાજ તરફથી માસીક દાનના
૨-૦-૦ ,, રઘુનાથ પુરષોત્તમ-મુંબઇ
૨-૦-૦ ,, કેશવજી ઝીણાભાઇ
૧-૪-૦ ,, હાજી રાવલ-કરાંચી
૧-૦-૦ ,, ચોવટીયા-રાજપુર
૩-૦-૦ ,, માલદેવ રાણા-પોરબંદર
૧-૦-૦ ,, લીલાવતીબેન-મુંબઇ

૧-૦-૦ બેન પ્રાણકુંવરબેન-રાજકોટ
૧-૦-૦ ,, મણીબેન-રાજકોટ
૫-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહ-મુંબઇ
૫-૦-૦ ,, ચંદ્રસિંહનાં માતુશ્રી અવલબાઇ તરફથી
૧-૪-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ-મુંબઇ
૧-૦-૦ બેન મણિબેન
૦-૪-૦ ,, કસ્તુરબેન
૦-૨-૦ માસ્તર દયારામ જેઠાભાઇ
૫-૦-૦ શ્રી. મગનલાલ જીવરાજ-કુંડલાવાળા તરફથી તેમના લાડુ નિમિત્તે
૪-૦-૦ બીલખા આનંદાશ્રમમાં સંક્રાંતિના પૂજન ભેટના
૦-૨-૦ નાનીબેન
૨-૪-૦ શ્રી. સીતારામ દામોદરભાઇ
૧-૦-૦ બેન રાજબાઇ
૩-૧૨-૦ મંડલમાં પૂજન ભેટ હા. બાલાભાઇ
૫-૦-૦ શ્રી. જીવણ રણછોડ-રાણાવાવ
૯-૦-૦ બેન જાનબાઇ રોસા
૧-૦-૦ શ્રી. પુરષોત્તમ વલ્લભ-દરબન
૧૪-૪-૦ મુંબઇમાં મકરસંક્રાંતિના પૂજન ભેટના હા. દામોદરદાસભાઇ
૨-૦-૦ શ્રી કેશવલાલ જેઠાભાઇ-મુંબઇ
૧-૦-૦ પૂ. બ. શ્રીઆત્મપ્રકાશજી
૦-૧૪-૦ શ્રી. જમનાદાસ કેશવજી-જૂનાગઢ
૧-૦-૦ ,, પ્રભાશંકર કાળીદાસ-વીસાવદર
૦-૫-૦ ,, પ્રાણકુંવર ચતુરભાઇ-રાજકોટ
૨-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેસાઇ
૧-૦-૦ ,, હરિહરરાય શિવશંકર-રાજકોટ
૧-૦-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૮૮-૦-૦ શ્રી. રાજસી જીવરાજ-મુંબઇ તરફથી સાત્ત્વિક દાનમાટેના
૦-૨-૦ ,, મેઘજી રૂડા-જૂનાગઢ
૧-૦-૦ ,, મગનલાલ કુબેરદાસ-અમદાવાદ
૧-૦-૩ પરચુરણ

( બાકીના આવતા અંકમાં )

Reg. No. B. 3087.
સને ૧૯૪૪ તા. ૨૫ ફેબ્રુઆરી



## ખેદજનક અવસાન

હળવદ તાબે સુંદરીભવાનીવાળા પૂજ્યચરણ સ્વામીજી શ્રીશંકરભૂઆનંદતીર્થજી ફાગણ સુદ ૩ના રોજ બ્રહ્મીભૂતસ્થિતિને પામ્યા છે. સદ્ગત પૂજ્ય સ્વામીજી પૂજ્યપાદ કૃપાનાથ પ્રત્યે અપૂર્વ શ્રદ્ધા તથા પ્રેમ ધરાવનારા હતા. તરૂણાવસ્થામાં પૂજ્ય મહાત્મા શ્રી નાથશર્માપાસે બે માસ સેવામાં રહેલા. દક્ષિણહિંદની યાત્રા પૂર્ણ કર્યા પછી પૂજ્યપાદશ્રીની પ્રતિમાજીના દર્શનાર્થે પધારેલા. સુંદરીભવાનીમાં શિવાલયનો જીર્ણોદ્ધાર કરેલો, અને ત્યાં સુંદર આશ્રમ બંધાવ્યું છે. પૂજ્યપાદ મહાત્માશ્રીપ્રણીત બધાં પુસ્તકો તેઓશ્રીના સરસ્વતીમંદિર પુસ્તકાલયમાં પધરાવ્યાં હતાં.

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા—કાઠિયાવાડ)
તરફથી
માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar–India)
આનંદાશ્રમ

---[ ॐ ]---

## સૂચના

શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા શ્રીનાથચરિતામૃતના તૃતીય પ્રવાહ લખવાના કારણે હાલમાં બહારગામ રહે છે તો શ્રીઆનંદાશ્રમને લગતો પત્રવ્યવહાર આનંદાશ્રમના વ્યવસ્થાપક અથવા સંયુક્તમંત્રી શ્રી. અંબાશંકર ભાઠશંકર ત્રિવેદીના નામ ઉપર કરવો.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ

---[ ॐ ]---

## ધૂન

કરુણાસાગર સુખકારી રે, ગુરુચરણકમલ બલિહારી રે;
ભવતારક છો, ભવનાયક છો, ગુરુ અખિલ જનોના પાલક છો;
મંગલમૂર્તિ અવતારી રે, ગુરુચરણકમલ બલિહારી રે;
વ્યાપકરૂપે છો વિખ્યાતા, વળી દીનજનોના સુખદાતા;
નિજજનના છો ઉપકારી રે, ગુરુચરણકમલ બલિહારી રે.

---

२८ -३-४४


વર્ષ ૧૨ મું

ફાગણ

અંક ૧૦ મો

સંવત્ ૨૦૦૦


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम


વાર્ષિક લવાજમ

પોસ્ટેજસાથે

રૂ ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨




શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः।

यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन् ॥

જેનું વારવું દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલો તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીનત્થુરામ ભગવાન્ ( શ્રીમન્નથુરામશર્મા ), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા



——: ૦ :——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૨મા વર્ષનો આ દશમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા–કાઠિયાવાડ.

——[*]——

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહાશંકરદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ–આંબરોળ–કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર–શ્રીઆનંદાશ્રમ, નવાગામ–પોસ્ટ બીલખા ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેશવલાલ કાનજીભાઈ, ગોંડલ



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

**અર્થઃ**–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦–ફાગણ [ અંક ૧૦


## શ્રીસદ્‌ગુરુસ્તુતિ

[ સંપાદકઃ–શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી. ]

રાગ ભૈરવી ગઝલ

શરણ આવી પડેલાને, ગુરુ સંભાળશો ક્યારે;
અમીની આંખડીવાળા, અમોપર ઢાળશો ક્યારે. ટેક. ૧

થતી સદ્ધર્મની ગ્લાનિ, છવાતું પાપથી ભારત;
સનાતનધર્મનું ડિંડિમ, ફરી વગડાવશો ક્યારે. શરણ૦ ૨

તમારા ભક્ત અર્જુનને, કુરુક્ષેત્રે દીધેલાં જે;
પ્રભુ એ આપનાં વચનો, હવે તો પાળશો ક્યારે. શરણ૦ ૩

परित्राणाय साधूनां કહેલું, શ્રીમુખે સ્વામિન્;
ધરી અવતાર કળિયુગમાં, પ્રકટ દર્શાવશો ક્યારે. શરણ૦ ૪

अनन्याश्चिन्तयंतो माम्, વગેરે ભાવનાં વચનો;
પુનઃ તે યાદ લાવીને, બિરદ બતલાવશો ક્યારે. શરણ૦ ૫

કહ્યું તું' સર્વ ધર્મોને, ત્યજી લે શરણ તું મારૂં;
બચાવી સર્વ પાપોથી, કહો છોડાવશો ક્યારે. શરણ૦ ૬

સુરક્ષા ગાયની કરવા, સ્વયં ગોપાલ કહેવાયા;
હવે એ ગાયને માટે, સુદર્શન ધારશો ક્યારે. શરણ૦ ૭
હતી આ સ્વર્ગસમ ભૂમિ, તમે અવતાર લેતા જ્યાં;
અરે રે એ બિચારીને, પ્રભુ ઉદ્ધારશો ક્યારે. શરણ૦ ૮
લુંટાતી આપણી લક્ષ્મી, સ્વયં સાક્ષી નિહાળો છો;
દયાસિંધો! દયા લાવી, પુનઃ રેલાવશો ક્યારે. શરણ૦ ૯

---

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

જે જે પ્રાણિપદાર્થમાં અંતઃકરણ આરૂઢ પ્રીતિવાળું જણાય તે તે પ્રાણિપદાર્થમાંથી વિવેકવૈરાગ્યાદિવડે અંતઃકરણને આરૂઢ પ્રીતિથી રહિત કરતા રહો, ને અંતઃકરણને બ્રહ્મસ્વરૂપમાં વિશેષ પ્રીતિવાળું કરતા રહો.

જેવી સાંસારિક પ્રાણિપદાર્થોમાં મનુષ્યોને ગાઢી પ્રીતિ છે તેવીજ ગાઢી પ્રીતિ જો મનુષ્યને બ્રહ્મસ્વરૂપમાં થાય તો કયો મનુષ્ય મોક્ષને પ્રાપ્ત ન થાય?

જેમ સોનાનું કમલ સંકોચવિકાસને નહિ પામતાં સર્વદા પૂર્ણ વિકસિતજ રહે છે, તેમ તમે તમારા અંતઃકરણને વિવેકવિરાગના પરિપાકવડે પ્રતિકૂલઅનુકૂલ મનાતા વ્યાવહારિક પ્રસંગોમાં ખેદહર્ષરૂપ સંકોચવિકાસવિનાનું પરમ પ્રફુલ્લિત રાખવા યોગ્ય પ્રયત્ન કરતા રહેશો.

આ જગત્ આત્માને આશરે રહેલા મનનોજ વિલાસ છે એમ સમજી કલ્પક મનને ને કલ્પ્ય જગત્‌ને મિથ્યા ગણી અસંગ, અક્રિય, અકર્તા, અભોક્તા, અવિકારી, આપ્તકામ, અચલ, ક્ષુધાતૃષાથી રહિત, સચ્ચિદાનંદઘન, વિભુ, પરમપવિત્ર, પાપપુણ્યરહિત, સૂક્ષ્મતમ ને સ્વયંપ્રકાશ આત્મામાં સર્વદા અભેદભાવે સુસ્થિર રહેવા શ્રદ્ધાપ્રીતિથી સતત પ્રયત્ન કરતા રહેશો.

શ્રવણનું ફલ મનન છે માટે શ્રવણ કરેલાનું મનન ને પરિપાલન કરવું.

વ્યવહારના ને શરીરના દ્રષ્ટા રહેવા પ્રયત્ન રાખવો.

દોહરા

સત્ય સગા સંસારમાં, ઇશ્વર સદ્‌ગુરુ સંત;
અન્ય સગાંથી થાય છે, જીવને દુઃખ અનંત. ૧
અનન્યભક્તિથી જીવને, જોડી બ્રહ્મમોઝાર;
રાગદ્વેષનો ત્યાગ કરી, પામો ભવનો પાર. ૨

આત્મામાં ઉપાધિનો ગંધ પણ નથી એમ સમજી ઉપાધિના દ્રષ્ટા રહી મનને શીતલ રાખવું. પ્રારબ્ધને ભોગવતાં મુંઝાવું નહિ. મનને પ્રભુમાં સ્થિર કરી નિરુપાધિક સ્થિતિ અનુભવવી.

પરમાત્માના સત્યસ્વરૂપનો વિચાર કરી, મનની સૂક્ષ્મતા ને શાંતિ વધારવા દ્રષ્ટા રહીને પ્રારબ્ધવ્યવહારનાં તથા સંબંધિજનોનાં કામો કરતા રહેશો.

નેત્રની તથા હૃદયની સંમુખ નિરંતર પરંજ્યોતિને ધારણ કરવાનો સ્વભાવ પાડવાથી તથા મનવાણીને તે પરંજ્યોતિના સ્મરણમાં રાખવાથી જીવાત્મા તે પરંજ્યોતિમાં અભેદભાવે સ્થિતિ કરવા સુભાગી થાય છે આમ થવાથી તે જીવનું અનાદિકાળથી પ્રાપ્ત દારિદ્રય દૂર થઈ જાય છે

ચિન્માત્ર ભાવનાનો પટ અંત કરણને આપ્યા કરવાથી જીવનું હિત સધાય છે શુભપ્રયત્ન, શ્રદ્ધા ભક્તિ સાવધાનતા ને સદાગ્રહથી ચાલુ રાખવાથી અંતઃકરણ વિકારરહિત તથા આવરણરહિત થઈ બ્રહ્માનુભવ કરવા સમર્થ થાય છે બ્રહ્મદર્શન થયે સ્વાભાવિકરીતેજ અજ્ઞાનનો ને જગતનો બાધ થાય છે

અનન્યભક્તિવડે ને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના વિચારવડે મનની સૂક્ષ્મતા, સ્થિરતા ને શાંતિમાં વધારો કરતા રહેશો.

દૃશ્ય સકલ મિથ્યા ગણી, રાગદ્વેષ કરી દૂર,
બ્રહ્મવિષે મન સ્થિર કરી, તરવું માયાપૂર ૧

—[o]—

(ચાલુ)

## विवेकविचार

દોહરા

[લેખકઃ-શ્રી માણિકયવર્મા]

વસવુ અગ્નિને વિષે, અગ્નિ ન અડે જરાય;
એવો આત્માભ્યાસ છે, બચતા રહેવુ સદાય ૧

સહન કરે તે મનુષ્ય છે, ક્ષમા કરે તે દેવ;
અપકારે ઉપકાર કરે, સિદ્ધ હોય તતખેવ ૨

ક્ષુધાતૃષાદિક દેહ દુઃખ; માનસ દુઃખ પણ થાય,
તોપણ આત્મસ્વરૂપનો, નિશ્ચય ત્યજ ન જરાય. ૩

માયા કેરા નાચને, સમજી થા નહિ ચ્યુત,
કૈક ઉતારે ઝૂઝ તે, સઘળું ભૂલે ભૂત ૪

જ્ઞાની અમૃતમાં રહે, અજ્ઞ મૃત્યુમાં જાય;
જ્ઞાની પરમાનંદ લે, અજ્ઞો દુઃખે દળાય. ૫.

વિદ્યુત સમ સબંધને, જોડ અને વળી તોડ;
વૃત્તિ વ્યવહારે લઈ, વળી સ્વરૂપમાં જોડ. ૬

જીવન તારું જીવડા, ઢોલે વાગ્યું જાય,
કરવાનું તું શીઘ્ર કર, પછી નહિ કાંઈ થાય ૭

સોરઠો

સબંધ સઘળા છોડ, જૂના જાડા જુગના;
ન મળે તારી જોડ, ભળી જામાં તું ભૂલમાં ૧

—[o]—

# मदालसा

[ અનુવાદક—મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૫ ના પૃષ્ઠ ૬૮ થી )

अलर्क उवाच

અલર્ક કહે છે,—

कथितं मे त्वया मातर्नित्यं नैमित्तिकं च यत्।
नित्यनैमित्तिकं त्वैव त्रिविधं कर्म पौरुषं॥

હે મા ! નિત્ય નૈમિત્તિક તથા નિત્યનૈમિત્તિક એમ જે ત્રણ પ્રકારનાં કર્મો પુરુષે પ્રયત્ન કરીને કરવાનાં છે તે સઘળાં તેં મને કહ્યાં.

सदाचारमहं श्रोतुमिच्छामि कुलनंदिनि।
यं कुर्वन् सुखमाप्नोति परत्रेह च मानवः॥

હે કુલને આનદ કરનારી! હવે જે સદાચારનું પાલન કરીને પુરુષ આ લોકમાં તથા પરલોકમાં સુખ પામે છે તે સદાચાર સાંભળવાની મને ઇચ્છા છે.

मदालसा उवाच

મદાલસા કહે છે,—

गृहस्थेन सदा कार्यमाचारपरिपालनं।
न ह्याचारविहीनस्य सुखमत्र परत्र वा॥

ગૃહસ્થે સદા આચારનું પરિપાલન અવશ્ય કરવું જોઇએ કારણ કે આચારહીનને આ લોકમાં કે પરલોકમાં સુખ સાંપડતું નથી.

यज्ञदानतपांसीह पुरुषस्य न भूतये।
भवन्ति यः सदाचारं समुल्लंघ्य प्रवर्तते॥

અહિં યજ્ઞ, દાન અને તપ તેના કરનાર પુરુષને તેવું ધાર્યું આપનારાં છે, પણ જે પુરુષ સદાચારનું ઉલ્લંઘન કરીને એ યજ્ઞ, દાન અને તપ જેવાં ધાર્યું આપનારાં કર્મોમાં પ્રવૃત્તિ કરે છે, તેવું તે કર્મ પણ તેને તેવું ધાર્યું આપનારું થતું નથી.

दुराचारो हि पुरुषो नेहायुर्विंदते महत्।
कार्यो यत्नः सदाचारे आचारो हन्त्यलक्षणं॥

દુરાચારી પુરુષ અહિં મોટું આવરદા પામતો નથી, માટે પુરુષે સદાચારી થવામાટે પ્રયત્ન કરવો જોઇએ. પુરુષમાં જે કંઇ સ્વાભાવિક અપલક્ષણ હોય તે પણ સદાચારથી દૂર થાય છે.

तस्य स्वरूपं वक्ष्यामि सदाचारस्य पुत्रक।
समाहितमनाः श्रुत्वा तथैव परिपालय॥

તે સદાચારનું સ્વરૂપ હે વહાલા પુત્ર! હું હવે તને કહીશ તે એકાગ્ર ચિત્તવડે સાંભળીને તેવું જ પ્રમાણિક પરિપાલન કરતો રહેજે.

त्रिवर्गसाधने यत्नः कर्तव्यो गृहमेधिना।
तत्संसिद्धौ गृहस्थस्य सिद्धिरत्र परत्र च॥

ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષે સાધવાના પુરુષાર્થો છે. એ ત્રણ પુરુષાર્થોની સાધનામાટે ગૃહસ્થપુરુષે પ્રયત્ન કરવો જોઇએ. આ ત્રણ પુરુષાર્થો સિદ્ધ થતાં પછી ગૃહસ્થને આ લોકનાં તથા પરલોકનાં સર્વે સુખોની સિદ્ધિ થાય છે.

## કૃપાનાથસાથે પ્રવાસનાં સંસ્મરણો

[ સંગ્રાહકઃ-શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

( ગતાંક ૭ માના પૃષ્ઠ ૧૦૫થી શરૂ )

બીજે દિવસે અમે લાડીતરફ પ્રયાણ કર્યું. માજી સ્કૂલમાસ્તર સદ્ગત પ્રાણજીવનભાઈએ આમંત્રણ કરેલું. માસ્તરે ભજનમંડળીઓ બોલાવી હતી અને ઘણા ઠાઠમાઠ અને દબદબાથી વરઘોડો કાઢી હતી. રાત્રીનો વખત શંકાસમાધાનને માટે હતો. સ્ટેટના લગભગ બધા ઓફિસરો આવતા હતા.—પંદર મિનિટસુધી લગભગ શાંતિ પથરાણી. કોઈએ કાંઈ શંકા કાઢી નહિ. પછી પ્રાણજીવનદાસે પૂછ્યું કે તન, મન અને ધનથી જે શિષ્ય સેવા કરે, તે ઉત્તમ શિષ્ય ગણાય કે નહિ? કૃપાનાથે કહ્યું કે "હા, તે ઠીક છે પણ જે શિષ્ય સદ્ગુરુની આજ્ઞાનું યથાર્થ પાલન કરે તેજ ઉત્તમ શિષ્ય કહેવાય. આજ્ઞાનું યથાર્થ પાલન કરવું અને તલવારની ધારઉપર ચાલવું એ બે બરાબર છે. "બહુત કાલ કરઈ સત્સંગા, તબ હોવૈ સબ સંશય ભંગા." માટે સત્સંગની બહુ જરૂર છે. સત્સંગવગર શિષ્યોના દોષો, કુટેવો દૂર થઈ શકતાં નથી. દોષ દૂર કરવા માટે સાક્ષાત્ બોધ કરતાં તટસ્થ અને પરોક્ષ બોધ આપવાથી તે દોષ શીઘ્ર દૂર થઈ શકે છે." આ બાબતવિષે કૃપાનાથે નીચે જણાવેલું દૃષ્ટાન્ત આપ્યું:—

"ભોજરાજા ઘણાજ વિદ્વાન્ હતા. તેઓ સંસ્કૃત જ્ઞાન પણ ઘણી ઉચ્ચકોટીનું ધરાવતા હતા. તેમની રાજસભા વિદ્વાન્ કવિઓથી અલંકૃત હતી. કવિઓમાં કાળિદાસ કવિ તેમના પ્રેમપાત્ર હતા. એક વખત પટાવત ભાયાતો તથા મુખ્ય ખંડિયા રાજાઓના કુસંગથી તેઓ દ્યૂત( જુગાર )ઉપર ચડી ગયા. ધીરે ધીરે આ દુર્વ્યસન વધતું ચાલ્યું. રાણીના કાને આ વાત આવી. રાજા જુગાર ખેલવામાં વધારે વધારે આસક્ત થતા જાય છે, એ જાણી રાણી બહુ ચિંતાતુર રહેવા લાગ્યાં. આ દુર્વ્યસનથી રાજાજીને કેવી રીતે મુક્ત કરવા તેનાજ વિચારમાં રાતદિવસ મગ્ન રહેવા લાગ્યાં. તેમણે વિચાર્યું કે જો હું સાક્ષાત બોધ કરીશ તો રાજા ઊલટા વધારે ગુસ્સે થશે અને જુગાર વધારે ખેલવા લાગશે; કારણ રાજહઠ એવીજ હોય છે. ઘણો વિચાર કરતાં રાણીને સ્ફુર્યું કે કાળિદાસ કવિ સિવાય બીજો કોઈ આ કામ પાર ઉતારી શકશે નહિ; એટલે તેમણે કાળિદાસ કવિને બોલાવવા દાસીને મોકલી ને દાસીને જણાવ્યું કે આ વાત ગુપ્ત રાખવાની છે. જનાનામાં જવાની કાળિદાસ કવિને છૂટ હોવાથી, દાસી કાળિદાસ કવિસાથે રાણીજીના આવાસમાં દાખલ થઈ. રાણીએ કવિને જણાવ્યું કે રાજાજી જુગારના દુર્વ્યસનમાં પૂરેપૂરા સપડાઈ ગયા છે. આ ચિંતામાં મારું ખાવુંપીવું બધું સુકાઈ ગયું છે. હવે મારી દૃષ્ટિ આપના ઉપરજ ઠરે છે. આ કામ આપ બરાબર પાર ઉતારશો એવી મને સંપૂર્ણ ખાત્રી છે. કાળિદાસે કહ્યું કે "શા માટે ચિંતા કરો છો? રાજાજીને દુર્વ્યસનમાંથી મુક્ત કરવા એ તો મને એક બાળકની રમત જેવું જણાય છે. જુઓ! હું બારસને દિવસે સંન્યાસીના વેશમાં ભિક્ષા લેવા આવીશ. રાજા જમવા પધારે ત્યારે તે દિવસે તમારે રસોઈમાં જરા ઢીલ કરવી. રાજાજીને બીજી વાતો ઉપર ચડાવી દેવા, એટલામાં હું આવી પહોંચીશ." આમ કહી કાળીદાસ રવાના થયા. રાણીજીએ મળેલ સૂચનાનુસાર રાજાજી આવ્યા ત્યારે જણાવ્યું કે આજે ઘણાં પકવાનો તૈયાર કરવાનાં છે એટલે રસોઈ તૈયાર થવામાં જરા વિલંબ લાગશે, એમ કહી બ્રહ્મજ્ઞાનની ચર્ચામાં

રાજાને રોકી દીધા. એ, ત્રણ કૂટ શ્લોકો બતાવ્યા અને તેનાં અર્થ સમજવા પ્રયત્ન કરવા લાગ્યાં એટલામાં એક સંન્યાસી આવ્યા. સન્યાસીપાસે એક બીની ગોદડી કે જેમાં માછલાં પકડવાની જાળ હતી, એવા વેશમાં જોઈને રાજાજીએ પૂછ્યું—

" भिक्षो कन्था श्लथा ते नहि नहि शफरिवधे जालमश्नासि मत्स्यान्?
स्ते वै मद्योपदंशाः पिबसि मधु समं वेश्यया यासि वेश्याम्।
दत्वांघ्रि मूर्ध्न्यरीणां तव किमु रिपवो भैपि? भेतास्मि येपाम्।
चोरोऽस्मि द्यूतहेतोस्त्वयि सकलमिदं? नास्ति भ्रष्टे विचारः॥"

રાજા કહે છે "અરે સન્યાસી! આ કંથાઉપર શું લટકે છે? તેમાથી પાણી કેમ ટપકે છે?" "નહિ નહિ, તે તો ટચલી આંગળીજેવાં ઝીણા શફરીનામનાં માછલાં પકડવાની જાળ છે." સન્યાસી થઇને તમે શું માછલા ખાઓ છો?" સન્યાસી કહે "હા, દારૂ-સાથે ખાઉં છું." રાજા—"અરે શું દારૂ પીઓ છો?" સન્યાસી—"વેશ્યાની સાથે પીઉં છું," રાજા—"શું વેશ્યાગમન કરો છો?" સન્યાસી—"શત્રુના માથાઉપર પગ મૂકીને ત્યાં જાઉં છું," રાજા—"શુ તમારે વળી સંન્યાસીને શત્રુ હોય છે?" સન્યાસી—"ચોરી કરવી પડે એટલે શત્રુ તો હોયજ ને?" રાજા—"શું ત્યારે તમે ચોરી પણ કરો છો?" સન્યાસી—"જુગાર રમવાની બુરી આદત હોય તો ચોરી પણ કરવી પડે?" રાજા—"અરે શું જુગાર પણ ખેલો છો? ત્યારે બધા દોષ તમારામાં છે." સન્યાસી—"અરે, રાજા! **नास्ति भ्रष्टे विचारः** જ્યારે માણસ ભ્રષ્ટ થાય ત્યારે તે એક પછી એક પગથીઉં નીચે ઉતરતો જાય છે, તે કાંઈ વિચાર કરતો નથી કે જુગાર આ બધાનું મૂળ છે."

રાજા—"અરે! અવાજ અને બોલવાની છટા કાળિદાસ કવિના જેવી જણાય છે. શું કાળિદાસ તો નહિ કે?" એમ રાજા બોલ્યા કે તરત કાળિદાસે ઉપરનો વેશ ઉતારી નાંખ્યો અને પગમાં પડ્યા. રાજાજી વાતનો દોર સમજી ગયા અને મોટેથી બોલી ઉઠયા રાણીસાહેબ જળ લાવો, હુ આજે હાથમા જળ લઈ પ્રતિજ્ઞા કરું છું કે, આજથી મારે જુગાર હરામ છે. કાળિદાસ! તમે મને આજે બચાવી લીધો છે. આ યશ રાણીસાહેબને છે એમ કહી કાળિદાસ પલાયન થઈ ગયા.

સંવત્ ૧૯૮૬ની સાલમાં રાજકોટ મુકામે આ દાસ કૃપાનાથસાથે હતો. તે વખતે એક જિજ્ઞાસુએ પૂછ્યું "મારા વાંચવામા એવું આવ્યુ છે કે "ગુરુસમીપ વધારે વખત રહેવાથી લાભને બદલે હાનિ થવાનો સભવ છે." આ વાક્યમાં શું રહસ્ય સમાયેલું હશે?" કૃપાનાથે નીચેનો શ્લોક કહ્યો:—

अत्यासन्ना विनाशाय, दूरतश्चाफलप्रदाः।
मध्यभावेन सेव्यन्ते, राजा वह्निर्गुरुः स्त्रियः॥

અર્થઃ—રાજા, અગ્નિ, ગુરુ અને સ્ત્રી આ ચારની હમેશાં પાસે રહેવાથી વિનાશ થાય, દૂર રહેવાથી ધારેલું ફળ પ્રાપ્ત ન થાય, માટે મધ્યસ્થભાવે આ ચારપાસે રહેવું.

"હવે શિષ્ય ઉંચી કોટિનો હોય અને ગુરુનું માહાત્મ્ય બરાબર સમજતો હોય ને ગુરુમાં ઈશભાવ સદા મનમા જાગ્રત્ રાખી શકતો હોય તો તેનો બેડો પાર થાય, તરી જાય, પછી ભલે તે ઘણા વર્ષ પાસે ન રહે. જો ગુરુનું માહાત્મ્ય બરાબર સમજતો ન હોય અને આ તો આપણા જેવાજ મનુષ્ય છે, એવો ભાવ રાખવાથી સેવામાં પ્રમાદ રાખે તો વધારે

વખત સમીપ રહેવાથી તેને તેની સેવા, કુસેવારૂપ થઈ જાય છે અને લાભને બદલે હાનિ થાય છે. તેવીજ રીતે સ્ત્રીની બહુ સમીપ રહેવાથી પુરુષ વિષયાસક્ત થઈ જાય છે. બહુ દૂર રહે તો સંતતિ લાભ ન થાય, તેવીજ રીતે રાજા અને અગ્નિનું સમજવું. માટે બહુ દૂર નહિ તેમ બહુ સમીપ નહિ એમ મધ્યભાવે સેવન કરવું એમ જણાવ્યું છે.

કથાપ્રસંગમાં દુર્જનસંબંધી વિવેચન આવ્યું તે ઉપર કૃપાનાથે નીચેનો શ્લોક કહ્યો:—

**तक्षकस्य विषं दन्ते, मक्षिकाया विषं शिरः ।**
**वृश्चिकस्य विषं पुच्छे, सर्वाङ्गे दुर्जने विषम् ॥**

**અર્થ:**—તક્ષક નાગના દાંતમાં ઝેર રહેલું હોય છે, મક્ષિકા( માખી )ના શીરોભાગમાં, વીંછીના પુચ્છમાં અને દુર્જનના આખા અંગમાં ઝેર રહેલું હોય છે.

ભક્તના પ્રસંગમાં કૃપાનાથે કથામાં નીચે પ્રમાણે કહ્યું: "ચરાચર બધા પ્રાણીઓ તથા પર્વતો આદિને પૃથ્વી ધારણ કરે છે માટે પૃથ્વીનું માહાત્મ્ય ઘણું વધારે ગણાય, પણ પૃથ્વીને શેષનાગે ધારણ કરી છે, માટે શેષનું માહાત્મ્ય વધારે ગણાય, શેષને મહાદેવે મસ્તકમાં ધારણ કરેલ છે માટે મહાદેવનું માહાત્મ્ય વધારે, મહાદેવને કૈલાસે ધારણ કરેલ છે માટે કૈલાસનું માહાત્મ્ય વધારે, કૈલાસને રાવણે ઉપાડ્યો માટે રાવણનું માહાત્મ્ય વધારે, રાવણને વાળીએ જીતી લીધો માટે વાળીનું માહાત્મ્ય વધારે, રામચંદ્રજીએ વાળીનો નાશ કર્યો માટે રામચંદ્રજીનું માહાત્મ્ય વધારે; પણ રામચંદ્રજી ભક્તના હૃદયમાં બિરાજે છે માટે ભક્તનું માહાત્મ્ય સૌથી વધારે ગણાય."

**નિદ્રાઉપર અસાધારણ કાબુ**—૭ વર્ષ પહેલાં હું એક વખત દ્વારકા જતો હતો. ટ્રેનમાં શ્રી. કાનજી ચકુ ગાંધી જેઓ ગુજરાતી પેપરમાં ધર્મસંબંધી લેખ આપતા હતા, તેઓનો સમાગમ થયો. સાથે સ્વામીનારાયણ સંપ્રદાયના બ્રહ્મચારીઓ પણ હતા. કૃપાનાથ-સંબંધી મેં વાત કાઢી. વાણી, નિદ્રા, આહારઉપર કૃપાનાથનો કેવો અસાધારણ કાબુ હતો તે સંબંધે જણાવી, મેં છેવટમાં કહ્યું કે મિનિટ મિનિટનો જનતાને હિસાબ આપનાર આવા કોઈ આચાર્ય મેં જોયા કે થયાનું સાંભળ્યું નથી.

સાંભળવા પ્રમાણે શ્રી. કાનજી ચકુ ગાંધીએ કૃપાનાથના જીવનચરિત્રનો ભાગ પહેલો વાંચવા મંગાવ્યો હતો અને તેમણે લખી જણાવ્યું હતું કે કોઈપણ આચાર્યનું જીવનચરિત્ર આટલી બધી ચોકસાઈ અને ઝીણવટથી લખાયેલું મારા વાંચવામાં આવ્યું નથી.

**કૃપાનાથની વ્યવહારકુશળતા**—કૃપાનાથસાથે અમે જૂનાગઢ આવ્યા. ત્યાં શ્રીમતી ગંગાબહેન લીંબુડા આશ્રમવાળાં દર્શનાર્થે આવેલાં. લીંબુડા પધારવા માટે તેમણે બહુ બહુ વિનંતિ કરી. કૃપાનાથે તે માગણી સ્વીકારી નહિ, એટલે મેં વિજ્ઞપ્તિ કરી કે તેમનો આટલો બધો આગ્રહ છે તો તેમને નીરાશ ન કરવાં જોઈએ. પછી તો આપ કૃપાળુની જેવી ઇચ્છા. તેઓશ્રી બોલ્યા "તમે આ વાત ન સમજી શકો. આ વખતે વરસાદ વાવેતર થાય તેવો હજુસુધી થયો નથી, ખેડુતો તથા લોકોનાં મન ચિંતાતુર છે. હવે આવા વખતે કોઈ ભક્ત પધરામણી કરે, કોઈ દેખાદેખીથી, કોઈ શરમે ભરમે, કોઈ લોકોમાં આપણું ઠીક દેખાય એમ ધારી બીજા માણસો પણ પધરામણી કરે, એટલે બીજાને લીધે તેમને પણ ખેંચાવું પડે, એક રૂપિયો ભેટ ધરે. પણ આવા વખતમાં એક રૂપિયો ગરીબ ખેડુતને **ગાડાના પૈડા જેવો થઈ પડે,** એક રૂપિયામાં તો મણ બાજરી આવે અને ગરીબ માણસોને

પાછળથી બહુ તણાવું પડે, માટે તેમની માગણીનો સ્વીકાર થઈ શકે નહિ. ગંગાબહેન આ સાંભળી સડક થઈ ગયાં. દયાળુ સ્વભાવ જોઈ આંખમાં આંસુ આવી ગયાં. તેઓ ઓરડાની બહાર આવ્યાં ત્યારે મેં તેમને કહ્યું કે "જુઓ કૃપાનાથની મનુષ્યો ઉપર કેવી દયા છે!"

**પોરબંદરમાં પત્રરત્નમણી**—એક દિવસ કૃપાનાથ જમતા હતા, હું પંખો નાંખતો હતો, પડખે વાસુદેવભાઈ બેઠા હતા. વાસુદેવભાઈ બોલ્યા "કૃપાનાથ! જ્યાંસુધી આપની સ્થિતિ અહીંઆં રહે છે, ત્યાંસુધી અંતઃકરણ બહુ ઉંચી કોટિમાં રહે છે, સાધનમાં પણ બહુ જોમ પ્રકટે છે, એક જાતની ખુમારી રહ્યા કરે છે, પણ આપની સ્થિતિ અહીંથી બીજે સ્થળે થાય છે, અને આપશ્રીનું સામિપ્ય દૂર થાય છે એટલે ઉત્સાહ ધીરે ધીરે નરમ પડતો જાય છે. કોઈ વખતે સંસારવાસના પણ એકએક સ્ફુરી આવે છે, આનું શું કારણ? આમ ન થાય તે માટે કોઈ ઉપાય કહો કે જેથી ઉત્સાહ પ્રબળ રહે અને વાસના સ્ફુરે નહિ." કૃપાનાથે કહ્યું કે "જે શિષ્યને સદ્‌ગુરુમાં અનન્ય શ્રદ્ધા અને પ્રેમ છે, તેને માટે તો સૌથી સરલ અને શ્રેષ્ઠ ઉપાય એ છે કે તેણે પોતાની સમક્ષ સદ્‌ગુરુની ભાવનામય મૂર્તિ અહોનિશ સામે હરામાં ખડી રાખવી. ચિત્તવૃત્તિ તેમાં પ્રેમપૂર્વક સંલગ્ન રહે તો પછી કોઈપણ પ્રકારની વાસના સ્ફુરે નહિ. પછી નીચેના બે શ્લોકો કૃપા કરીને કહ્યા.

દુર્લભં ત્રયમેવૈતદ્ દેવાનુગ્રહહેતુકં।
મનુષ્યત્વં મુમુક્ષુત્વં મહાપુરુષસંશ્રયઃ॥

અર્થઃ—નીચેની ત્રણ વસ્તુઓ ઘણી દુર્લભ છે, મહાન અનુગ્રહ થાય ત્યારેજ પ્રાપ્ત થાય છે. મનુષ્યપણુ, મુમુક્ષુપણુ અને મહાનપુરુષ( સતપુરુષ )નો આશ્રય.

દુર્લભો વિષયત્યાગોઃ દુર્લભં તત્ત્વદર્શનં।
દુર્લભા સહજાવસ્થા સદ્ગુરોઃ કરુણાં વિના॥

અર્થઃ—સદ્ગુરુની કરુણાવિના વિષયોનો ત્યાગ બહુ દુર્લભ છે, તત્ત્વદર્શન થવું (બ્રહ્મનો સાક્ષાત્કાર થવો ) એ બહુ દુર્લભ છે, અને સહજાવસ્થા ( અખંડબ્રહ્માકારવૃત્તિ ) પણ અતિ દુર્લભ છે.

——*]——

## ક્ષમા-પ્રાર્થના

[ લેખકઃ-કાનજી પુરુષોત્તમ દવે-વંથલી સોરઠ ]

( હવું પ્રાગટ્ય શરસ્તું-એ રાગ ગઝલનો )

પ્રભો દ્વિદસ્ત જોડીને, ક્ષમા યાચીએ ઓ! નાથ;
અમારી અતિ વાણીથી ... ... ... ક્ષમા અમ૦ ૧
અમારી અજ્ઞવસ્થાની, વળી માયા તણા મોહે;
બનેલી વાસના હણવા ... ... ... ક્ષમા અમ૦ ૨
વળી જે કામ-ક્રોધાદિ, અમારા દિલને દમતા;
ઠગારાઓ થકી બચવા ... ... ... ક્ષમા અમ૦ ૩
અમારી આત્મશક્તિઓ, પ્રભુનાથે વધારી જે,
થયેલી મંદતા હણવા ... ... ... ક્ષમા અમ૦ ૪

# શ્રીઆનંદાશ્રમ–સમાચાર

## [ માઘ માસ ]

**શ્રીસદ્‌ગુરુપૂજનઃ**—ગત મહાશિવરાત્રિના દિવસે સૌ આનંદાશ્રમવાસીઓએ આનંદાશ્રમમાં આણી પૂજ્યપાદશ્રીનું વિધિપૂર્વક પૂજન કર્યું હતું.

**મુખ્યભેટઃ**—રૂા. ૨૫–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂા. ૨૫–૦–૦ શ્રી. હરિલાલ હરકીશનદાસ–મુંબઈ.

**લઘુરુદ્રઃ**—એક ભક્તજન–બોરીવલી. શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેર. એક ભક્તજનતરફથી રુદ્રાભિષેક (૩). શ્રી. કરસનદાસ હરજી ( રુદ્રાભિષેક. ) ગઢવી ગોવિંદ ભોજા–જાંબુડા, લઘુરુદ્ર ( બે. ) શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા ( લઘુરુદ્ર. )

**ભોજનઃ**—રૂા. ૩૭–૯–૩ શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝા–વાંકાનેરવાળાનાં ધર્મપત્ની સદ્‌ગત ડાહીબેનના આત્મકલ્યાણાર્થે. રૂા. ૭–૮–૦ શ્રી. સુરતરામ અંબાવીદાસ વસાવડા–જૂનાગઢ. રૂા. ૪૮–૧૨–૩ શ્રીમતી સદ્‌ગત મોંઘીબેનના આત્મકલ્યાણર્થે ભોજનના હાં. શ્રી. છગનલાલ વાલજી–જામનગર. રૂા. ૨–૮–૦ એક ભક્તજન પોષવદિ ૪ના તથા વસંતપંચમીના થાળના. રૂા. ૫૧–૧૨–૦ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે–વંથળી. રૂા. ૯–૦–૯ ઠાકોર જાલમસિંહ પ્રેમસિંહ–કુંતિયાણા. રૂા. ૩૬–૧૫–૦ શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજીનાં પત્ની સદ્‌ગત બેન કુંવરબાઈ માધવજી–પોરબંદરતરફથી ભોજન હા. ટ્રસ્ટી શ્રી. પ્રભાશંકર જમનાદાસ–પોરબંદર.

**થાળઃ**—રૂા. ૧–૪–૦ એક ભક્તજન–બોરીવલી. રૂા. ૧–૪–૦ શ્રી. માણેકલાલ દામોદર–ઉમરેઠ. રૂા. ૫–૩–૦ એક ભક્તજન–બોરીવલી. રૂા. ૧–૪–૦ શ્રી સુંદરજી બહેચર તન્ના–માંગરોળ. રૂા ૧–૪–૦ શ્રી. સોમજી વાલજી–ખડીઆ. રૂા. ૧–૪–૦ શ્રી. કૃપાશંકર જયરામ–ભટ્ટ. રૂા. ૧–૪–૦ એક ભક્તજન–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. દામોદરદાસ મૂળજી. રૂા. ૧–૪–૦ શ્રી. ધીરજલાલ પ્રેમજી પુંજા. રૂા. ૧–૪–૦ શ્રી. વિઠ્ઠલદાસ જાદવજી ગાંધી–મુંબઈ. રૂા. ૨–૮–૦ ગઢવી ગોવિંદ ભોજા–જાંબુડા (બે) રૂા. ૧–૪–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ–બીલખા. રૂા. ૧–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી કા. સુ. ૧૨ નો થાળ ૧. રૂા. ૧–૪–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી કરાંચી પો. સુ. ૧૨ નો થાળ [ અર્પણ કરેલ રકમના વ્યાજમાંથી. ] રૂા. ૨–૮–૦ એક ભક્તજન પોષવદિ ૪ તથા વસંતપંચમી થાળ. રૂા. ૧–૪૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા.

**અખંડદીપકઃ**—રૂા. ૦–૧૨–૦ શ્રી. સુંદરજી બેચર તન્ના–માંગરોળ. રૂા. ૦–૧૨–૦ શ્રી. ધીરજલાલ પ્રેમજી પુંજા. ૧–૮–૦ ગઢવી ગોવિંદ ભોજા–જાંબુડા.

રૂા. ૨૪–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદીતરફથી બે માસના ભોજનના.

———:૦:———

## વિજ્ઞપ્તિ

**આનંદાશ્રમનાં પુસ્તકો મંગાવનારા ગ્રાહકોને વિદિત થાય કે હાલમાં નીચેનાં પુસ્તકો સિલકમાં નથી તેથી મોકલી શકાશે નહિ.**

**૧ દુરાચાર ગિરિવજ્ર  ૨ શ્રીનૈમિત્તિકકર્મપ્રકાશ  ૩ શ્રીપંચરત્નગીતા**
**૪ રાસપંચાધ્યાયી  ૫ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને ઈશાવાસ્યાદિ**
**૬ ગુરુગીતાસાર  ૭ શ્રીનાથભગવાન ( ગુજરાતી )  ૮ શ્રીસૂક્ત**
**૯ સ્વદેશસેવા  ૧૦ શ્રીશંકરાચાર્યજીનાં અષ્ટાદશરત્નો**

**વ્યવસ્થાપક આનંદાશ્રમ, પોસ્ટ બીલખા–કાઠિયાવાડ**

# परचुरण भेट

## [ माघमास ]

१-४-० એક ભક્ત બોરીવલિ
६-०-० શ્રી. મગનદાસ માધવલાલ વ્યાસ
૩-१२-० ,, માણેકલાલ દામોદર-ઉમરેઠ
५-४-९ સદ્‌ગત ડાહી બેન-વાંઝનેર
१-०-० શ્રી. કેશવજી ઝીણાનાં ધર્મપત્ની-જુનાગઢ
५-०-० ,, અમૃતલાલ પરમાણંદ
१-०-० ,, પોપટલાલ તારાચંદ વકીલ
०-४-० ,, સાધીબેન-જુનાગઢ
०-४-० ,, ત્રિભુવન જૂઠા-મેંદરડા
०-१-० શ્રી. મણીબેન
૩-०-० શ્રી. ડાહ્યાભાઈ મગનદાસ. નિસદાન
१-०-० ,, અંબાલાલ તુલજારામ-જંબુસર
१-०-० પૂ. બ્ર. શ્રીઆત્મપ્રકાશજી
१-०-० શ્રી. કાનજી પુરષોત્તમ-વયલી
२-०-० શ્રી. કાનજી પુરષોત્તમ દવે ,,
१-०-० શ્રી. ત્રિભુવન શંકર દવે
०-२-० શ્રી. મૂળશંકર કાનજી
०-२-० શ્રી. શાંતિબેન વ્યાસ
१-४-० શ્રી. લાલજી ઝીણાનાં પુત્રી-જુનાગઢ
१-४-० શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી પૂજ્યપાદશ્રીને વસ્ત્ર ધરવામાટે
५-०-० શ્રી. મધુસૂદન પ્રાણલાલ કડક્રલાલ શ્રી ડાહ્યાભાઈનાં પુત્રી ચંચળબેનતરફથી
१-०-० શ્રી. સવજી જેરાજ-જામનગર
०-२-० પરચુરણ
२९-४-० પોરબંદર આશ્રમમાં બેસતા વર્ષના પૂજનભેટના હા. શાસ્ત્રી વિશ્વનાથ માધવજી-પોરબંદર

०-२-६ મોજીદડમાં આવેલ ભેટના.
८-०-० શ્રી. ભાઈલાલ અંબાલાલ-અમદાવાદ માગસર વદિ १ થી પોષ વદિ १ સુધીના.
०-७-० પરચુરણ
५-०-० ના. દરબારશ્રી ભાયાવાળા સાહેબ-બગસરા
५-०-० શેઠ દામોદર મૂળજીભાઈ
०-५-૩ ચિ. ચંપકલાલ તરફથી ભેટ
५-०-० એક ભક્તજન-જામજોધપુર
५-०-० શ્રી. જમશેદજી પે. ગોગાવાળા
११-०-० શ્રી. જેઠાલાલ પીતાંબર ભટ્ટ સાણંદ-વાળાતરફથી સં. १९९९ની આષાઢી પૂર્ણિમાના સેવડાનિમિત્તે
०-२-० ચિ. શશિકાંત ઝવેરીલાલ-ગોંડલ
०-२-० ,, ઇચ્છાશંકર જયશંકર-જામકંડોરણા
०-२-० ,, નર્મદાશંકર ગોવિંદજી પ્રભાસ
०-२-० ચિ. શાંતિલાલ ઓધવજી-આંકડીયા
०-४-० શ્રી. ભીમશંકર મહાશંકર રાવળ-મોજીદડ
०-४-० શ્રી. કાંતિલાલ નાગરદાસ-લીંબડી
०-४-० શ્રી. લાભશંકર વિઠ્ઠારામ-વઢવાણ
०-६-९ પરચુરણ ભેટ
१७-८-० શ્રી. હર્ષદરાય મહાશંકરદાસ દેસાઈ તરફથી જપ, થાળ ને દીપકના
१-१०-० શિવરાત્રિના પૂજન ભેટના
०-८-० શ્રી. મૂળશંકર કાનજી-બીલખા
०-४-० શ્રી. મણિબેન
५-०-० શ્રી. ઇશ્વરજી શ્યામજી-કુતિયાણા

Reg. No. B. 3087.

સને ૧૯૪૪ તા. ૨૫ માર્ચ






# સંતોષ

સાધુ પુરુષો દેહમાં રહેલા આત્મ-ભાવનું તથા ઇંદ્રિયોના વિષયોનું વિસ્મરણ કરી તૃષ્ણાના અંતને પામે છે. પરંતુ સંતોષી જનો પૃથ્વીના પૃષ્ઠને શય્યા માની, આકાશને ઓઢવાનું વસ્ત્ર ગણી, તથા અમૃતરૂપી બ્રહ્મજ્ઞાનને ઉત્તમ ભોજન માની સદૈવ સંતુષ્ટ રહે છે, અર્થાત્ પ્રારબ્ધાનુસાર જે શય્યા, જે વસ્ત્ર તથા જે ભોજન મળે તેમાં તેઓ ...પી રહે છે.

[ શ્રીમન્નાથભગવાન્ ]

શ્રીઆનંદાશ્રમ, નવાગામ (પો. બીલખા—કાઠિયાવાડ) તરફથી પ્રગટ થતું ધાર્મિક માસિક
આનંદાશ્રમ
P. O. Bilkha (Kathiawar–India).

—[ * ]—

## સૂચના

શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા શ્રીનાથચરિતામૃતના તૃતીય પ્રવાહ લખવાના કારણે હાલમાં બહારગામ રહે છે તો શ્રીઆનંદાશ્રમને લગતો પત્રવ્યવહાર આનંદાશ્રમના વ્યવસ્થાપક અથવા સંયુક્તમંત્રી શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદીના નામઉપર કરવો.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ

—[ * ]—

## ધૂન

કરુણાસાગર સુખકારી રે, ગુરુચરણકમલ બલિહારી રે;
ભવતારક છો, ભવનાયક છો, ગુરુ અખિલ જનોના પાલક છો;
મંગલમૂર્તિ અવતારી રે, ગુરુચરણકમલ બલિહારી રે;
વ્યાપકરૂપે છો વિખ્યાતા, વળી દીનજનોના સુખદાતા;
નિજજનના છો ઉપકારી રે, ગુરુચરણકમલ બલિહારી રે.

—[*]—

વર્ષ ૧૨ મું
ચૈત્ર
અંક ૧૧ મો
સંવત્ ૨૦૦૦

॥ ॐ ॥
॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः।
यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन्॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલો તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીનાથભગવાન (શ્રીમન્નથુરામશર્મા), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે તે આ આનંદાશ્રમ છે.

# અનુક્રમણિકા



———:०:———

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૨મા વર્ષનો આ અગિયારમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા-કાઠિયાવાડ.

———[*]———

જરૂરી

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.

---


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ-આંગરોળ-કાઠિયાવાડ.
સહતંત્રી: શ્રી દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઇ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।
અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦-ચૈત્ર [ અંક ૧૧

## શ્રીસદ્‌ગુરુમહિમા

૫૬

[ સંપાદક—શ્રી. અંબાશંકર નાનજી જોશી ]

નરજીવનમુક્ત થતા ગુરુથી, પ્રકટે જયમ દીપક દીપ થકી;
ગુરુનો મહિમા શ્રુતિ વેદ કહે, મુનિ નારદ વાલ્મિક વ્યાસ લહે. ૧
શિવશાપ ભુસુંડી પરેજ થયા, ગુરુદેવ કૃપાથી બચીજ ગયા;
હરિકોપ થયે ગુરુ સા'ય કરે, ગુરુ રૂષ્ટ થયે નર ના ઉગરે. ૨
ઉપમા ઘટતી ગુરુને ગુરુની, નહિ પારસ ચિંતક કલ્પતણી;
ક્ષણભંગુર ચીજ દિયે ત્રણ એ, ગુરુ આશ્રિતને નિજરૂપ કરે. ૩
ગુરુદૃષ્ટિ થતાં નર ઉચ્ચ બને, કુલ જાતિ કનિષ્ઠ ન કોઈ ગણે;
ગુરુથી અધિકું નહિ કોઈ ભલું, ગુરુદેવથી બંધન છે ટળતું. ૪
ગુરુનિંદકને મુખ રેત પડે, જન ૧સંગત તેની ન કોઈ કરે;
ગુરુબોધ પરે ખુબ ખ્યાલ કરો, બહુ તર્ક કરો ન કુતર્ક ધરો. ૫
કરડે અહિ સિંહજ ભક્ષ્ય કરે, બગડે નિજ જન્મજ એક ખરે;
ખલ સંગત કોટિક દે મરણાં, પદપંકજ મોક્ષ દિયે ગુરુનાં. ૬
ગુરુનામ વડું ભવસાગરમાં, ઝટ આશ્રય લ્યો ભવથી તરવા;
ગુરુ એજ હરિ હરિ લ્યે મમતા, ગુરુને ભજતાં હરિરૂપ થતાં. ૭

ગુરુ નામ રટું ગુરુધ્યાન ધરું, ગુરુકાજ સદા જગમાં વિચરૂં;
ગુરુથી નહિ સાધન કોઈ વડું, ગુરુદેવ જપું ગુરુદેવ જપું. ૮
વિધિશંકર વિષ્ણુ વસે ગુરુમાં, કવિ કો કથી કે ગુરુનો મહિમા;
ગુરુભાનુ હણે તમ અંતરનાં, જય હો જય હો ગુરુદેવ અહા! ૯
ગુરુદેવ મળ્યા ભવરોગ ટળ્યા, મમ પૂર્વજ પુણ્ય બધાંજ ફળ્યાં;
સુખરૂપ ગુરુ વિલસે જગમાં, મુજમાં તુજમાં વનમાં મનુમાં. ૧૦

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

સ્વધર્મપાલનમાં ને મોક્ષનિરૂપક શાસ્ત્રના વાચનવિચારમાં નિત્ય યોગ્યસમય લઈ અભ્યુદયનિઃશ્રેયસનો લાભ આપનારી પ્રજ્ઞાની વૃદ્ધિ કરવા પ્રયત્ન ચાલતો હશે. પ્રજ્ઞાનું માહાત્મ્ય શ્રીવસિષ્ઠજી નીચે પ્રમાણે કહે છે:—

"स्वर्गाद्यद्यत्तु पातालाद्राज्याद्यत्समवाप्यते ।
तत्समासाद्यते सर्वं प्रज्ञाकोशान्महात्मना ॥"

"चिन्तामणिरियं प्रज्ञा हृत्कोशस्था विवेकिनः ।
फलं कल्पलतेवैषा चिन्तितं सम्प्रयच्छति ॥"

( સ્વર્ગપ્રાપ્તિથી, પાતાલની પ્રાપ્તિથી ને રાજ્યપ્રાપ્તિથી જે સુખ જીવને પ્રાપ્ત થાય છે તે સર્વ સુખ પ્રજ્ઞારૂપ ભંડારમાંથી મહાપુરુષોવડે પ્રાપ્ત કરાય છે.

વિવેકી મનુષ્યના હૃદયરૂપ ભંડારમાં રહેલી આ પ્રજ્ઞા ચિંતામણીરૂપ છે. આ પ્રજ્ઞા કલ્પલતાની પેઠે ઈચ્છેલું ફલ સારી રીતે આપે છે. )

બાહ્યવ્યવહાર, સગાંવહાલાં, ભાઈ, પુત્ર, શરીર, ઇંદ્રિયો, પ્રાણ ને મન એ સર્વ કલ્પિત છે, અને પોતાનો આત્માજ સત્ય છે, આ વિચાર મનમાં બની શકે તેટલો સુસ્થિર કરતા રહેશો. મનને સમભાવવાળું રાખી અંતરબહારના સર્વ પદાર્થોના દષ્ટા રહીને વર્તવું તે મોટું તપ ગણાય છે, ને તે તપ શુભ ફલ આપે છે. મનને બ્રહ્મના અનુસંધાનવાળું ને સંસારના પ્રાણિપદાર્થોમાં વિરાગવાળું રાખવા પણ પ્રયત્ન સેવવો જોઈએ. એમ કરવાથી મન શાંત રહેશે.

પ્રાપ્ત થયેલા પ્રારબ્ધકર્મને પ્રસન્નતાથી ભોગવવામાંજ મનુષ્યના ધર્મબલની ને મનોબલની પરીક્ષા છે તે સ્મરણમાં રાખતા હશો.

આવી પ્રતિકૂલવેલાએ ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન મનુષ્યને બહુ ઉપકાર કરે છે.

હૃદયને ઘણામાં ઘણું દૃઢ ને શાંત રાખવા પ્રયત્ન રાખશો, ને વિલાપ ન કરશો.

ગ્રહને બદલે ગ્રહપતિના સામર્થ્યનો વિચાર કરી મનને શાંત રાખશો.

સંસારના સ્વરૂપનો, પ્રારબ્ધકર્માનુસાર થતા સગાંઓના સંયોગવિયોગનો, શરીરના વિનાશીપણાનો તથા આત્માના અવિનાશીપણાનો વિચાર મનમાં જાગ્રત રાખી તમે તમારા મનને ખેદયુક્ત ન થવા દેશો. ( ચાલુ )

# श्रीसनत्सुजातीयम्

( શ્રીશાંકરભાષ્યસમેત )

[ અનુવાદકઃ-શ્રી મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૯ના પૃષ્ઠ ૧૨૮થી )

एवं रूपो महानात्मा पावकं पुरुषो गिरन् ।
यो वै तं पुरुषं वेद तस्येहात्मा न रिष्यते ।
योगिनस्तं प्रपश्यन्ति भगवन्तं सनातनं ॥ १८ ॥

પુરુષનું જે આ પ્રસિદ્ધ પુરુષરૂપ છે તે તેનું ખરું પુરુષરૂપ નથી પણ માયાથી ઉપસ્થિત થયેલું મિથ્યા પુરુષરૂપ છે

કર્મના કરનારા અને ભોગના ભોગવનારા આ પ્રસિદ્ધ પુરુષરૂપમાં શરીર ઇંદ્રિયોના જડ સંઘાતની અપેક્ષાએ પોતાનેવિષે કર્તાપણું તથા ભોક્તાપણું જાણુનારા જીવને કટાક્ષમાં મોટો આત્મા (પુરુષ) કહેલો છે.

ખરી રીતે જોતાં શરીરઇંદ્રિયોના સંઘાતમાંનું કોઈ નાનો આત્મા નથી તથા જીવ મોટો આત્મા નથી પણ શરીર ઇંદ્રિયોનો સંઘાત અને જીવમળીને પુરુષનું જે આ પ્રસિદ્ધ પુરુષરૂપ છે તે આખું પુરુષરૂપ મિથ્યા છે

પુરુષનું પ્રસિદ્ધ આ પુરુષરૂપ વાસ્તવિક રીતે મિથ્યા છતાં અવિવેકથી તેને ખરું જાણી રહેનારો હોવાથી પ્રસિદ્ધ આ પુરુષરૂપમાં શરીર ઇંદ્રિયોના સંઘાતની અપેક્ષાએ જે જીવ છે તેને કટાક્ષમાં મોટો આત્મા કહેલો છે.

જે એકજ પુરુષ માયાવડે આ પ્રસિદ્ધ અનેક પુરુષરૂપોને ધારણ કરી રહેનારો છતાં આ પ્રસિદ્ધ અનેક પુરુષોથી જુદો તથા નિયામક છે તે એકજ પુરુષ ખરો પુરુષ છે અને તેનું પણ અમાય એટલે માયા વિનાનું જે વસ્તુસ્વરૂપ છે તેજ તેનું (પુરુષનું) ખરું પુરુષરૂપ છે.

મિથ્યા પુરુષરૂપને ખરું પુરુષરૂપ જાણનારા આ પ્રસિદ્ધ પુરુષને કટાક્ષમાં મોટો આત્મા કહેલો છે અથવા જીવ કહેલો છે

જે એકજ પુરુષ માયાવડે આ પ્રસિદ્ધ અનેક પુરુષોરૂપે થયા છતાં પ્રસિદ્ધ આ અનેક પુરુષોથી જુદો તથા આ પ્રસિદ્ધ અનેક પુરુષોનું યથાવત્ નિયમન કરનારો છે તે એકજ પુરુષ એ કારણથી ઈશ્વર કહેવાય છે

અને એ પુરુષનું જે વસ્તુસ્વરૂપ છે અથવા પુરુષનું જે ખરું પુરુષરૂપ છે તે આ મિથ્યા સર્વે પુરુષરૂપોની અપેક્ષાએ તેમજ નિરપેક્ષપણે પણ સૌથી મોટું હોવાના કારણથી બ્રહ્મ કહેવાય છે.

પુરુષનું જે આ બ્રહ્મસ્વરૂપ છે તે માયાવડે ભૂલાઈગયાના જેવું થવાથી જીવને તેનું આ મિથ્યા પુરુષરૂપ ઉપસ્થિત થાય છે તથા તે પુરુષરૂપજ તેને તેનું ખરું પુરુષરૂપ જણાય છે

જો એ પોતાનું બ્રહ્મસ્વરૂપ પાછું જાણવામાં આવે તો પુરુષને તેનું આ પ્રસિદ્ધ પુરુષરૂપ છે તેનું મિથ્યા જણાઈ રહે તેથી પુરુષના આ પ્રસિદ્ધ પુરુષ-

## मदालसा

[ અનુવાદક:-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઇ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૨૯થી )

ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान् वेदतत्त्वार्थमेव च ॥

ગૃહસ્થે બ્રાહ્મમુહૂર્તમાં જાગવું જોઇએ.
ધર્મ અને અર્થના લાભનો વિચાર કરવો જોઇએ.
કાયાના કલેશોનો વિચાર કરવો જોઇએ.
તે કલેશોનાં મૂળોનો વિચાર કરવો જોઇએ.
અને વેદપ્રતિપાદિત તત્ત્વભૂત પદાર્થોનો વિચાર કરવો જોઇએ.

उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ।
समुत्थाय तथाचम्य प्राङ्मुखो नियतः शुचिः ॥
पूर्वां सन्ध्यां सनक्षत्रां पश्चिमां सदिवाकरां ।
उपासीत यथा न्यायं नैनां जह्यादनापदि ॥

નિદ્રામાંથી જાગ્રત થઇને પ્રથમ આવશ્યક શૌચ કરવું.
પછી સ્નાન આદિથી શાસ્ત્રોક્ત શૌચ કરવું.
શાસ્ત્રોક્ત શૌચવડે શુચિ થઇને પછી પોતાના ચિત્તનું પોતાના આત્માને વિષે યથાવત આધાન કરવું.

એ રીતે નિદ્રામાંથી સારી રીતે જાગ્રત થઇને આચમન કરીને નિયમપૂર્વક શુચિ થઇને નક્ષત્ર દેખાતાં હોય તે સમયે પ્રાતઃકાલની સંધ્યાનું પૂર્વાભિમુખ ઉપાસન કરવું અને સૂર્યનારાયણ દેખાતા હોય તે સમયે સાયંકાલની સંધ્યાનું પશ્ચિમાભિમુખ ઉપાસન કરવું.

સંધ્યાનું જે ઉપાસન કરવું તે શાસ્ત્રોક્ત ન્યાયપૂર્વક કરવું.
આપત્કાલના પ્રસંગ વિના સંધ્યાના ઉપાસનનો ગૃહસ્થે કદી ત્યાગ ન કરવો ઘટે.

असत्प्रलापमनृतं वाक्पारुष्यं च वर्जयेत् ।
असच्छास्त्रमसद्वादमसत्सेवां च पुत्रक ॥

મિથ્યા બકવાદનો ત્યાગ રાખવો.
અસત્યનો ત્યાગ રાખવો.
વાણીની કઠોરતાનો ત્યાગ રાખવો.
મિથ્યા શાસ્ત્રોનો ત્યાગ રાખવો.
મિથ્યા વાદનો ત્યાગ રાખવો.
અને હે વહાલા પુત્ર ! મિથ્યા પુરુષના તથા મિથ્યા પદાર્થના સેવનનો ત્યાગ રાખવો.

सायं प्रातस्तथा होमं कुर्वीत नियतात्मवान् ।
नोदयास्तमये विंबमुदीक्षेत विवस्वतः ॥

એની રીતે કર્તવ્યમાં જાગ્રત પુરુષે પ્રાતઃકાળનો તથા સાયંકાળનો હોમ પણ નિત્ય કરવો જોઇએ.
સૂર્યનારાયણના બિંબને ઉદય પામવા સમયે તથા અસ્ત પામવા સમયે જોવું નહિ જોઇએ.

—[०]—

# श्रीसद्गुरुपरमात्मानां प्रतिमाजी

[ લેખકઃ—શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી ]

શ્રીગુરુદેવનાં પ્રતિમાજીની ઉપાસનાદૃષ્ટિએ કેટલી અનિવાર્ય આવશ્યકતા છે તેની શાસ્ત્રદૃષ્ટિથી સૂક્ષ્મવિચારણા કર્તવ્ય છે. ઉપાસના બે પ્રકારની છે. પ્રતીકોપાસના, અહંગ્રહ ઉપાસના અથવા દહરાદિ ઉપાસના. પ્રતીક એટલે સાંકેતિક ચિહ્ન, નિકૃષ્ટ અધિકારવાળા એટલે જડબુદ્ધિવાળામાટે પ્રતીકોપાસના છે, અને જેમણે પોતાનું અંતઃકરણ યોગ-સાધનોદ્વારા, પાપસંસ્કારોથી રહિત કર્યું છે, રજસ્ તમસ્ સંસ્કારો નિર્મૂળ કરી અંતઃકરણ શુદ્ધ સ્ફટિકજેવું નિર્મળ કર્યું છે તેમના માટે અહંગ્રહોપાસના અગર દહરાદિ ઉપાસના છે. દહર એટલે આકાશ બીજો અર્થ સૂક્ષ્મ પણ થાય છે. ઉપરનાં ષટ્ચક્રોમાં ચિત્તવૃત્તિ સ્થાપન કરી ઉત્તરોત્તર અધિકાર વધે, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને અજરામર ચક્રોમાં આત્માનું અનુસંધાન તૈલધારવત્ રાખ્યા કરવું તે દહરાદિ ઉપાસના કહેવાય. જ્યાંસુધી અંતઃકરણ સૂક્ષ્મ અને એકાગ્ર થયુ ન હોય ત્યાંસુધી પ્રતીકોપાસનાની આવશ્યકતા છે. જ્યોતિર્લિંગ, શંકર, વિષ્ણુ, રામ, કૃષ્ણ અને સદ્ગુરુની મૂર્તિ આ બધાં પ્રતીક કહેવાય.

સામાન્ય ચેતન, અને વિશેષ ચેતનમાં, સામાન્યચેતન (બ્રહ્મ) તો સર્વત્ર વ્યાપક છે, પણ તે અજ્ઞાનનું વિરોધી નથી; એટલે અજ્ઞાન તેથી નિવૃત થઈ શકતુ નથી, પણ વિશેષ ચૈતન્યજ અજ્ઞાનનું વિરોધી છે એટલે તેની સહાયથીજ બ્રહ્મસાક્ષાત્કાર થઈ શકે છે. સામાન્ય ચૈતન્ય (બ્રહ્મ) વિશુદ્ધ અને નિર્મળ થયેલ ચિત્તમાં પ્રતિબિંબિત થાય તે વિશેષ ચૈતન્ય કહેવાય, અને તે વિશેષ ચૈતન્યજ અજ્ઞાનને નિવૃત્ત કરી, અવિદ્યાનું આવરણ ભેદી, બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવે, એટલે સત્, ચિત્ અને આનંદ જે બ્રહ્મના સ્વભાવો છે તે ચિત્તવૃત્તિમાં સ્ફુરે. જેવી રીતે અગ્નિ સર્વત્ર દરેક વસ્તુમાં વ્યાપક છે, તે સામાન્ય અગ્નિ કહેવાય. તે સામાન્ય અગ્નિવડે આપણું વ્યવહારિક કાર્ય થઈ શકે નહિ. કાષ્ઠમાં અગ્નિ છે, પણ તેવડે આપણે રસોઈનું કાર્ય કરી શકીએ નહિ. તેને મંથન કરી અગ્નિ પ્રકટ કરીએ ત્યારેજ આપણું કાર્ય થઈ શકે, એટલે તે વિશેષ અગ્નિ કહેવાય.

ચકમકના પત્થરમાં અગ્નિ રહેલ છે, પણ તેથી કાર્યસિદ્ધિ નહિ થાય, પણ ચકમક સાથે લોહનું ઘર્ષણ કરીએ એટલે વિશેષ અગ્નિ ઉત્પન્ન થાય. સૂર્યના પ્રકાશ પાસે રૂ મૂકીએ તો તે રૂ બળશે નહિ, પણ આગિયા કાચ પાસે રાખીએ અને સૂર્યનાં કિરણો તેમાં પ્રતિબિંબિત થઈ બહાર નીકળે, તે કિરણો રૂને બાળી શકશે. સૂર્યના કિરણોને પ્રબળપણે પ્રતિબિંબદ્વારા પ્રકટ કરવા તે વિશેષ જ્યોતિ કહેવાય.

ઉપરનાં દૃષ્ટાંતોથી સમજી શકાય છે કે વિશેષ પ્રમાણમાં ચૈતન્ય પ્રકટ થાય તોજ ઉપાસનામાં ફળ પ્રકટી શકે. જ્યોતિર્લિંગ એ સર્વોત્કૃષ્ટ પ્રતીક ગણાય. લિંગ એટલે ચિહ્ન જ્યોતિ એટલે પરમાત્માનુ તેજ. કોઈ ભક્ત શંકરભગવાનનું ધ્યાન કરી તેમને પ્રસન્ન કરે એટલે તે જગાએ શંકર ભગવાન્ દર્શન આપે, અને કહે કે અહીંયા મારું સ્થાપન કરો અને હું જ્યોતિરૂપે અહીંયા સર્વદા વાસ કરીશ. આવી રીતે પ્રકટ થયેલા શંકર, જ્યોતિર્લિંગ કહેવાય. હવે સામાન્ય ચૈતન્ય, બ્રહ્મ તો સર્વત્ર સભર વ્યાપક છે, પણ ઉપાસનાદ્વારા, જ્યાં જ્યાં તેમનો આવિર્ભાવ થાય, ત્યાં ત્યાં વિશેષ ચૈતન્ય પ્રકટ થયું કહેવાય. એવીજ રીતે શ્રીસદ્ગુરુનાં પ્રતિમાજીનું સ્થાપન કરી તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરી વિશેષ ચૈતન્ય પ્રકટ

કરીએ તો તે શ્રેષ્ઠ પ્રતીક કહેવાય. (જે સ્થળમાં સદ્ગુરુશ્રીએ ઘણાં વર્ષસુધી વાસ કર્યો હોય, જ્યાં પોતે સહજાવસ્થામાં રહેલ હોય, એટલે પોતાના આત્મસ્વરૂપમાં સહજસ્થિતિ કરી હોય, જે સ્થળનું વાતાવરણ ઘણુંજ પવિત્ર બન્યું હોય, જે સ્થળમાં પ્રતિમાજીનું સ્થાપન કર્યું હોય તે પ્રતિમાજી વધારે ચમત્કારીક ગણાય.) તેનું પૂજનઅર્ચન કરવાથી ને ધ્યાન કરવાથી તેનું ફળ પણ ઉત્કૃષ્ટ મળે. હવે પ્રતિષ્ઠા કરનાર વ્યકિત મહાન્ તપોબળવાળી હોય, મહાન્ યોગી હોય ને તેને પોતાના સદ્ગુરુમાં અપૂર્વ પ્રેમ ને શ્રદ્ધા હોય તો તે મૂર્તિમાં વિશેષ ચમત્કાર પ્રકટે છે. દૃષ્ટાંત તરીકે સ્વામીનારાયણ સંપ્રદાયના ગોપાળાનંદ સ્વામીએ સાળંગપુરમાં હનુમાનજીની પ્રતિષ્ઠા કરી ત્યારે તે બહુ ચમત્કારી ગણાતા. શરૂઆતમાં કોઈ માણુસ ભૂતપ્રેતની પીડા પામતો હોય અને ત્યાં આવે કે તુરત તે પીડામાંથી મુક્ત થતો ને હાલ પણ શ્રદ્ધાળુ ભક્તો ત્યાં દર્શનાદિ માટે જાય છે.

પ્રતીકોપાસનામાં શ્રદ્ધાજ ફલદાતા થાય છે. જો પત્થરની મૂર્તિ ધારીને પૂજન કરે છે તો તેનું ફળ તેને મળતું નથી. પ્રતીકમાં રહેલ જ્યોતિર્મયસ્વરૂપ, સાક્ષાત્ પરમાત્માના સ્વરૂપની ભાવના કરી પૂજન કરે તો તેવું ફળ મળે.

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृण्मये।
भावे हि विद्यते देवो, तस्माद् भावो हि कारणम्॥

અર્થઃ—(કાષ્ઠમાં પાષાણમાં કે માટીના પ્રતીકમાં દેવ વસતા નથી, પરંતુ ભાવમાંજ તેમનો વાસ છે તેથી ભાવજ મુખ્ય કારણ છે.)

શ્રીયોગવાસિષ્ઠમાં કર્કટી રાક્ષસીએ વૃક્ષની ઉંચામાં ઉંચી ડાળી ઉપર બેસીને મનોમય યજ્ઞો કર્યાં, તો પણ તેનું ફળ તેને મળ્યું, ને તેથી તેની ચિત્તશુદ્ધિ થતાં તેને બ્રહ્મસાક્ષાત્કાર થયો એટલે બધી રમત ભાવના ઉપર અવલંબીને રહી છે. પ્રતીકવાળી મૂર્તિનાં બે સ્વરૂપ છે, એક તો આપણા ચર્મચક્ષુથી દેખાય તે પત્થરાદિનું સ્વરૂપ ને બીજું પ્રાણપ્રતિષ્ઠાથી વિશેષ ચૈતન્ય પ્રકટાવી જ્યોતિર્મયસ્વરૂપ પ્રકટ થયું તે.

હવે સમજી શકાશે કે પ્રતિમાજીને કોઈ મ્લેચ્છ ખંડિત કરે, અપવિત્ર કરે તો તેથી તેમના જ્યોતિર્મય સ્વરૂપને લેશ પણ હાનિ પહોંચતી નથી, કે તે અપવિત્ર થઈ શકતાં નથી. આ જ્યોતિર્મય સ્વરૂપ ચર્મચક્ષુથી જોઈ શકાતું નથી, પણ તે આંતર્ચક્ષુથીજ જોઈ શકાય છે. તપોબળવાળા યોગી પુરુષોજ આ સ્વરૂપ જોઈ શકે છે. અનુભવપરથી જાણી શકાયું છે કે જ્યારે મલીન સત્વવાળા દુષ્ટ અપવિત્ર પુરુષો મૂર્તિને સ્પર્શ કરે છે ત્યારે જ્યોતિર્મય સ્વરૂપ અંતર્હિત થઈ જાય છે.

પૂજ્ય સ્વામી રામકૃષ્ણ પરમહંસના જીવનચરિત્રમાં લખેલું છે કે સ્વામીજી માતા કાલી સાથે વાતચિત કરતા. મેં જ્યારે આ પ્રથમ વાંચ્યું ત્યારે મને એ લખાણમાં જરાપણ શ્રદ્ધા ઉદ્ભવી નહિ. મને એમજ થયું કે પોતાના ગુરુદેવનું માહાત્મ્ય વધારવા આ લખેલું છે, પણ ગયા બે વર્ષ પહેલાં મને પોતાને તથા એક ગુરુબંધુને અમુક દેવીના અનુગ્રહથી, આ સંબંધી સાક્ષાત્ અનુભવ થયો, ત્યારે મને જે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી, તે સંબંધે પશ્ચાત્તાપ થયો. વળી એવો પણ અનુભવ થયો કે દેવદેવીઓના ઉચ્ચકોટિના ભક્તો તેમની સાથે વાતચિત કરી શકે છે એટલુંજ નહિ પણ દેવદેવીઓના હસ્તાક્ષરથી લખેલા પત્રો વાંચવાનો પણ અનુપમ લાભ મેળવી શકે છે. જેમ ટેલીફોનનો

ઝીણો ને મધુર અવાજ કાન આગળ આવે છે તેવોજ તે કાન આગળ આવે છે, પડખે ઊભેલો માણસ તે સાંભળી શકતો નથી.

અમને પૂજ્ય દેવીશ્રી સંબંધી અનુભવ થયો તેમાં એક પ્રસંગ એવો બન્યો કે અમુક માણસ જેણે દેવીશ્રીને ઘણો અન્યાય આપ્યો હતો તે સંબધી દેવીશ્રી બોલ્યાં કે અમુક માણસ મારા દર્શન કરવા આવશે તોપણ તેને મારાં દર્શન થશે નહિ. અમે પૂછ્યું કે શું આપનાં આરસના પ્રતિમાજી છે તે અદ્રશ્ય થઈ જશે? તેમણે જવાબ આપ્યો કે પ્રતિમાજી એ તો મારું લૌકિક સ્વરૂપ છે. મારું જ્યોતિર્મય અલૌકિક સ્વરૂપ છે તે હું પાછું ખેંચી લઈશ, એટલે દર્શનનું પુણ્ય તેને મળશે નહિ.

ઉપરના દ્રષ્ટાંતથી એમ સમજી શકાય છે કે દુષ્ટ અપવિત્ર માણસો પ્રતિમાને ખંડિત કરે કે મલીન કરે પણ એથી એમનું અલૌકિક સ્વરૂપ કલુષિત થઈ શકતું નથી.

બીજું એક દ્રષ્ટાંત યાદ આવે છે તે પણ ઉપરની બાબતને વધારે પ્રકાશિત કરશે.

મુ. માણેકલાલભાઈ, પોતાના મિત્ર સાથે ગોખગથી કાલિમાતાનાં દર્શનાર્થે ગયેલા ત્યાં એક વયોવૃદ્ધ સ્વામી પણ બેઠેલા. સ્વામીજીએ કહ્યું "અબ આપ બેઠીએ કાલી ઈધર નહિ હૈ. એ તો કલકત્તા ચલ ગઈ હે." પાંચ મિનિટ થઈ ત્યાં સ્વામીજી બોલ્યા: "દેખો દેખો વો ચલી આતી હય, બસ ઉનકી મૂર્તિમેં સ્થિતિ હો ગઈ, ચલો ખડા હો જાઓ." મુ. માણેકલાલભાઈએ કહ્યું કે "સ્વામીજી! આપ શુ બોલો છો તે સમજાતું નથી. કાલી માતાનાં પ્રતિમાજીને તો આપણે સૌ જોઈ શકીએ છીએ." સ્વામીજી બોલ્યા: "એ સબ બાતાં અગમ્ય હૈ. તુમ નહિ સમજી શકો"

કોઈ પ્રશ્ન કરે કે મૂર્તિને કોઈ કલુષિત કરે કે અપવિત્ર ને ખંડિત કરે તો શું આપણે શાસ્ત્રવિધિને ઠોકર મારી પ્રાણપ્રતિષ્ઠા ફરીથી ન કરવી? તો પ્રાણપ્રતિષ્ઠા શાસ્ત્રોક્તવિધિએ અવશ્ય કરવી જોઈએ ને શાસ્ત્રને માન આપવુંજ જોઈએ. શ્રીગીતાજીના ૧૬મા અધ્યાયમાં કહ્યું છે કે:—

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।**
**न स सिद्धिमवाप्नोति, न सुखं न परां गतिम्॥ २३॥**

અર્થ:—જે પુરુષ અપૂર્વ અર્થનો બોધ કરનાર શાસ્ત્રનાં વિધિનિષેધનાં વચનોનો પરિત્યાગ કરીને પોતાની ઈચ્છામાત્રથી, કોઈ કામમાં પ્રવૃત્ત થાય છે, ને કોઈ કામથી નિવૃત્ત થાય છે, તે પુરુષ અંતઃકરણની શુદ્ધિને પામતો નથી, તથા સ્વર્ગમોક્ષરૂપ પરમગતિને પણ પામતો નથી. ૨૩

**तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ।**
**ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्मकर्तुमिहार्हसि॥ २४॥**

અર્થ:—શાસ્ત્રનાં વિધિનિષેધનાં વચનોનો અશ્રદ્ધાપૂર્વક પરિત્યાગ કરીને પોતાની ઈચ્છા પ્રમાણે વર્તનારો પુરુષ, આ લોકના તથા પરલોકના સર્વ પુરુષાર્થોથી ભ્રષ્ટ થાય છે, તેથી કલ્યાણને ઈચ્છનારા જે તમે તેમને કરવા યોગ્યની ને ન કરવા યોગ્યની વ્યવસ્થામાં કેવલ સત્શાસ્ત્રજ પ્રમાણરૂપ છે. આ ભરતખંડરૂપ કર્મભૂમિમાં શાસ્ત્રે વિધાન કરેલાં વિહિતનિષિદ્ધ કર્મોને સારી રીતે જાણી, નિષિદ્ધકર્મોનો પરિત્યાગ કરી, અંતઃકરણની શુદ્ધિપર્યંત શાસ્ત્રે વિધાન કરેલું આ પ્રાપ્ત થએલું ધર્મયુદ્ધાદિક કર્મ કરવાને તમે યોગ્ય છો. ૨૪

આપણે અહીંઆં જેમ રેલ્વે, તાર ટપાલ વગેરે જુદા જુદા ખાતાં કામ કરી રહ્યાં છે, તેવીજ રીતે સમષ્ટિ સૃષ્ટિમાં પણ દેવ, યક્ષ, ગંધર્વ, સિદ્ધ, કિન્નર, ભૂતપ્રેત અને પિશાચ નામના ખાતાઓ ઘણાજ સુવ્યવસ્થિત રીતે અદ્‌ભુત કામ કરી રહ્યાં છે. દેવીનો લોક ભુર્ ભુવર્ ને સ્વર્ગલોક સુધી રહેલ છે, અને મહર્, જન, તપ અને સત્યલોક સુધી બ્રહ્મા, વિષ્ણુ ને શંકર વગેરે ઉત્કૃષ્ટ કોટિના દેવો તે લોકોમાં રહેલા છે.

**कर्मणा पितृलोकः विद्यया देवलोकः** કર્મકાંડમાં રત રહેલા પિતૃલોકમાં જાય છે, અને ઉપાસનામાં આરૂઢ થયેલા, ઉપરના દેવલોકમાં જાય છે. દેવદેવીઓ પોતપોતાના કર્મના તારતમ્યના પ્રમાણે મૃત્યુલોક, અંતરિક્ષલોક અને સ્વર્ગલોકમાં સ્થિતિ કરે છે. મૃત્યુલોકમાં સ્થિતિ કરી રહેલી દેવીઓ સંબંધી પ્રસંગવશાત્ કેટલોક સાક્ષાત્ અનુભવ થયો હતો. આ અનુભવ ઉપરથી એમ સમજાયું કે દેવીઓનો લોક બીજા ખાતાઓ માફક અદ્‌ભુત રીતે સુંદર વ્યવસ્થાથી ચાલે છે. જે જે દેવીઓની સ્થાપના પ્રાણપ્રતિષ્ઠાથી થયેલ હોય છે, અગર કોઇને સ્વપ્નદ્વારા પર્વત, નદી, તળાવ અને ગુફાઓમાંથી પ્રતિમાઓ મળી આવેલ હોય છે, અને પ્રાણપ્રતિષ્ઠાથી સ્થિતિ કરી રહેલ છે તે બધી દેવીઓ પોતપોતાની અધિષ્ઠાત્રી દેવીઓના અધ્યક્ષપણા નીચે રહી કામ કરતી હોય છે. આપણે જેમ ઉપરી-અધિકારીની અનુજ્ઞાવગર સ્વતંત્રપણે કામ કરી શકતા નથી, તેવીજ રીતે તેઓ અનુજ્ઞા મેળવીને કામ કરે છે. તેઓને પણ મર્યાદિત આયુષ્ય હોય છે. દરેક પોતપોતાની આયુષ્ પૂરી થાય ત્યારે મૃત્યુલોકમાં જન્મ ધરે છે. (**क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति**) અને તેમની જગ્યા પુણ્યકર્માનુસાર મર્ત્યલોકમાંથી કોઈ સ્ત્રી દેવીની પદવીને પ્રાપ્ત થયેલી હોય તે આવે છે. કદાચ કોઈ જગ્યા ખાલી થઈ ન હોય તો તેના માટે નવી જગ્યા ઉત્પન્ન થાય છે, ને કોઈ બીજી જગ્યા ખાલી પડે ત્યારે તે જગ્યા તેને મળે છે. જેમ કોઈપણ માણસ રાજાનો માનીતો હોય, કૃપાપાત્ર થયેલો હોય અને રાજ્યમાં કોઈ જગ્યા ખાલી ન હોય તો તેને અમાત્ય, સલાહકાર કે અંગરક્ષક એવી કોઈ ઉપાધિ આપી તેને પોતાની પાસે રાખે છે, પછી કોઈ જગ્યા ખાલી પડે ત્યારે તેને ત્યાં નિયુક્ત કરે છે, તેવીજ રીતે કોઈ જીવ મૃત્યુલોકમાંથી ઘણું પુણ્ય પ્રાપ્ત કરીને આવેલ હોય અને કોઈ જગ્યા ખાલી ન હોય તો તેને માટે અધિષ્ઠાત્રી દેવી અહીંઆ કોઈ પુણ્યશાળી જીવને હૃદયમાં પ્રેરણા કરે છે એટલે તે જીવને એવો વિચાર આવે છે કે, આવા મોટા શહેરમાં કોઈ ગાયત્રી દેવીનું મંદિર નથી માટે હું ચોવીસ લાખ ગાયત્રી પવિત્ર બ્રાહ્મણોદ્વારા જપાવી ગાયત્રી દેવીની પ્રતિષ્ઠા કરૂં તો સારૂં. પછી તે પ્રમાણે તે ગાયત્રી દેવી અગર કોઈપણ દેવી માટે સુંદર મંદિર બંધાવી તે તે દેવીની પ્રાણપ્રતિષ્ઠા કરી સ્થાપના કરે છે, એટલે તે નવી ઉત્પન્ન થયેલ જગ્યાપર મૃત્યુલોકમાંથી આવેલ જીવ દેવીરૂપે નિયુક્ત થઈ તે આરસની પ્રતિમામાં પોતાના તેજોમય અલૌકિક સ્વરૂપે ત્યાં સ્થિતિ કરે છે.

દેવીઓની શક્તિ મર્યાદિત હોય છે. મોક્ષ આપવાની તેમનામાં શક્તિ હોતી નથી. યોગીઓને સમાધિદ્વારા સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે તેમ દેવોને જન્મથીજ સિદ્ધિઓ મળેલી હોય છે. તેમાં સમાધિથી શુદ્ધ થયેલું ચિત્તજ આત્મસાક્ષાત્કારદ્વારા સાક્ષાત્ મોક્ષમાં હેતુ છે. પણ જન્મથીજ સિદ્ધિવાળું ચિત્ત સાક્ષાત્ મોક્ષનો હેતુ નથી, એટલો તેમાં તફાવત છે. '**जन्मौषधि मन्त्र तपः समाधिजाः सिद्धयः**' જન્મથી, ઔષધિથી, મંત્રથી, તપથી

અને સમાધિથી ઉપજેલી સિદ્ધિઓ–એ યોગસૂત્રવડે સિદ્ધિઓ પાંચ પ્રકારની કહી છે. તેમાં દેવોને જન્મસિદ્ધિ અણિમાદિરૂપ છે, અસુરાદિને ઔષધિસિદ્ધિ મહાબલપણાદિરૂપ તથા સુવર્ણાદિની સિદ્ધિરૂપ છે. મંત્રસિદ્ધિ તે મંત્રોવડે આકાશગમનાદિરૂપ છે, તપઃસિદ્ધિ તે તપવડે સંકલ્પસિદ્ધિ આદિ છે, અને સમાધિવડે પ્રાપ્ત થતી અણિમાદિ વગેરે અષ્ટસિદ્ધિઓ\ ચિત્તશુદ્ધિ કરી સાક્ષાત્ મોક્ષ અર્પે છે.




——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

### [ ફાગણમાસ ]

**પાટોત્સવઃ**—ફાગણ સુદિ પાંચમના દિવસ શ્રીદક્ષિણામૂર્તિનાથભગવાનનાં પ્રતિમાજીનો પાટોત્સવ હોવાથી સૌ આનંદાશ્રમવાસીઓએ તથા મહોત્સવનો લાભ લેવા આવેલ ગુરુબંધુઓએ મળી શ્રીસદ્‌ગુરુદેવનું યથાવિધિ મહાપૂજન કર્યું હતું, ને તે નિમિત્તે મિષ્ટાન્ન ભોજન, ભજન ધૂન, કીર્તન ને વ્યાખ્યાન થયાં હતાં. રામનવમીના દિવસે પણ મહાપૂજન થયું હતું.

**મુખ્યભેટઃ**—રૂ. ૨૫) શ્રી. કૃષ્ણદાસ શ્યામજી–કરાંચી. રૂ. ૨૫) શ્રી. નિછાભાઇ લલ્લુભાઈ દેસાઈ-મુંબઈ. રૂ. ૨૫) શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૧૦૧) શ્રી. મીનોચેહર મહેરવાનજી મસાની–માહીમ. રૂ. ૨૫) વકીલ આણંદલાલ ગોવિંદજી લાખાણી–પોરબંદર.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેકઃ**—શ્રી. ગોરધનદાસ હીરજી–ચરખા ( રુદ્રાભિષેક. ) એકભક્તજન મુંબઈ ( ચાર રુદ્રાભિષેક. ) શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર ( લઘુરુદ્ર. ) ના. દરબારશ્રી અમરાવાળા સાહેબ બરવાળાસ્ટેટ ( લઘુરુદ્ર. ) શ્રી. કાનજી પુરુષોત્તમ દવે–વંથલી ( રુદ્રાભિષેક. ) શ્રી. રમણિકલાલ ત્રિભુવનદવે–રાજકોટ ( લઘુરુદ્ર. ) રૂ. ૪૯–૮–૦ એકભક્તજન તરફથી ફાગણ સુદિ ૧૧ થી આસો વદિ અમાસ સુધીમાં ૩૬ રુદ્રાભિષેક તથા ભેટના.

**ભોજનઃ**—રૂ. ૧૨–૧૩–૦ એકભક્તજન બોરીવલિ. રૂ. ૩૮–૦–૦ શ્રી. સદ્‌ગત શ્રી. મહાશંકર છગનલાલ રાવળના આત્મકલ્યાણાર્થે ભોજન હા. શ્રી. રતિલાલ મહાશંકર રાવળ ભાવનગર. રૂ. ૨૯–૧૨–૦ શ્રી. મગનલાલ અમૃતલાલ-દામનગર. રૂ. ૧૨–૧૩–૦ શ્રી. જગમોહન-દાસ રમણિલાલ–મુંબઈ.

**થાળઃ**—રૂ. ૫–૦–૦ એકભક્તજન ( ૪ થાળ. ) રૂ. ૧–૪–૦ ઠાકોર બાલુસિંહ પ્રતાપસિંહ–દેલવાડા. રૂ. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ. રૂ. ૫–૦–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા–ગોધરા ( ૪ થાળ. ) રૂ. ૧–૪–૦ એકભક્તજન–બોરીવલિ. રૂ. ૨–૦–૦ સાધુ ગણેશદાસજી–ભીડભંજન મહાદેવ. રૂ. ૧–૪–૦ શ્રી. જાદવજી હરજીવન–જામનગર. રૂ. ૩–૪–૦ શ્રી. મનસુખલાલ દામોદર–મીરપુર. રૂ. ૧–૪–૦ શ્રી. જેશંકર શિવરામ તરફથી. રૂ. ૧–૪–૦ શ્રી. શંકરલાલ લખમશી. રૂ. ૧–૪–૦ શ્રી. રઘુનાથસિંહ નથુસિંહ ઠાકોર–કુતિયાણા. રૂ. ૨–૮–૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી–જૂનાગઢ ( ૨ થાળ. ) રૂ. ૧–૪–૦ શ્રી. મૂળશંકર કાનજી વકીલ બીલખા. રૂ. ૧–૪–૦ શ્રી. બટુકભાઈ જગમોહન કેશાણી–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. ચંદુલાલ અંબાશંકર ત્રિવેદી–જોરાવરનગર.

**અખંડદીપકઃ**—રૂ. ૩–૪–૦ શ્રી. ગોરધનદાસ હીરજી–ચાંપરાજ ચરખા. રૂ. ૧–૪–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસભાઈ–માંગરોળ. રૂ. ૨–૦–૦ શ્રી. જમનાદાસ પરમાણંદદાસ–પોરબંદર.

રૂ. ૦-૪-૦ શ્રી. શાસ્ત્રી શિવલાલ બહેચરલાલ-ઢાંક. રૂ. ૦-૮-૦ શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર-જૂનાગઢ.

**જૂનાગઢમાં શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને** ત્યાં મહાશિવરાત્રિ નિમિત્તે ગુરુશ્રીનું પૂજન થતાં ભેટના રૂ. ૫-૮-૦ આવેલ છે. હા. શ્રી. પો. તા. વકીલ-જૂનાગઢ.

રૂ. ૧૦૧-૦-૦ શ્રીનાથચરિતામૃતના તૃતીયપ્રવાહના પ્રકાશનનિમિત્તે શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી તરફથી મળ્યા છે.

———[*]———

## પરચુરણ ભેટ

[ ફાગણમાસ ]

૧૩-૮-૯ પાટોત્સવના દિવસે આશ્રમમાં પૂજન-ભેટના આવ્યા તે.

૫-૦-૦ શ્રી. પ્રેમજી જુઠાભાઈ-બેડી હા. પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૧-૪-૦ બેન સુમરીબેન કાળાવાળા
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ બેન કસ્તુરબાઈ-બીલખા
૨-૦-૦ શ્રી. માધવજી નારણજી-મુંબઈ
૨-૮-૦ માંડલમાં શિવરાત્રિનિમિત્તે પૂજન-ભેટના હા. બાલાભાઈ રાવળ
૨-૦-૦ બહેનશ્રી સુમરીબેનના મેમાનો તરફથી
૦-૪-૦ શ્રી. પ્રભાશંકર કાળિદાસ
૧-૪-૦ ,, ગૌરીશંકર મોનજી ભટ્ટ
૧-૪-૦ શ્રી. શાંતિદેવી-નાસિક
૮૪-૦-૦ સાત્વિક દાનના શ્રી. શેઠ રાજસી જીવરાજ-વાંકાનેર (માસિક)
૫૨-૮-૦ મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી મહાશિવરાત્રિના મહાપૂજનભેટના હા. શેઠ દામોદરદાસ માધવજી
૧૭-૪-૦ ઉપરોક્ત મંડળતરફથી પાટોત્સવનિમિત્તે પૂજનભેટના હા. શેઠ દામોદરદાસ માધવજીભાઈ-મુંબઈ
૫-૦-૦ શ્રી. વામનરાય જટાશંકર વસાવડા પાટણ
૩-૬-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા હસ્તે પૂજનભેટના
૧-૪-૦ શ્રી. હરજીવન છગનલાલ દીક્ષિત-કુંડલા
૦-૩-૦ મોજીદડ આનંદાશ્રમમાં આવેલી ભેટ
૧૧-૧-૩ અમદાવાદ આનંદાશ્રમમાં આવેલી ભેટના
૫-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર
૧-૪-૦ બેન ઉમાબાઈ પ્રતાપસિંહજી
૬-૦-૦ શ્રી. અંબાલાલ તુલજારામ-જંબુસર નિત્યદાનના
૨-૦-૦ ,, ડાહ્યાભાઈ મંગળદાસ-જંબુસર નિત્યદાનના
૧-૦-૦ મહાશિવરાત્રિના પૂજનભેટના
૫-૦-૦ શ્રી. વસંતરાય છબીલરામ-પાટણ
૫-૦-૦ ,, લાલસિંહ ગંગાસિંહ ઠાકોર-કલકત્તા
૨-૪-૦ બેન મોંઘીબાઈ પ્રાગજી-બાંટવા
૧-૦-૦ શ્રી. જાદવજી હરજીવન-જામનગર
૦-૪-૦ ચિ. અનંતરાય અંબાશંકર જોશી
૧-૦-૦ શ્રી. કરસનદાસ હરજી
૨-૦-૦ ,, રૂગનાથસિંહ નથુસિંહ ઠાકોર
૨-૮-૦ ,, ધરમશી છગનલાલ-કરાંચી
૧-૦-૦ ,, વસરામ આંબા
૧-૫-૦ ,, આણંદલાલભાઈના વેવાઈઓ
૨-૦-૦ ,, પોપટલાલ ઝીણાભાઈ
૧-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ
૧-૦-૦ પૂ. બ્ર. આત્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. કરશનદાસ હરજી
૮૪-૦-૦ સાત્વિકદાનના શેઠ રાજસી જીવરાજભાઈ
૧-૮-૦ શ્રી. મા. ના. ચંદારાણાનું કુટુંબ સંક્રાંતિના પૂજનભેટના

| | |
|---|---|
| ૧-૧૧-૦ શ્રી પ્રાણજીવનદાસ નરોત્તમદાસ પૂજનભેટ | ૧-૦-૦ શ્રી માણેકલાલ નાનજી ચદાગણા |
| ૧-૪-૦ સૌ. બેન કુતાબેન | ૧-૦-૦ સોની બેચર કાળા-લીંબડા |
| ૧૨-૦-૦ શ્રી અંબાશંકર ભાઇશંકર ત્રિવેદીના પોતાના ૧ માસના ભોજન ખર્ચના | ૪-૦-૦ આનંદાશ્રમના પૂજારી પં દલપતરામજી તરફથી કાશીયાત્રાએ જતાં તેમણે વિદ્યાર્થીઓ આદિને દૂધ પાવામાટે આપ્યા તે |
| ૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ મજીઠીયા મુંબઈ | |

———

પોરબંદરનિવાસી શ્રી લક્ષ્મીદાસમોહનલાલની કંપની તરફથી એકમાસ નિરંતર વિધિપૂર્વક શ્રીસત્યનારાયણની કથા તથા પૂજનાદિ અહીંના પૂ. શાસ્ત્રીઓ અને વિદ્યાર્થીઓદ્વારા કરાવવામાં આવેલ તે નિમિત્તે રૂા ૧૦૦) તેમના તરફથી આવ્યા હતા.

———

"સુમેરુરત્નમાળા" એ નામે વિવિધતાવાળાં પદોનું પુસ્તક કરાંચીનિવાસી શ્રી કૃષ્ણદાસ શ્યામજી વર્મા તરફથી પ્ર થયું છે, તે જેમને મંગાવવાની ઇચ્છા થાય તેમણે એક આનાનો સ્ટેમ્પ મોકલીનેચેને સ્થળેથી મંગાવવાની ગોઠવણ કરવી:—

લિ કૃષ્ણદાસ શ્યામજી વર્મા
ઠે:—શ્રીકૃષ્ણમેલમાર્ટ, નાનકવાડા-કરાંચી ( સીંધ )

———

શ્રી પદ્માશંકર અંબાશંકર ત્રિવેદી વડનગરવાળા તરફથી રૂા ૮) વિદ્યાર્થીઓને વસ્ત્રનિમિત્તે આવેલ છે

મોજીદડ, લોથુડા, મુમઈ, કરાંચીવાડા ને કુંતિયાણા તથા અમદાવાદ-આનંદાશ્રમમાં પવિત્રોત્સવનિમિત્તે શ્રીસત્પૂજન થયું હતું

———

## સનાતનધર્મશિક્ષણની યોજના.

દર ઊનાળાની રજાના ચાલુઆપ્રમાણે સનાતનધર્મશિક્ષણની યોજના આવતા વેકેશનમાટે પણ યોજાયેલી છે જેને સનાતનધર્મના શિક્ષણનો લાભ લેવા આવવાની ઇચ્છા હોય તેમણે અથી નીચેને શિરનામે લખવુ —

વ્યવસ્થાપક આનંદાશ્રમ,
પો બીલખા-(કાઠિયાવાડ)

Reg. No. B. 3087.
સને ૧૯૪૪ તા. ૨૫ એપ્રિલ



શ્રીઆનંદાશ્રમ, નગણાર (પો. બીલખા-કાઠિયાવાડ) તરફથી
પ્રગટ થતું માસિક પત્ર
આનંદાશ્રમ
P. O. Bilkha
(Kathiawar-India)

[redacted]

## વિજ્ઞપ્તિ

આગામી વૈશાખ સુદિ ૫ ગુરુવાર તા. ૨૭-૪-૪૪ને દિવસે પૂજ્યપાદ શ્રી શંકરાચાર્યજીની જયંતીનિમિત્તે સવારમાં [illegible] થી ૧૦ પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું ષોડશોપચાર વિધિપ્રમાણે મહાપૂજન થશે ને તેવીજ રીતે વૈશાખ સુદિ ૧૪ શનિવારે તા. ૬-૫-૪૪ના દિવસે ઉપરોક્ત સમયે શ્રીનૃસિંહ જયંતી નિમિત્તે પણ શ્રીગુરુદેવનું મહાપૂજન માધવભુવન કાંદાવાડીમાં થશે તો સૌ ભાઇઓ તથા બહેનોને લાભ લેવા વિનંતિ છે.

વ્યવસ્થાપક,
આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ

---

## સૂચના

શ્રી. માણેકલાલ નાનજી ચંદાણા શ્રીનાથચરિતામૃતનો તૃતીય પ્રવાહ લખવાના કારણે હાલમાં બહારગામ રહે છે તો શ્રીઆનંદાશ્રમને લગતો પત્રવ્યવહાર આનંદાશ્રમના વ્યવસ્થાપક અથવા મંત્રી શ્રી. અંબાશંકર ભાઇશંકર ત્રિવેદીના નામઉપર કરવો.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ.

---

## ધૂન

કરુણાસાગર સુખકારી રે, ગુરુકમલ બલિહારી રે;
ભવતારક છો, ભવનાયક છો, અખિલ જનોના પાલક છો;
મંગલમૂર્તિ અવતારી રે, ગુરુકમલ બલિહારી રે;
વ્યાપકરૂપે છો વિખ્યાતા, દીનજનોના સુખદાતા;
નિજજનના છો ઉપકારી રે, ગુરુકમલ બલિહારી રે.

---

વર્ષ ૧૨ મું

વૈશાખ

અંક ૧૨ મો

સંવત્ ૨૦૦૦



॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ

પોસ્ટ સાથે

રૂ. ૧-૦-૦

પરદેશમાટે

શિલિંગ ૨

*For favour of Notice.*





શ્રીઆનંદાશ્રમ

दुर्वारसंसारदवाग्निदग्धं, दोधूयमानं दुरदृष्टवातैः।

यो वै प्रपन्नं परिपाति नाथः शरण्य आस्ते स सुखाश्रमेऽस्मिन्॥

જેનું વારણ દુષ્કર છે એવા સંસારરૂપ વનના દવવડે દાઝી રહેલા તથા દુષ્ટ પ્રારબ્ધરૂપ ઝંઝાવાતોવડે હલબલી રહેલો જે જીવ શરણે આવી રહે તેનું જેઓશ્રી તેમાંથી અવશ્ય પરિત્રાણ કરે છે, તે શરણ કરવાયોગ્ય સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નાથ-ભગવાન્ (શ્રીમન્નથુરામશર્મા), એમણે જે પ્રસિદ્ધ આશ્રમમાં પોતાનું આસન કરેલું છે-તે આ આનંદાશ્રમ છે

# અનુક્રમણિકા



——:૦:——

## લવાજમસંબંધી જરૂરી નોંધ

કાગળની અસહ્ય મોંઘવારીમાં ચાલુ ૧૨મા વર્ષનો આ બારમો અંક પ્રસિદ્ધ થાય છે, માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેળાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, નવાગામ પોસ્ટ બીલખા**-કાઠિયાવાડ.

——[*]——

જરૂરી

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા (કાઠિયાવાડ) એ શિરનામે કરવો.**


**તંત્રી** અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ; વેદાંતભૂષણ-**માંગરોળ**-કાઠિયાવાડ.
**સહતંત્રી:** શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર-શ્રીઆનંદાશ્રમ, **નવાગામ**-પોસ્ટ **બીલખા** ,,

શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક, મુદ્રક: પારેખ કેવળચંદ કાનજીભાઇ, ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन।

અર્થ:–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૨ મું ] સંવત્ ૨૦૦૦–વૈશાખ [ અંક ૧૨

## શ્રીસદ્‌ગુરુ પ્રાર્થના

રાગ–ઢાળ

બ્રહ્મવેત્તા ગુરુચરણમાં, જઈને નમાવું હું શીશ;
આરત જાન જાણી કરી, ગુરુ આપશે બક્ષીસ. ૧

ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ છે, ગુરુદેવ મહેશ્વર જાણ;
સદ્‌ગુરુ પરિબ્રહ્મ છે, એમ ભાખે વેદપુરાણ. ૨

ગુરુથકી રે જ્ઞાન ઉપજે, થાય મૂલ અવિદ્યાનાશ;
દ્વૈત કોઈ કરશે નહિ, નહિ સ્વામી નહિ કોઈ દાસ. ૩

સદ્‌ગુરુથી સુખ પામીએ, વામીએ તે પંચક્લેશ;
પંચજ્યોતિ રે પહોંચે નહિ, એ છે સદ્‌ગુરુનો દેશ. ૪

આત્મ ગોય પરમાત્મા, જુદા રહ્યા બહુ કાલ;
સાન કરીને સમજાવીયું, સદ્‌ગુરુ મળ્યા છે દલાલ. ૫

પાર્થ પ્રત્યે પરમાત્મા, કહ્યું પંદરમે અધ્યાય;
દાસ ગરીબ ફરવું નથી, તે પરમ ધામ કહેવાય. ૬

——[*]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

આ સંસારમાં મનને ધૈર્યયુક્ત રાખવાની બહુ અગત્ય છે. રોગગ્રસ્ત સગાંઓને માટે યોગ્ય ઉપચારો કરી શકાય, ને તેમની સેવા કરાય, પણ મનુષ્યથી તેથી ભિન્ન બીજું શું કરી શકાય?

સંસારમાં પ્રાપ્ત થતાં દુ:ખો વિવેકી મનુષ્યના હૃદયમાં વૈરાગ્યની ઉત્પત્તિ ને વૃદ્ધિ કરે છે.

પરમાનંદરૂપ પરમાત્માના ધ્યાનમાં મનને જોડતા રહી તેને ખેદનો સ્પર્શ ન થવા દેશો.

અસંગ ને સચ્ચિદાનંદરૂપ આત્માને કોઈની સાથે કોઈપણ પ્રકારનો સંબંધ નથી આ શાસ્ત્રસિદ્ધાંતને તમે તમારા મનમાં સ્થિર કરતા રહેશો.

સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ પરમાત્મા છે. જે મનુષ્ય પોતાનું અલ્પજ્ઞપણું તથા અલ્પશક્તિવાળાપણું ટાળવા ઇચ્છતો હોય તેણે તેમનું પોતાના સદ્ગુરુએ ઉપદેશ કર્યા પ્રમાણે સ્મરણ, ધ્યાન પ્રણામ ને પ્રાર્થનાવડે શ્રદ્ધાભક્તિથી આરાધન કરવું જોઇએ. જેમ જેમ તેના આરાધનનો પરિપાક થતો જાય છે તેમ તેમ તેનું અલ્પજ્ઞપણું ને અલ્પશક્તિવાળાપણું દૂર થતાં જાય છે.

પ્રથમ તમારા મનના નિરર્થક આવેશોને વશ કરવાનો તથા શ્રદ્ધા વધારવાનો પ્રયત્ન કરશો પછી જે સમર્થ મહાપુરુષના વચનમાં તમને શ્રદ્ધા પ્રકટે તે મહાપુરુષને શરણે જઈ તેમને સદ્ગુરુ સ્થાપી તેમની આજ્ઞા પ્રમાણે સ્વકર્તવ્ય કરશો તો તેનું પરિણામ સારું આવશે એમ જણાય છે. અયોગ્ય ઉતાવળથી લાભ થતો નથી.

શ્રદ્ધા રાખી ઉમંગપૂર્વક મનના તથા ઇંદ્રિયોના બાહ્યવેગો પાછા વાળવાનો પ્રયત્ન ચાલુ રાખવાથી તે અભ્યાસના પરિપાકે દૃશ્યની તૃષ્ણાની નિવૃત્તિ થઈ આત્માના અતિશીતલ સ્વરૂપનો અનુભવ થાય છે.

પ્રાણિપદાર્થો મિથ્યા છે, ને તેમાં અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપે રહેલું બ્રહ્મ સત્ય છે, આવો વિચાર રાખ્યા કરવો તે વિવેક કહેવાય છે. તે વિવેક દૃઢ થવાથી દૃશ્ય પ્રાણિપદાર્થોમાં રહેલા રાગની નિવૃત્તિરૂપ વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે. વિવેક-વૈરાગ્યની દૃઢતા થવાથી મનોનિગ્રહ તથા ઇંદ્રિયનિગ્રહ કરવાનું બલ પ્રાપ્ત થાય છે. મનના સ્વરૂપના વિચારથી ને શરીરના વિનાશીપણાના વિચારથી પણ મનની ચંચલતા દૂર થાય છે.

મન ઢોંગી મન મૂઢ છે, મન છે મહામસ્તાન;
વશ વર્તે તો મિત્ર છે, નહિ તો શત્રુસમાન. ૧

" मस्तकस्थायिनं मृत्युं यदि पश्येदयं जनः ।
आहारोपि न रोचेत किमुतान्या विभूतयः ॥ १ ॥

( જો પોતાના માથા ઉપર રહેલા મૃત્યુને આ માણસ જુએ તો તેને

આહાર પણ ન રુચે, તો પછી બીજાં સુખો ન રુચે તેમાં શું કહેવું ?)

આસપાસના સંયોગોને ને પ્રયોજનને પૂરતો વિચાર કરી મનને હઠરહિત ને સરલ રાખવું જોઈએ, હઠ કે દુરાગ્રહ તમોગુણનો ધર્મ હોવાથી તે મનુષ્યના અંતઃકરણના સાત્વિક પ્રકાશને મંદ કરે છે

મનને વશ રાખવાથી ઇંદ્રિયોની પ્રસન્નતા ને શરીરનું આરોગ્ય સચવાય છે, ને પરમાર્થનાં સાધનોનું તથા પ્રાસવ્યવહારનું સારી રીતે સેવન કરી આનંદમાં રહી શકાય છે. (ચાલુ)

——[०]——

## श्रीनाथमहेश्वरनो पाटोत्सव

[ લેખક—શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ-સુરત ]

……પાદપૂજન-પાદુકાપૂજન-પ્રતિમાપૂજન……

પાદ એટલે ચરણકમલ, ભક્તની સીધી નજર પ્રભુના-સદ્દગુરના ચરણકમલપર પ્રથમ પડે છે. મોટાઓના ચરણકમળમા આદિઅનાદિથી આદરબુદ્ધિ-પૂજ્યબુદ્ધિ ચાલી આવે છે. સંતાન માતાપિતાની, નાનોભાઈ મોટાભાઈની, શિષ્ય પોતાના તારણહાર સદ્દગુરની ચરણવંદના કરે છે. સમાજમાં પણ "પગેલાગવું" "પાયલાગણુ" આ શબ્દપ્રયોગ પ્રચલિત છે. એનો અર્થ ચરણવંદના છે. ચરણસ્પર્શ કરવાની પ્રણાલિ પણ પ્રાચીનકાળથીજ ચાલી આવી છે. એથી ભક્તની ભગવત્પાદમાં શ્રદ્ધા હોય તો તે કલ્યાણકારી છે; પરંતુ ભક્ત કેવળ શ્રદ્ધા રાખીને બેસી રહે તો તે ચાલે તેમ નથી, એને તો શ્રદ્ધાની આગળ પણ ઘણું કરવાનું છે. કોઈ ભલે એની શ્રદ્ધાને દોષયુક્ત સમજે યા પ્રશસનીય સમજે તોપણ ભક્તને તેની સાથે કંઈ લેવાદેવા નથી.

ભગવત્પાદસેવનઃ—જેવી રીતે સિપાઇઓને કાયદો જુદો છે તેવી રીતે ભક્તનો કાયદો પણ જુદો છે. ભક્તિશાસ્ત્ર એ તેના કાયદાનુ પુસ્તક છે. એ કાયદામાં ભક્તને માટે નવ પ્રકારની આવશ્યકતા બતાવવામાં આવી છે.

"श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनं।
 १ २ ३ ४
अर्चनं वंदनं दास्यं सख्यं आत्मनिवेदनम्॥"
 ५ ६ ७ ८ ९

જેમાં એક ભગવત્પાદસેવન પણ છે પાદસેવન કર્યાવિના ભક્તની ભક્તિ પરિપૂર્ણ થઇ શક્તી નથી, તેથી પ્રત્યેક ભક્ત ભગવત્પાદસેવન-સદ્દગુરુપાદસેવન કરે છે. સદ્દગુરુના ચરણકમલમાથી અને હસ્તકમલમાંથી વિદ્યુત કરંટ સ્પર્શદ્વારા આપણામા પ્રવેશ કરે છે તેઓશ્રીના વરદહસ્ત આપણા શિરપર સ્થિત થવાથી એ દ્વારા જોડાણ થવાથી વિદ્યુતપ્રવાહ દૈવીપરમાણુઓ-દૈવીશક્તિ આપણામા દાખલ થાય છે, પણ એ ભગવત્પાદસેવનનો વિધિ શું ? ભગવત્પાદસેવનના ચાર પ્રકાર છે.

૧ પાદચિહ્ન ધારણ કરવું, ૨ પાદપૂજન કરવું, ૩ પાદોદક-ચરણામૃત સેવન કરવું, ૪ પાદુકાપૂજન કરવું.

**પાદચિહ્નધારણ:**—શાસ્ત્રમાં આજ્ઞા છે કે વિષ્ણુભક્તે ભગવદ્દપાદનું ચિહ્ન ધારણ કરવું. પાદચિહ્ન ધારણ કરવા માટે શરીરમાં મુખ્ય–પવિત્રસ્થાન મસ્તક છે માટે ભાલપ્રદેશમાં શ્વેત મૃત્તિકા, ગોપીચંદન, કંકુ, ચંદન આદિવડે એ ચિહ્ન ધારણ કરવામાં આવે છે. શ્રીવિષ્ણુપુરાણ આદિમાં પણ કહ્યું છે કે એ ભગવદ્દપાદચિહ્ન ધારણ કરવાથી અભ્યુદયનીજ કેવળ પ્રાપ્તિ નહિ પણ ઉપરાંત નિઃશ્રેયસની પ્રાપ્તિમાં પણ એ ચિહ્ન સહાયભૂત છે. કેટલાક એ પાદચિહ્ન ધારણ કરતાં શરમાય છે, પોતાના મુખમંડલની શોભામાં ન્યૂનતા આવવાની બીક રાખે છે પણ તેઓ એમ કરવામાં શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરી રહ્યા છે. "આપણે કોના છીએ?" એ બતાવનારૂં એ ચિહ્ન છે. સિપાઈ પોતાનો બિલ્લો દેખાઈ આવે તેવે સ્થાને ધારણ ન કરે તો તે સજાને પાત્ર ઠરે છે. ખંડિયા રાજાનો સિપાઈ ચક્રવર્તી રાજાના સિપાઈને તેનો બિલ્લો જોતાંજ બહુ માન આપે છે અને પોતાના કરતાં તેનામાં શ્રેષ્ઠતા માને છે. એ બિલ્લો ન હોય તો સિપાઈની ઓળખાણ નથી પડતી, ભગવદ્દપાદચિહ્ન એ ભક્તનો બિલ્લો છે. શાસ્ત્રીય વિષયમાં કોઈને પણ મનસ્વી રીતે ફેરફાર કરવાનો અધિકાર નથી. સંસ્કારદ્વારા સંસ્કૃત થયા બાદ–દીક્ષા ગ્રહણ કર્યા પછી–દીક્ષિતનો ઇલકાબ મળ્યા પછી એ ચિહ્ન ધારણ ન કરવું એ અનુચિત છે.

**પાદપૂજન:**—ભગવદ્દભક્તને ભગવદ્દપાદપૂજન કરવું પડે છે. આજે પણ અનેક મંદિરોમાં ભગવદ્દપાદચિહ્નનાં દર્શન થાય છે. ઘણાં શ્રદ્ધાળુ ભક્તોની નિષ્ઠા એ પાદચિહ્નમાં લાગી જાય છે. અને ભગવાનના સ્વરૂપનું ધ્યાન ભૂલીને તે પાદચિહ્નનું ધ્યાન કરવા લાગે છે. મહાત્માશ્રી ૧૦૮ ગોસ્વામીશ્રી તુલસીદાસજી શ્રીરામચરિતમાનસમાં ગીધના પ્રસંગમાં કહે છે કે:—

**" આગે પરા ગીધપતિ દેખા, સુમિરિત રામચરનચિહ્ન રેખા. "**

ભગવાન્ રામચંદ્રજીએ આગળ ચાલતાં ગીધપતિ જટાયુને પડેલો જોયો. તે ભગવાન્ રામચંદ્રજીના ચરણકમલનું સ્મરણધ્યાન કરી રહ્યો હતો કે જે ચરણારવિંદમાં ધ્વજા, કુલિશ ( ઇન્દ્રનું વજ્ર ) આદિ મંગલ રેખા ચિહ્ન છે.

વિભીષણના પ્રસંગમાં પણ પદસંબંધી નિષ્ઠાની રૂપરેખા જણાઈ આવે છે. મહાત્મા વિભીષણ રાવણ પાસેથી અપમાનીત થઈ ભગવાન્ રાઘવેન્દ્રના શરણમાં જાય છે ત્યારે વિચાર કરે છે કે:—

**" દેખી હઉં જાઈ ચરન જલ જાતા, અરૂન મૃદુલ સેવક સુખદાતા.**
**જે પદ પરસિ તરી રિષિ નારી, દંડક કાનન પાવનકારી.**
**જે પદ જનકસુતા ઉર લાયે; કપટ કુરંગ સંગ ધર ધાયે.**
**હર ઉરસર સરોજપદ જેઈ; અહોભાગ્ય મૈ દેખિહઉં તેઈ."**
**" જિન્હ પાયન્હ કે પાદુકન્હિ, ભરત રહે મન લાઈ;**
**તે પદ આજ બિલોકી હઉં, ઇન્હ નયનન્હિ અબ જાઈ."**

હું જઈને ભગવાનનાં કોમલ અને લાલગુલાબી રંગનાં સુંદર ચરણકમલોનાં દર્શન કરીશ, કે જે ચરણકમલો સેવકોને સુખ આપવાવાળાં છે. જે ચરણોના સ્પર્શથી ઋષિપત્નિ અહલ્યા તરી ગઈ અને આખું દંડકવન પાવન–પવિત્ર–તીર્થધામ બની રહ્યું તે ચરણકમલનાં આજે હું દર્શન કરીશ.

કનકમૃગની પાછળ દોડતી શ્રીરામચંદ્રજીનાં જે ચરણકમલો શ્રીજાનકીજીએ નેત્રને તે હૃદયમાં ધારણ કરી રાખ્યાં છે, અને જે ચરણકમલ સાક્ષાત્ શિવજીનાં હૃદયરૂપી સરોવરમાં બિરાજે છે તે ચરણકમલોનાં આજે હું દર્શન કરીશ એ મારું અહોભાગ્ય છે.

જે ચરણયુગલની પાદુકાઓમાં શ્રીભરતજીએ પોતાના મનનું સંલગ્ન કરી રાખ્યું છે, એ ચરણકમલનું આજે હું મારાં નેત્રોવડે સાક્ષાત્ દર્શન કરીશ.

શ્રીભરતજીએ પણ શ્રીરામચંદ્રજીને મળવા ગયા ત્યારે,

"ચરન રેખ રજ આંખિહ્લાઈ."

શ્રીરામચંદ્રજીના ચરણચિહ્નની રજ આંખે અડાડી.

શ્રીકૃષ્ણાવતારમાં જોઈશું તો વ્રજબાળાઓ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રના ચરણકમળનુંજ ધ્યાન કર્યા કરતી હતી. રાસલીલાના પ્રસંગમાં જ્યારે ભગવાનની બંસીનો નાદ સાંભળી ગોપબાળા ભગવાનની પાસે ગઈ ત્યારે ભગવાને તેમને ગોકુળમાં પાછા જવાનો આદેશ કર્યો ત્યારે તેઓ કહેવા લાગી કે:—

पादौ पदं न चलतस्तव पादमूलाद्
यामः कथं व्रजमथो करवाम किं वा।

અમારા પગ આપના ચરણકમલ પાસેથી એક કદમ પણ આગળ ચાલતા નથી તો પછી અમે કેવી રીતે વ્રજમાં જઈએ? અને જઈને કરીયે પણ શું?

કંસના મોકલેલા અક્રુરજી જ્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રને લેવામાટે ગોકુળમાં આવ્યા ત્યારે એમના હૃદયમાં પણ એવો ભાવ પ્રકટ્યો હતો કે:—

"વ્રજબાલા જે પદકમલ રહી સદા ઉર લાઈ;
તેહિ પદ આજુ વિલોકિહીં ઇન નયનસેં જાઇ."

**પાદોદક-ચરણામૃતસેવન:**—ભગવત્પાદચિહ્નની પૂજા કરી લેવાથીજ ભક્તનું કાર્ય સમાપ્ત થતું નથી. એથી આગળ પણ કંઈ કરવાનું હજી બાકી છે અને તે પાદોદક(ચરણામૃત)સેવન.

ભક્તલોકો ભગવાનના પાદચિહ્નને ધોઈને સ્નાન કરાવીને તે જલનું આચમન કરે છે. એ પાદોદકસેવનની પ્રથા બહુ જૂની છે. દેવયુગમાં પણ એ પ્રથા માલમ પડે છે. ભગવાન્ વામનજી બલિરાજાપાસે આવી પોતાનું વિશ્વરૂપ બતાવી પોતાના ચરણોદ્વારા આખું જગત્ માપી લીધું ત્યારે શ્રીબ્રહ્માજીએ શ્રીવામનજીનું પાદોદક લીધું હતું. ભારતવર્ષમાં પતિતપાવની ગંગાજી એ બ્રહ્માજીદ્વારા તૈયાર થયેલું ભગવાન્ શ્રીવિષ્ણુનું પાદોદકજ છે. ભગવત્પાદોદકના માહાત્મ્યનું જેટલું વર્ણન કરવામાં આવે તે બધું ઓછુંજ છે.

ભગવાનના ચરણસ્પર્શથી એ કેવળ પાણી નથી રહેતું પણ એ દિવ્ય જલ બની જાય છે. આ ત્રિપથગામિની ગંગાના વૈભવનું વર્ણન કરતાં શ્રીવ્યાસભગવાને, તો એટલે સુધી કહ્યું છે કે શ્રીશંકરનું સ્થાન સ્મશાન છે, મુંડની માળા ધારણ કરવામાં તેમને પ્રેમ છે છતાં તે શિવ કલ્યાણકારી કહેવાય છે કારણ કે તે ભગવાનના પાદોદક(શ્રીગંગા)નો પ્રભાવ છે. શ્રીયમુનાચાર્યજીએ પણ એમજ કહ્યું છે કે:—

"पादोदकेन स शिवः स्वशिरोधृतेन"

સાં રામનવમીના દિવસે ગુરુદેવનું પૂજન થતાં ભેટના. હા. શ્રી. જમશેદજી પે. ગોળવાળા–જ્ઞાહીમ. રૂ. ૨૫–૦–૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી–કરાંચી. રૂ. ૧૦–૪–૦ શ્રી. નેણસી લધા–કચ્છનું દીમળી તરફથી ભેટ. રૂ. ૧૦–૦–૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી–જોરાવરનગર.

**ભોજનો:**—રૂ. ૩૪–૧–૬ શ્રી. છગનલાલ વાલજી–જામનગર. રૂ. ૩૦–૦–૦ શ્રી. અમૃતલાલ જગજીવનને સાં માણસામાં સપ્તાહપારાયણ થતાં તે નિમિત્તે ભોજન હા. શ્રી. મંગળદાસ માધવલાલ વ્યાસ. રૂ. ૨૫–૪–૦ શ્રી. રાજકોટવાળા ભગવાનજી બેચરના આત્મકલ્યાણાર્થે ભોજનના.

**થાળ:**—રૂ. ૧–૪–૦ પટેલ પુંજા હંસરાજ–લીંબુડા. રૂ. ૫–૦–૦ શ્રી. હર્ષદરાય મહારાણીદાસ દેસાઈ–માંગરોળ (૨ થાળ.) રૂ. ૫–૦–૦ શ્રી. ગોરધનદાસ હીરજી ચંદારાણા. રૂ. ૨–૦–૦ શ્રી. અંબાલાલ તુલજારામ–જંબુસરદ્વારા જડાવ બહેનના પિતાના આત્મકલ્યાણાર્થે. રૂ. ૧–૪–૦ શ્રી. ઈશ્વરલાલ ધનેશ્વર–ધોરાજી. રૂ. ૧–૪–૦ શ્રી. અમૃતલાલ જગજીવન શાહ–મુંબઈ. રૂ. ૧–૪–૦ શ્રી. બાલુભાઈ હરજીવનદાસ–ઉદવાડા. રૂ. ૧–૪–૦ બેન હીરાલક્ષ્મી બાબુભાઈ તના. રૂ. ૫–૦–૦ શ્રી. વકીલ છગનભાઈ–વેરાવળવાળા તરફથી શ્રી. નારણદાસ આણંદજી કાપડીયા–બીલખાવાળા મારફત હા. શ્રી. અંબાશંકર નાનજી જોશી. રૂ. ૧–૪–૦ શ્રી. બળવંતરાય કાનજી પાઠક–લીલીયા. રૂ. ૧–૪–૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ–જૂનાગઢ. રૂ. ૫–૦–૦ શ્રી. ગોરધનદાસ જાદવજી–સમઢીયાળા (૪ થાળ.) રૂ. ૧–૪–૦ શાસ્ત્રી શ્રી. શિવલાલ બેચરલાલ–ઢાંક. રૂ. ૨–૮–૦ શ્રી. નરભેરામ જમિયતરામ દોશી–પાટણ (૨ થાળ.) રૂ. ૧–૪–૦ શ્રી. રાજકોટવાળા શ્રી. ભગવાનજી બેચરભાઈ. રૂ. ૧–૪–૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી તેમનાં પૂજ્ય માતુશ્રીના આત્મકલ્યાણાર્થે. રૂ. ૧–૪–૦ શ્રી. રામસિંહજી રાબળસિંહજી–કુંતિયાણા. રૂ. ૧–૪–૦ શ્રી. ચતુર્ભુજ ભીમજી–પોરબંદર. રૂ. ૧૦–૦–૦ શ્રી. ઇચ્છારામ કૃષ્ણદેવ–રીગામ (૮ થાળ.) રૂ. ૧–૪–૦ શ્રી. લાલજી ઝીણાભાઈ–જૂનાગઢ. રૂ. ૧–૪–૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ–જૂનાગઢ.

——[ * ]——

## ખેદજનક અવસાન

રાજકોટનિવાસીસદ્ગત શ્રી. ભગવાનજી બહેચરભાઈ પૂજ્યપાદશ્રીપ્રતિ ભક્તિભાવ ધરાવનારા હતા. તેમણે પૂજ્યપાદશ્રી પ્રણીત ગ્રંથોનું સારું અવલોકન કરેલું, ને તેથી પૂજ્યપાદશ્રીના દિવ્ય ગ્રંથોનું મહત્વ સમજી તેમણે તે પુસ્તકોની ત્રણ ત્રણ પ્રતિઓ ખરીદી પોતાની ત્રણે પુત્રીઓને તે પુસ્તકો દાયજામાં આપ્યાં હતાં. તેમના આત્માને શ્રીસદ્ગુરુદેવ પરમશાંતિ આપવા કૃપા કરો!

——[*]——

## સનાતનધર્મપ્રવૃત્તિ

જૂનાગઢનિવાસી શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહે વૈશાક સુદિ ૩ના દિવસે પોતાને સાં જૂનાગઢ વણિક મહાજનવંડીમાં બહુ શ્રદ્ધાભક્તિથી હોમાત્મક વિષ્ણુયાગ કર્યો હતો. તેમણે આનંદાશ્રમનાં પૂ. શાસ્ત્રીઓ તથા વિદ્યાર્થીઓને આમંત્રણ આપી આ સત્કાર્યમાં યોજ્યા હતા. ને યજ્ઞની પૂર્ણાહુતિ થયા બાદ દામોદરકુંડે અવભૃથસ્નાન કરવા સૌ ગયા હતા. નિત્ય સાયંકાળે ભગવત્કીર્તન ને ધૂન પણ થતાં હતાં.

——[*]——

# परचुरण भेट

**[ ચૈત્રમાસ ]**

૫-૦-૦ શ્રી. વિશ્વનાથ કાંતિદાસ શુક્લ-કુંડલાવાળા તરફથી વસ્ત્રનિમિત્તે ભેટ

૧-૭-૦ ડૉ. ઉમેદભાઈ વી. પટેલ કરમસદ અખંડદીપકના

૨૪-૦-૦ સદ્‌ગત મનુભાઈમાણેકલાલ ચંદારાણાના આત્મકલ્યાણાર્થે અખંડદીપકના શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી સં. ૧૯૯૮-૯૯ બે વર્ષના મીસ્ત્રી સુંદરજી ડાહ્યા પાસેથી આવ્યા તે.

રામનવમીના દિવસે પૂજ્યપાદશ્રીનું પૂજન થતાં ભેટના:—

૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી

૦-૮-૦ બહેન ગંગાબાઈ મૂળજી-[illegible]

૦-૪-૦ શ્રી. કરમનદાસ હરજી

૦-૨-૦ શ્રી. શાંતિલાલ કરશનદાસ

૦-૪-૦ શ્રી. કૃપાશંકર જ્યરામ ભટ્ટ

૦-૪-૦ શ્રીમતી કસ્તુરબેન

૦-૪-૦ પં. બ્રહ્મપ્રકાશજી

૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી

૦-૮-૦ શ્રી. ગંગાબેન મૂળજી-લીંબુડા અખંડદીપકના

૨-૮-૦ શ્રી. દુર્ગારાય મહારાણીદાસ દેશાઈ અખંડદીપકના

૦-૧૪-૦ વંથલીમાં રામનવમીના પૂજન ભેટના હા. કાનજી પુરુષોતમ દવે

૦-૮-૦ ચિ. શાંતિલાલ કરસનદાસ-જૂનાગઢ

૦-૪-૦ મોજીદડ આશ્રમમાં પરચુરણભેટ

૧-૦-૦ શ્રી. પ્રભુશંકર ભીમશંકર-મોજીદડ

૦-૧-૯ પરચુરણ

૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી

૧-૧૪-૦ ,, માનસિંહ નથુસિંહ ઠાકોર નિલદાનના

૨-૧૨-૦ ચિ. કુસુમ, વિદુ. મધુ આદિ બાળકો હા. શ્રી. બાબુભાઈ હરજીવન

૮-૦-૦ સદ્‌ગત શ્રી. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક-અમદાવાદ માસિક થાળમાટેની રકમ

૦-૧-૦ શ્રી. દીવાળીબેન

૧-૦-૦ શ્રી. માધવદેવ રાણાભાઈ

૦-૧૦-૦ ,, કેશવજી શીવાભાઈ

૦-૮-૦ ,, લાલજી દેવરાજ અખંડદીપકના

૦-૬-૯ ,, દામોદર મૂળજી અખંડદીપકના

૨-૦-૦ શેઠ હરખચંદ લક્ષ્મીચંદ શાહ-જૂનાગઢ

૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ-મજીઠીયા તરફથી તેમના પુત્રની જન્મમિતિના ભેટના

૫-૪-૦ શ્રી. કૃષ્ણદાસ સ્વામીજીનાં ધર્મપત્નિ કરાંચી

૧-૦-૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય-માંગરોળ

૦-૪-૦ ,, ગોવિંદજી પ્રાગજી-ડોળાસા

૨૦-૧૨-૦ શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈમાં રામનવમીનિમિત્તે શ્રીગુરુદેવનું મહાપૂજન થતાં ભેટના હા. શ્રી. શેઠ દામોદરદાસભાઈ

૨-૦-૦ શ્રી. ઈશ્વરલાલ પોપટલાલ-જૂનાગઢ

૭-૦-૦ ,, ચીમનલાલ નરોત્તમદાસ ,,

૦-૮-૦ ,, શિવલાલ બેચરલાલ શાસ્ત્રી અખંડદીપકના

૦-૫-૦ ,, ભરતલાલ વિશ્વનાથ-ટાણાકર

૫-૦-૦ ,, દ્વારકાદાસ ખેતસી-કરાંચી નિલદાનના

૧-૪-૦ ,, મનસુખલાલ દામોદર-મીઠાપુર

૧-૮-૦ ,, નરભેરામ જમિયતરામ-પાટણ અખંડદીપકના

૯-૮-૬ કરાંચી આનંદાશ્રમમાં આવેલી ભેટ તા. ૧૦-૪-૪૪ સુધીમાં હા. શ્રી. કૃ. સ્વા. કરાંચી

૦-૦-૬ પરચુરણ

કે સ્મરણભક્તિના સૂરોથી ને, હૃદયના તાર સદાકાળ ઝણઝણાટ કરે તો તેમાંથી પ્રગટતું **સંગીત** સાધકને **સિદ્ધ** બનાવે. મુમુક્ષુને **મુક્ત** બનાવે, જીવને **શિવ** બનાવે : શ્રીનાથની **સ્મરણસંહિતાના** સૂરો વગાડી વગાડી પ્રત્યેક સુભાગી **પરમમંગલ જીવન** પ્રાપ્ત કરે એટલીજ અભ્યર્થના.

શ્રીસદ્‌ગુરુદેવના સંસ્મરણોથી તાજા બનેલા અમો આનંદધામરૂપ **આનંદાશ્રમમાં** આવી પહોંચ્યા. અમારા જીવનનો એ **સુદિવસ** ધન્ય છે!

× × × ×

(અપૂર્ણ)

——[*]——

# શ્રીઆષાઢી પૂર્ણિમાનો શ્રીસદ્‌ગુરુમહાપૂજનમહોત્સવ તથા આધ્યાત્મિક સાધનક્રમ

## (સ્થલઃ શ્રીઆનંદાશ્રમ)

ગયા જ્યેષ્ઠ માસના અંકમાં જણાવ્યા પ્રમાણે આષાઢ સુદિ ચૌદશ, પૂર્ણિમા ને વદિ એકમ એમ ત્રણ દિવસપર્યંત શ્રીસદ્‌ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનમહોત્સવનો તથા તેને અંગે આધ્યાત્મિક સાધનક્રમનો સાત્ત્વિક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. આ મંગળ પ્રસંગનો લાભ લેવામાટે મુંબઇ, કરાંચી તથા ગુજરાત કાઠિયાવાડમાંથી લગભગ બસો બંધુબહેનો આવ્યાં હતાં.

આષાઢ સુદિ ૧૩ ની રાત્રિએ શ્રવણમંદિરમાં નિયતસમયે સૌ એકત્ર થયાં હતાં, અને શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા, એમણે મહાપૂજનમહોત્સવ અને સાધનક્રમસંબંધી આવશ્યક વિવેચન કર્યું હતું.

આધ્યાત્મિક સાધનક્રમની યોજનાપ્રમાણે આ વેળા પણ ઉત્સવના દિવસોમાં પ્રાતઃસ્મરણ, ભજનકીર્તન, યોગાસનો, સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ, વેદપાઠ, જપ–ધારણા–ધ્યાન, વ્યાખ્યાનપ્રવચન, શ્રીઇષ્ટમંત્રનો જપ આદિ ક્રમ રાખવામાં આવ્યો હતો, જેમાં આવનાર બંધુબહેનોએ યથાશક્તિ પ્રેમપૂર્વક ભાગ લીધો હતો.

આષાઢ સુદિ ૧૫ શનિવારને દિવસે ૧૦ વાગે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવના મહાપૂજનનો સમય હોઈ તે પહેલાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયના વિદ્યાર્થીઓ તથા શાસ્ત્રીઓ આદિએ વેદમંત્રોના પાઠવડે મંગલાચરણ કર્યું હતું. ત્યારબાદ શ્રીસદ્‌ગુરુપરમાત્માનું ષોડશોપચારવડે વિધિપૂર્વક મહાપૂજન કરવામાં આવ્યું હતું. પૂજનમાં વચ્ચે વચ્ચે શ્રીસદ્‌ગુરુપ્રશસ્તિઓ તથા ભાવમય ભજનો બોલાતાં હતાં. પૂજનકાર્ય સમાપ્ત થયા પછી શ્રીમહારાણીદાસભાઈએ લખેલા ને શ્રી. જયંતીલાલ ગોકુળદાસ કાનામેંગલોરવાળાએ છપાવી પ્રસિદ્ધ કરેલા શ્રી ઉપદેશગ્રંથાવલિના **"जनताना जीवननुं बंधारण"** નામના ૧૦૩મા અંકના કેટલાક ભાગનું તથા પૂજ્યપાદ સદ્‌ગુરુશ્રીપ્રણીત દોહરા **"श्रीनाथसुबोधमाला"** ના કેટલાક ભાગનું વાચન કર્યું હતું, અવશિષ્ટ ભાગના અંકનું તથા દોહરાનું વાચન સાંજરે કર્યું હતું.

સાધનક્રમના દિવસોમાં પૂજ્યપાદ સદ્‌ગુરુદેવના નિજમંદિરમાં ઇષ્ટમંત્રના જપની યોજના પણ ચાલુ રાખવામાં આવી હતી, જેમાં ભિન્ન ભિન્ન બંધુઓએ અકેક કલાક ધૂપદીપસાથે જપ કરવામાં યથાશક્ય લાભ લીધો હતો.